# મીલાવડો

OR

# THE MISCELLANY.

પુસતક ૧ લું.

જુન સને ૧૮૭૩ થી તે મે સને ૧૮૭૪ સુધી.

મુંબાઈ:
યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપ્યો.

૧૮૭૪.

સફે.

મુંબઈમાં કાઉંડલીંગ આસપીટાલની જરૂરીયાત........ ૧૩૮

બ્રહ્મસમાજની તવારીખનો ટુંક અહેવાલ ........ ૧૪૦,૧૫૭,૧૭૦,૧૮૧

પોતાની મેળે સીખીને તઈઆર થયલી કાવ્ય રચનારી ........ ૧૪૧

ચરબી........ ૧૪૨

હાડકાં પાંસળાં ભાંગેલાં શી રીતે સંધાયછે........ ૧૫૧

દુનીઆમાં કઈ ચીજ નિરઉપીયોગી નથી ........ ૧૫૨

બોખારા શેહેરનો ટુંક અહેવાલ ........ ૧૫૫,૧૭૧

વડોદડાનું રાજ ........ ૧૫૬

સેહેલથી અને મરજીમાં આવે ત્યારે તઈયાર થઈ શકે એવો ગ્યાસનો સાંચો. ૧૫૮

હિંદુઓના છઠ વેદામાં સુનામફીની તારીફ ........ ૧૬૦

સફે.

કાનપોરના કેદીઓ........ ૧૬૧,૧૭૭

દાંત ........ ૧૬૩

જુદી જુદી જાતના પોશાકો તથા તેઓને તઈઆર કરવાની રીત........ ૧૬૫

ગ્રાંટ કલિજમાં ગુજરાતી વર્ગની શું જરૂર છે?........ ૧૭૩

પટેરો ........ ૧૭૪

ઝાત ........ ૧૭૫

ગુજામામલાના કામ કરી શકે એવી સ્ત્રીઓ આગળ હિંદુઓમાં પણ હતી........ ૧૮૪

સરકેશીઆ દેશનો એક અંગ્રેજે આપેલો અહેવાલ ........ ૧૮૬

જાયફળ ........ ૧૮૯

બગેચાંમાં કમળાનો આજાર અને વેહેમી પાઈ ........ ૧૯૦

ઈંડાંની પરીક્ષા ........ ૧૯૧

સર બેનજામીન ફ્રાંકલીનનું ટાઇમટેબલ. ૧૯૨

# મીલાવડો

વા

THE MISCELLANY.

અંક ૧. મુંબઈ, મારા જુન, સને ૧૮૭૩. કીં૦ આના ૨.


## શાહનામું.

શાહનામું એટલે પાદશાહોની તવારીખ. આ કીતાબ ફારસીમાં આસરે ૯૦૦ થી વધારે વરસ ઉપર ફીરદોશી નામના શાયરે બનાવી હતી. ફીરદોશી ઈ૦ સ૦ ૯૪૬ માં વરસમાં ખુરાસાનના તાબાના તુસ તાલુકામાં જનમ્યો હતો. એનો બાપ અસદ, તુસ પરગણાના સાર નામના શેહેરનો એક ગોહેબાદાર જમીંદાર હતો. ફીરદોશીનું અસલ નામ અબદુલ કાસમ મનસુર હતું. પાછળથી તેને ફીરદોશીનો ખીતાબ મળ્યો હતો. એ શખસ આસરે ૩૪ વરસની ઉમરનો થયા બાદ ઈ૦ સ૦ ૯૦૦ માં ગઝનીનો પાદશાહ સબુકતગીનનો છોકરો મહમદ રાજ કરતો હતો તેની પાસે ગયો. પાદશાહ તેની કાબેલીયત જોઈને ખુશ થયો અને શાહનામું લખવાને તેને હુકમ આપ્યો. તે લખવા સારૂ કેટલી એક તવારીખની કીતાબો અને બીજા તેને લગતા લેખો આપી ફીરદોશીને પાદશાહે ફરમાવ્યું કે એ કીતાબ તઈયાર થયેથી તને ભારી ઈનામ આપવામાં આવશે. ફીરદોશીએ આસરે ૩૦ વરસ સુધી મેહેનત કરી, એ શાહનામાની કીતાબ તઈયાર કીધી અને મહમદ પાદશાહ પાસે લઈ ગયો. મહમદ પાદશાહએ ખુશ થઈ તેને ભારી ઈનામ આપવાનું ફરમાવ્યું. પણ તેના વજીરે તેનું મન ફેરવી નાખ્યાથી ફીરદોશીને આપેલી ઉમેદ મુજબનું ઈનામ મળ્યું નહીં, તેથી ફીરદોશી અને મહમદ પાદશાહ વચ્ચે નાઈતફાકી થઈ હતી. ફીરદોશી ઈ૦ સ૦ ૧૦૨૧ માં ૭૫ વરસ ને ૧૦ મહીનાની ઉમરનો થઈ ગુજરી ગયો. એના ઈલમ અને અકકલની ખુબી આજ સુધી દુનીઆમાં જાહેર છે.

ખુદાની તારીફ. કે તે પાક પરવરદીગાર, આ દુનીયાનો પેદા કરનાર સર્વે જગો વ્યાપીક, સઘળાઓનો નીઘેબાન, અને સઘળું જાણનાર એકજ છે. તેની તારીફ કરવાને કોઈ સમર્થ નથી. સઘળાએ તેની ચાકરીમાં અને તેના હુકમો ઉઠાવવામાં મશગુલ રેહેવું.

દુનીઆમાં અકકલ સઉથી મોટી ચીજ છે. જેને કે ખુદાએ તેને બક્ષીછે તેને બન્ને જહાનમાં સુખ મળેછે. વાસ્તે અકકલથીજ સઘળું કામ કરવું. તેની સાથે દુશમની રાખવી નહીં.

આ દુનીયા ખુદાએ પેદા કીધી તે વખત અવલ આગ, પાણી, હવા, અને ખાક આ ચાર ચીજો પેદા કીધી અને આ તે સૃષ્ટીની બનાવટનો ગુણ મારો.

ઈનસાનને પણ ખુદાએજ પેદા કીધુંછે. પશુ, પક્ષી પણ તેણેજ બનાવ્યાંછે. તે એઓમાં તફાવત એજ કે ઈનસાનને અકલમંદ બનાવ્યુંછે અને વાચા આપીછે. એ બન્ને ચીજો પેદા કરનારે જાનવરોને બક્ષી નથી.

સુર્ય અને ચંદ્ર પણ ખુદાએજ પેદા કીધાછે. તેઓ સઘળી દુનીયાને રોશની આપેછે. તેઓથી દીવસ અને રાતના ભાગો થાયછે.

પેગંબરોને પણ ખુદાએ પેદા કીધાછે. તેઓના કોલપર રહીને નેક રાહથી ચાલવાથી તે તારો મેહેરબાન થશે અને આ લોક તથા પર લોકમાં તારૂં બેહતર થશે.

એક ગામડીઓ પેહેલવાન જુની વાતોનો જાણનાર અને તવારીખનો માહીતગાર હતો. તે હમેશાં મને કયાનીની ઓલાદ અને નામીચા પેહેલવાનો વીશે પુછયા કરતો હતો તેથી મેં આ કીતાબ તઈયાર કરવાનું દીલ કીધું; પણ એક આદમીથી આ કામ બની શકે નહીં એવા અંદેશામાં હતો. પણ તે અંદેશો દુર કરવા સારૂ મારા એક મીત્રે મને એક પેહેલવી ભાશાની કીતાબ આપીને કહ્યું કે એ ઉપરથી તું પાદશાહોના હેવાલ લખ કે જેથી તારૂં મોટું નામ થશે.

## કૈઓમરસ પાદશાહ.

ઈરાનમાં પેહેલો પાદશાહ કયામુર્ઝ થયો. એણે તીસ વરસ સુધી રાજ કીધું. એને સીયામક નામનો એક ખુબસુરત છોકરો હતો. તેના ઉપર તેનો ઘણો ચાહ હતો. કેટલીએક મુદત ગુજરયા પછી જ્યારે તે મોટી ઉમ્મરનો થયો ત્યારે એક દેવનો છોકરો લશકર લઈને કયામુર્ઝના મુલક ઉપર ચઢી આવ્યો. કયામુર્ઝના છોકરા સીયામકને ખબર થવાથી તે એક ભારી લશકર લઈને તેની સામાં ગયો. બન્નેને સામસામી લડાઈ થઈ તેમાં દેવના છોકરાએ સીયામકને તરવારથી કતલ કીધો. આ વાતની ખબર કયામુર્ઝને થવાથી તે ઘણો નાખુશ થયો અને એ ગમને લીધે સંસાર તજી પાહાડ ઉપર ગયો અને ખુદાની બંદગી કરવા લાગ્યો. આસરે એક વરસ ગુજરયા પછી તેને ખુદા તરફથી એવો ઈશારો થયો કે તારે હવે ગમ છોડી દેવો અને લશકર ઉભું કરી તે દેવની સામાં લડવા જવું. તને ફતેહ મળશે.

કયામુર્ઝ પાદશાહના છોકરા સીયામકને એક છોકરો હતો. તેનું નામ હુસંગ હતું. કયામુર્ઝે તેને પાળી પોશી મોટો કીધો હતો. તે ઘણો તેજ અકલનો હતો. કયામુર્ઝે તેને બોલાવી લશકર તઈયાર કરવાની સુચના આપી. હુસંગે તે મુજબ લશકર તઈયાર કીધું અને દેવની સામાં લડવા ગયો. બન્ને લશકરની સામસામી લડાઈ જારી થઈ તેમાં હુસંગે દેવને મારયો અને મોટી ફતેહ મેળવી. બાદ કયામુર્ઝે આ ફાની દુનીયાનો ત્યાગ કીધો અને હુસંગ તખતનશીન થયો.

## હુશંગ પાદશાહ.

હુસંગ પાદશાહએ ચાલીસ વરસ સુધી રાજ કીધું. એના વખતમાં લોઢું પથ્થરમાંથી શોધી કાઢવામાં આવ્યું. લોઢાના ઓજારો બનાવવાની શરૂઆત પ્રથમ તેણે કીધી હતી. નદીઓમાંથી નેહેરો મુકીને પાણી લાવવાની તજવીજ તેણેજ પેહેલવેલી કીધી. અનાજ પકાવવાની સમજ લોકોને પેહેલવેલી તેણે પાડી. આથી મુલક રોજબરોજ આબાદ થતો ગયો અને મજા શુખ પામવા લાગી.

એક રોજ હુશંગ પોતાના મીત્રો શાથે પાહાડ તરફ ફરવા ગયો. તેણે તે જગે એક ભયંકર સાપ દુરથી દીઠો. તેણે એક પથ્થર મારયો; પણ તે તેને લાગ્યો નહીં અને જતો રહ્યો. તે ફેંકેલો પથ્થર બીજા પથ્થર શાથે અથડાયાથી તેમાંથી આગ ઝરી તે તેણે જોવાથી ખુદાના હકમાં દુવા માગી તે જગો આતશ સગગાની મોટું જશન કીધું; સબબ કે અગાઉ આતશ કોઈના જોવામાં આવ્યો નોતો. આ પેહલીજ વખત જોવામાં આવ્યો હતો.

હુશંગે ઘણીજાતનાં જાનવરો એકઠાં કીધાં. જે જે કામનાં જાનવરો આવે તે તે કામમાં તેઓને ખપમાં લીધાં હતાં. સારાં અને નરમ બાલદાર જાનવરોના ચામડાંના કપડાં પેહરવાની ચાલ પેહલવેલી તેણે કાઢી હતી.

## તેહેમુરસે દીવબંદ.

હુશંગ પાદશાહના ગુજરયા પછી તેનો દીકરો તેહેમુરસે દીવબંદ તખતપર બેઠો. તેણે મેઢાં વગેરે જાનવરોના બાલના કપડાં વણવાની ચાલ પેહલવેલી કાઢી. શીદઅસ્પ નાગનો તેનો એક વજીર હતો. પાદશાહને તે હંમેશા સારી સલાહ આપતો હતો, તે પોતે ઘણો નેક આદમી ચાલતો હતો. પાદશાહનો તેની ઉપર ઘણો ભરોસો હતો. એ પાદશાહ દેવલોકો ઉપર ઘણો નારાજ હતો. તેથી તે તેઓને પકડી ઘોડા ઉપર સવારી કરે તેમ તેના પર સ્વાર થતો હતો. આ ઉપરથી તમામ દેવોએ એકસંપ થઈ પાદશાહની સામાં થવાનો મનસુબો કીધો. પાદશાહને ખબર થવાથી તેણે તેઓમાંના કેટલા એકને મારી નાખ્યા અને કેટલાએકને જીવતા પકડ્યા. તેઓએ પાદશાહને અરજ કરીકે અમોને જાન બક્ષો તો અમે એક ફાયદાની ચીજ તમોને બતાવીએ. પાદશાહે તેઓની માગણી કબુલ રાખવાથી દેવોએ તેને લખવાનો હુનર શીખવ્યો.

તેહેમુરસે દીવબંદ પાદશાહ તીસ વરસ રાજ કરી ગુજરી ગયો.

## જમશેદ પાદશાહ.

આ પાદશાહ પોતાનો બાપ તેહેમુરસે દીવબંદના મુવા પછી ગાદીપર બેઠો. લોઢાના તરેહ તરેહના હથીઆરો એ પાદશાહે પેહલવેલાં બનાવી પેહલવાનોને આપ્યાં. તેણે એક મીજલસ મળી કેટલાએક લોકોને ખેતીનું, વણવાનું, સીવવાનું, અને બીજી જુદી જુદી જાતની કારીગરી તથા ધંધા કરવાનું કામ વેહચી આપ્યું. કેટલાએકોને સીપાઈ બનાવ્યા અને તેનું એક લશકર તૈયાર કીધું. તેણે જલમાં બેશીને મુશાફરી કીધી. અને સઘળી બાતોથી વાકેફ થઈ દુનીઆદારીના તમામ કારભારની રચના એણે રચી. આવી રીતે એ કામમાં તેણે પચાસ વરસ ગુજરયાં હતાં. વઈદનું કામ પેહલવેલું એણે કાઢ્યું હતું. એણે ૩૦૦ વરસ સુધી શારી રીતે રાજ કીધું. બાદ તેને મગરૂરી આવી કે મારા જેવો દુનીયામાં કોઈ નથી. આખરે તે એટલો મગરૂર થયો કે તે પોતે ખુદાઈ દાવો કરવા લાગ્યો તેથી તેનું રાજ પડી ભાગવાપર આવ્યું.

ઈરાનનો પાદશાહ જમશેદ પોતેજ ખુદા છે અને તેનું માન સઘળું પોતાને મળવું જોઈએ એવી તકબ્બરી કરવાથી તેની રઈયત તથા તમામ લશકર તેના પર નારાજ થયું, અને તેને પાદશાહતથી દુર કરવા સારૂ તે લોકો અરબસ્તાન તરફ ગયા. અને ઝોહાક પાદશા-

હને ઇરાનમાં લાવ્યા. તેણે પોતાના લશ્કરથી જમશેદના મુલક ઉપર ઘેરો ઘાલ્યો અને જમશેદને એક કાગળ લખી મોકલ્યો કે તું ખુદાઈ દાવો રાખેછે તો આપણે બન્ને એખલા એખલી લડીએ કે જે ઉપરથી તું ખુદાછે કે તેનો બંદોછે તેની તને સમજ પડે. જમશેદે આ કાગળ વાંચી ઝોહાકને જવાબ લખ્યો કે તારા જેવા એક લાખ ઝોહાક મારા હીસાબમાં નથી. માટે બેહતર ચાહતો પાછો જા. ઝોહાકે આ જવાબ વાંચી પોતાના લશ્કરનો જમાવ કીધો. જમશેદ પણ લશ્કર લઈ તેની સામા આવ્યો. બન્ને બાજુવાળાઓને સામે સામી સારી પહેલ લડાઈ થઈ. આ લડાઈ ચાલીશ દીવસ સુધી ચાલી હતી. આખરે જમશેદ અને ઝોહાક જાતો જાત ત્રણ દીવસ સુધી લડયા. તેમાં છેલી વારે ઝોહાકે જમશેદને તરવારથી જખમી કીધો. તેવો તે નાહાસીને પોતાના લશ્કરમાં જતો રહ્યો. તેણે પોતાના છોકરાને નાહાશી જવાની સલાહ આપી અને પોતે રતોરાઈ નાહાસી ગયો. ઝોહાકને તે ખબર થવાથી તે તખ્ત ઉપર આવી બેઠો. તેના વખતમાં સાખ્વટ નીકળી ગઈ, અને સઘળે જુલમોએ અને ફરેબે પ્રવેશ કીધો.

જમશેદ પાદશાહ રાતદીવસ પાહાડો તથા જંગલોમાં આથડતો આથડતો ફરંગ પાદશાહના જાબુલસતાન શેહેર તરફ આવી પોહોચ્યો. શેહેરની બાહાર એક બાગમાં ઝાડ નીચે આસાએશ લેવા સારૂ બેઠો. એ પાદશાહને સમનનાઝ નામની એક શાહજાદી હતી. તે ઘણી ખુબસુરત અને બાહાદુર હતી તે ઉપરથી તેના બાપે એવો ઠરાવ કરયો હતો કે કુશતીમાં જે મરદ એ શાહજાદીને જીતે અને તેને શાહજાદી પસંદ કરે તો તેને તેની સાથે શાદી કરી આપવી. વળી શાહાજાદીને, મરદોએ આવેલો બાપને વગર પુછે શાદી કરવાની પરવાનગી મળી હતી.

જમશેદ જે બાગમાં આવી ઉતારો કીધો હતો તે બાગમાં આ શાહાજાદીનો મુકામ હતો. તેની એક ચાકરડીની નજર જમશેદના ખુબસુરત ચેહેરાપર પડવાથી તે તેની નજદીક ગઈ અને તેને તે જગોપર આવવાનો સબબ પુછયો. જમશેદે જવાબ દીધો કે હું મુસાફર છઊં અને ભુલો પડવાથી આ જગોપર આવ્યો છઊં અને થાક, ભુખ, અને તરસથી હેરાન છઊં. માટે થોડું જામ શરાબ મને મેહેરબાની કરીને આપ. દાસીએ આ વાત સમનનાઝને જઈ કહી. સારા ખાનદાનવાળો મરદ ખાવા પીવાનું માંગે નાહી. એણે ફક્ત શરાબજ માગ્યો, તેથી કોઈ સારી દુનીયાદનો નર હશે. આ રીતની પરીક્ષા ઉપરથી સમનનાઝે તેના ઉપર દુરથી નજર કીધી. અને તેની ખુબસુરતી જોઈ તેના ઉપર આશક થઈ. તેણે જમશેદનું નામ ઠામ અને બાગમાં આવવાનું કારણ પુછયું અને શરાબ પીવા સારૂ મેહેલમાં આવવાનું ઈજન દીધું.

જમશેદ બોલ્યો કે એ પરીજાદી અવલ તું કોણછે તે મને ખરેખરૂં કેહે. તેણે જવાબ દીધો કે હું જાબુલસતાનના પાદશાહ ફુરંગની બેટી છઊં. મારૂં નામ સમનનાઝછે. જમશેદ તેના મેહેલમાં ગયો. શાહજાદીએ તેને ખાનું અને શરાબ રજુ કીધો. જમશેદની રીતભાત જોવાથી સમનનાઝની ખાતરી થઈ કે કોઈ પાદશાહી ખાનદાનનો મરદછે. પછી તેણે તેનો ભરમ લેવા સારૂ તેની સાથે વાતચીત કીધી. તે ઉપરથી તેની ખાતરી થઈ કે ઝોહાક પાદશાહએ જમશેદની છાપી મોકલી તેને પકડવાના જાહેરનામાં મોકલ્યાંછે

તે જમશેદ એજ છે; પણ તેણે આ વાત બાહેર નપાડતાં મનમાં રાખી.

જમશેદ ખાનું ખાઈ રહ્યા પછી ત્યાં નાચરંગ જારી થયા. આ હમામ જોઈને જમશેદને પોતાની આગલી મોજ શોખની વાતો ઇયાદ આવી, તે પરથી તેણે એક હાય મારી જેથી તુરત તેના ચેહરાનું નુર ઉતરી ગયું. આ બનાવ જોઈ શાહાજાદીએ જમશેદને નરમીયતથી, તેને દલગીર થવાનો સબબ પુછયો. તેણે જવાબ દીધો કે મેં જમશેદ પાદશાહનો હમામ જોયોછે. તે સરખો નર આફતનો માર્યો સઘળો હમામ છોડી ફકીર થયો અને જંગલે જંગલ ભટકવા લાગ્યો; આથી તેના સીતારાની ગરદીશની વાત ઇયાદ આવવાથી હું તેને સારૂ અફસોસ ખાઉં છઉં. શાહજાદી આ વાત સાંભળી નાખુશ થઈને ઓજલસ બરખાસ્ત થયા પછી જમશેદને પુછવા લાગી કે એ નેક મરદ તારો ભેદ મારી આગળ બેફીકરીથી બોલ. હું જાણું છઉં કે જમશેદ તે તુંજછે અને મારૂં દીલ તારી ઉપર ફીદાછે, માટે મને તાહરી પનાહમાં લેવાનું કબુલ કર. એવું કહી આંખમાં આંસુ લાવી, ત્યારે જમશેદે કહ્યું કે એ નાજનીન, બુજરગોએ કહ્યુંછે કે ઓરત જાત આગળ ભરમ ખોલવાથી જાનનું જોખમ થાયછે. વળી તારો બાપ, મને જમશેદ જાણસે તો તુરત પકડીને ઝોહાક પાદશાહ પાસે મોકલી દેસે. શાહજાદીએ કહ્યું કે સઘળી ઓરત સરખી નથી. તું મારી ઉપર ભરોસો રાખ અને ખુશી બાખુશીથી મારો થઈ રહે. મારો જાન જતાં સુધી હું તને આફતમાં પડવા દેનાર નથી.

બાદ જમશેદ અને શાહજાદી વચ્ચે કોલ કરાર થયા, અને મીજલસ કરીને પોતાની નાતની રીત મુજબ થોડી જલુસથી શાદી



કીધી. થોડી મુદતમાં શાહજાદીને હમલ રહ્યા તેથી તેણે પોતાનાં બાપ પાસે મળવા જવાનું કમ કીધું. પાદશાહને આ ઉપરથી અંદેશો આવ્યો તેથી એક દાસી મોકલી શાહજાદી બાબે તપાસ કરાવી મંગાવી.----

બીજે દીવસે શાહજાદી પોતાના બાપને મળવા ગઈ અને તેને ખુશામદે એવી રીતની વાતો કરવા લાગી. તેના બાપે તેની વાતો સાંભળી કહ્યું કે મને તારા ધણીના ભેદની સારી પહેમ ખબરછે. તે બેરૂપાઇનો બુરખો ઓઢ-ગોછે. આપાપના નામને એબ લગાડીછે. તું મેહલમો રેહેનારી તે હાલ ઘરતો રેહેનાર થઈછે. દુનીઆમાં કોઇને બદજાત બેટી ખુદા આપે નહીં એવું બુજરગોનું બોલવુંછે તે ખરૂંછે. શાહજાદી આ વાતો સાંભળી આંખમાં આંસુ લાવી નરમતાઈથી બોલી કે મારા પ્યારા બાપ, મેં કંઈ બદરાહનું કામ કીધું નથી. તમે મને મનગમતો ભરથાર કરવાનું અવશ્ય ફરમાવ્યું હતું, તે મુજબ મેં ભરી મીજલસમાં આપણી રીત પ્રમાણે ઇરાનના શાહા જમશેદ સાથે શાદી કીધીછે. પાદશાહ ખુશ થઈ બોલ્યો કે એ સમનનાજ તેં એ કામ નેક અને મારી બેહતરીનું કીધુંછે. કાલે સવારે જમશેદને મુશ્કે બાંધીને ઝોહાક પાદશાહ પાસે મોકલીસ; કેમકે ઝોહાકે જમશેદને પકરનારને મુલક અને તાજ આપવાની કબુલત કીધીછે. શાહાજાદી પાદશાહના આવી રીતના સુખનો સાંભળતાંજ એક દમ રડી પડી અને માથું કુટવા લાગી. તે બોલી કે એ પાદશાહ નામવર જરની લાલચને સારૂ ખુદાનો ગુનેગાર થવા તઈયાર થયોછે તો કયામતને દાહાડે તેની દરગાહમાં શું જવાબ દેસે. મારે અવશ્ય મને કતલ કર—પછી જમશેદના ઉપર હાથ કરવા જા—પાદશાહને

શાહજાદીના બોલવા ઉપરથી દયા આવી અને શાહજાદીને દીલાસો આપી કહ્યું કે મારી તરફથી જમશેદને કોઈ દીવસ નુકસાન પોહોચાડવામાં આવશે નહીં. તું બે ફીકર રેહે. હું કાલે જમશેદની મુલાકાત લેવા આવીશ એવું કહી પાદશાહએ શાહજાદીને રજા આપી. શાહજાદી ખુશ થતી થતી જમશેદ પાસે આવી અને તમામ ગુજરેલી હકીકત તેને કહી.

ફુરંગ પાદશાહ બીજે દીવસે જમશેદને મળવા સારૂ બાગમા આવ્યો. જમશેદે તેને ઉઠીને તાજીમ આપી. બન્ને બેસીને વાત ચીત કરવા લાગ્યા. પાદશાહએ જમશેદને દુવા દીધી, તે વખત તે બોલ્યો કે શાહજાદી એક સુર વીર મર્દને જનમ આપસે, અને તેનો બોલાદ અને અદલ ઈનસાફી તારી પાદશાહઅતમાં ફેલાસે. પણ તારૂં મન પાકજથી મારી સાહેબતને ભુલી જશે અને લોભને ખાતર તું મને કોઈક પાદશાહને સ્વાધીન કરસે. પાદશાહએ સોગન ખાઈને કોલ આપ્યો કે મારી તરફથી એવી બેવફાઈ કદી કરવામાં આવશે નહીં. તારા મનમાંથી એ વાતનો ગગ કાઢી નાખ અને ખુદાને ઈમદ કર. તે તારો ગમસો હમામ પાછો આપશે. આવી રીતે જમશેદને દીલાસો આપી પાદશાહ પોતાના દરબારમાં ગયો. ને જમશેદ અને શાહેજાદી ખુશીબા ખુશીથી પાછાં મોજ કરવા લાગ્યાં.

શાહજાદીને નવ માસ પુરા થયા પછી તેને એક છોકરો પેદા થયો. તે ઘણો ખુબસુરત હતો. તેનો ચેહેરો આફતાબની મીસાલે ચમકતો હતો. શાહજાદીને છોકરો પેદા થવાની ખુશ ખબરી સાંભળી જમશેદ તથા પાદશાહ ઘણા ખુશ થયા. તેઓએ એ છોકરાનું નામ તુર રાખીઆ. જ્યારે તે મોહોટી ઉમ્મરનો થયો ત્યારે જમશેદના જેવો દેખાતો હતો. આ બનાવથી સઘળા શેહરમાં જમશેદની ચકચાર થવા લાગી અને લોકોમા ભારી ગભરાટ થયો. ફુરંગ પાદશાહ પણ જમશેદની વાત જાહેર પડવાથી ગભરાયો. તેણે જમશેદને બોલાવી કહ્યું કે તારા હોવાની વાત સઘળે જાહેર થઈછે, અગર કોઈક પાદશાહને તારી ખબર પોહોચશે તો તે મારા મુલક ઉપર લશકર મોકલસે અને મારી પાદશાહત ધુળ મેળવશે અને તારો જાન લેશે. માટે બેહતર એજછે કે તું એ છોકરાને મારી પાસે મુકી જલદીથી બીજા ગામ તરફ રસ્તો પકડ કે જ્યાં તારો પત્તો કોઈને લાગે નહીં. જમશેદને આ વાત વાજબી લાગી તેથી ભર વરસાદની અંધારી રાતે તેણે જંગલ તરફ જવાનો રસ્તો અખ્તીયાર કીધો.

જમશેદને જવાની ખબર સાંભળી શાહજાદીએ અટકાવ્યો અને કહ્યું કે તારા મનમાં શું ગીરાની આવી કે એક દમ જાયછે તે મને મેહરબાની કરીને કેહે. તેણે પાદશાહ સાથે જે વાતચીત થઈ હતી તે કહીને શાહજાદીને સબુરી રાખવાની નશીહત આપી અને બોલ્યો કે, એ દેવજાન પ્યારી, આસમાનનો ફેર સદા ફરતો રેહેછે. કોઈ વખત ગમ અને કોઈ વખત ખુશી પેદા કરેછે. આટલું કહી જમશેદ રવાને થયો. તે ફરતો ફરતો ચીનદેશમાં આવ્યો. કમ નસીબથી તે કોઈક પાદશાહના હાથમાં આવ્યો અને તેણે તેને કરવતથી વેહેરી નાખવાની જાન લીધી.

જમશેદના મરણનો મોટો અફસોસ ભરેલી અને પથ્થર જેવા કઠણ દીલને ફાડી નાખે એવી ખબર શાહજાદીને પોહોચતાંજ તે ગાંડી દીવાની બની ગઈ અને સોર જમીન સાથે પટકી નાખ્યું. ને બોલી કે તોબા ઈલાહી.

અને મરણ પામ્યો. આ બનાવ બનતી-વખતે તેની ઓરત હાજર હતી. પણ તેને કંઈ પણ સાધારણ વૈદક વીશેનું જ્ઞાન ન હોવાથી તે પોતાના ધણીને લોહી જતું અટકાવાનો ઉપાય કરી શકી નહીં; અને પોતાના અંજાણપણાને લીધે બે મહાભારત દુઃખ વેઠવાં પડયાં—એક તો એ કે, તેના પ્યારા ધણીનો જાન ગયો અને બીજું એ કે, તેના ઉપર શક જવાથી ખુનનું તોહોમત આવ્યું. વળી સદરહુ બનાવ કેવી જગોમાં બન્યો કે જ્યાં હજારો માણસોની વસ્તી હતી, અને જ્યાં હાસપીટાલો અને મોટાં મોટાં દવાખાનાં હતાં. આવા આહા બનાવ ઘણી વખતે બનેછે. પણ જો ઘરનાં માણસોને થોડો ઘણો વૈદકનો અનુભવ હોયતો તેઓ ઘણી વખતે આ બનાવનો અટકાવ કરી શકેછે. માટે અમો થોડીએક સુચનાથી તેઓને વાકેફ કરવાને ઇરાદે કેટલીએક વાતો લખી જણાવીએ છઇએ.

હરેક મુશકેલ આજાર આપણા ઉપર આવી હુમલો કરેછે તે વખત ડાકટર આપણી પાસે હોતો નથી; અને તેઓને બોલાવા જાય એટલી વારમાં આપણે શું ઇલાજો કરવા જોઇએ! એવે વખતે પેહેલવેહલું કામતો એ કે આપણા કુટુંબના લોકોએ હિમ્મત રાખવી; પણ ઘણી વખતે આપણા લોકો ગભરાટમાં પડી જઈ, અને ખાજે વખતતો તેઓનું દુઃખ જોઈ બેહોશ થઈ જાયછે. વળી જે વખતે કે પેલા આજારીને મદદ કરવાનીછે, તે વખત તેઓ નકામા થઈ પડેછે. આપણે સઉ કોઈને ખબરછે કે સઘળા હિમ્મતવાન હોતા નથી; કેટલાએક તો એક લોહીનું ટીપું જોઈ નાહિમ્મત થઈ જાયછે.

વિલાયતમાં કેટલીક વખાણવાલી ઓરતોએ જુદી જુદી હાસપીટાલમાં જુદી જુદી વખતે જઈને દરદીઓની સેવા કરવાનું કામ માથે લીધુંછે. તેઓ ગરીબ દરદીની પાસે પોતાને ખરચે જઈ, તેઓની આરના ચારના કરેછે એટલુંજ નહીં; પણ પોતાના જાતના પૈસા ખરચી તેઓને દવાઈ કરેછે, તથા તેઓના જખમોને ખાજે વખતે પોતાને હાથે સાફ કરેછે. કોઈ વખત પોતે રૂબરૂમાં હાજર રહી બીજાને હાથે સાફ કરાવેછે. આપણા લોકોમાં મરદ લોકો આવી ખાસીયત ધરાવતા નથી તો ઓરત લોકો તો એવું કામ ક્યારે કરશે તે આગણીથી વરતી શકાતું નથી.

જુવો ઉપર લખેલી વિલાયતની દયાળુ ઓરતો પોતાની દમજાત અને ગરીબ લોકો ઉપર કેવી માયા રાખેછે. મોટા મોટા સાંચાથી શરીરના અવયવ જોખમાય છે, તથા શરીર આગથી બળેછે અને તેમાંથી મદદો નીકળેછે તેને તેઓ ખમાવશ કરવાની ટેવ પાડેછે. આ પ્રમાણે તેઓ તેઓને સુધારી શકેછે. તેઓ પોતાની તબીયત બીગડશે કે શી રીતે તેનો પણ વિચાર રાખતાં નથી, અને આજારીને મદદ આપેછે. જ્યારે કે આપણા પર દુઃખ આવી પડેછે ત્યારે તેઓ આપણને મદદ કરેછે તેથી આપણને કેટલો આસરો મળેછે તે તમે જાણોછો. તેમજ તેના દુઃખના વખતમાં મદદ કરવાથી તેઓના મનમાં કેટલી હિમ્મત આવશે વારુ, તેનો વીચાર તમોએ મનમાં કરવો. આજારીની સેવા કરવામાં જેવો સવાબછે તેવો બીજા કશામાં નથી. માટે આપણા દેશના લોકોને સમાચાર છે કે આજારીઓને મદદ કરવાનો દયાળુ વિચાર મનમાં સદા ઠસાવવો.

દુઃખ દુઃખમાં ફેરછે તેમજ તે જુદા જુદા માણસને એવું લાગે જણાયછે. જે દુઃખ એક માણસ સેહેલથી ખમી શકેછે

અને શું કે માં કરતો નથી તેજ અને તેટલાંજ દુઃખથી બીજો માણસ બુમેબુમ મારેછે. એક ખલાસી અથવા મેહુનત જેને છુટા મેદાનમાં મેહુનત કરવાની ટેવ છે, અને તેઓને બીમારીને લીધે ખાટલામાં બંધાઇ રેહવાનો વખત આવેતો તેનાથી એકાંત બેસી રેહેવાતું નથી. બીજો માણસ જેને આળસુપણાથી ઘરમાં બેસી રેહવાની ટેવછે તો તેને ખાટલો છોડીને આમતેમ ફરવાને અથવા ખાટલામાંજ પાસું ફરવાને નાપસંદ પડેછે. આટલા કારણ સારૂ જે દોસ્તદારો, સગાઓ ઈયાતો પગાર આપીને જેઓને આજારીની ચાકરી કરવા રાખ્યા હોય તેઓએ આ વાતથી વાકેફ થવું કે જેથી ફરી તેઓ આજારી તરફ અધીરા અથવા ખફા નહીં થાય.

કેટલાએક લોકો દુઃખને જીરવી શકેછે. એક સીપાઈનો પગ કચરાઈ ગયો. તેને હાસ્પીટાલમાં લઈ ગયા. પગને કાપવા શીવાય બીજો ઈલાજ ડાકટરોના વીચારમાં આવ્યો નહીં. આખરશ તેઓએ આજારીને એ વાત સમજાવી ત્યારે તેણે જવાબ દીધો કે લગારી નજરમાં આવેછે તો તેમ કરો. પાછળથી લાકડાના પગથી હું કામ ચલાવી લઈશ. તે વખતમાં દુઃખ ન જણાય એવી સુંઘવાની દવા સોધી કહાડી નોતી. ડાકટરે સીપાઈ સાથે શરત કરી કે તારો પગ કાપતાં તું આવો મજબુત આદમી કેમ જણાવી શકશે. તેણે જવાબ દીધો કે મને કોઈ પકડે નહીં, અને હું બીલકુલ કાંપ હું જરા હલું નહીં અથવા જરા આવાજ પણ કાઢું નહીં. ડાકટરે તેનો પગ કાપ્યો; અને તેણે પોતાના ઓશીકા ઓઢે પાગમા. બાદ ડાકટરે પાટો બાંધી, તે ખસી નહીં જાય તેને સારૂ એક ટાંચણી ખોસવા ગયો. તે વેળા સીપાઈની આંગળીમાં લાગવાથી તે મોટેથી પોકાર મારવા લાગ્યો. ડાકટરે તેને કહ્યું કે, આ વાત ઘણી તાજુબની છે કે સંપુરો પગ કાપી નાખ્યો ત્યારે તું જરા બોલ્યો નહીં, અને જરા ટાંચણી ભોકતાં બીરો પાડેછે. સીપાઈએ કહ્યું કે મારી શરત કંઈ ટાંચણી ભોકવાની નોતી. મેં સારૂં મન પગ કાપી નાખવાને ખાતરનું હતું. ટાંચણી ભોકવાને સારૂ મેં કંઈ મન મારયું નોતું. બાહાદુર સીપાઈએ એટલું બોલીને ફરીથી ડાકટરને કહ્યું કે તું જવાબ દેકે મેં ફરી મારી શરત તોડીછે?

આ ઉપરથી તમે જોશો કે કેટલાએકોને ખમાવશ કરવાની ટેવ હોયછે. તે સરખી કોઈમાં હોતી નથી. એક બીજો દાખલો તમોને લખી જણાવું છઉં—તે એકે, એક બીલની બગલમાં તીર વાગ્યું તેથી તેનો હાથ ખભાથી જુદો કરવો પડ્યો, અને તેમ કરતી વખતે તેણે ઘણી ખમાવશથી બરદાસ્ત કીધું. તેને દવા સુંઘાડી બેહોશ કરવાનો ઈલાજ કરવા માંડ્યો તે તેણે ના પસંદ કીધો. આજારીઓની સંભાળ લેનારાઓએ આ બાબત ઉપર ધ્યાન રાખવાનું છે કે, કોઈ ખમી શકે ને કોઈ નહીં. માટે સઉ કોઈની સાથે એકજ રીતે વરતવું નહીં.

પણ સાધારણ રીતે બેસીને તો ઘણાં લોકો દુઃખ ખમી શકતા નથી. વળી ઈયાદ રાખવું કે, જેમ શરીરનો ભાગ ઘણો લાંબો પોહોળો જોખમાયેલ તો તેથી વાજબું દુઃખ થતું નથી. શરીરનો જેમ વધારે ભાગ બળી જાય તેમ તેના પ્રમાણમાં દુઃખ ઓછું જણાયછે, અને જે રોગથી ખરૂં દુઃખ થાયછે તે રોગ ઘણું મુત્યુ કરનાર નથી.

દુઃખ જે છે તે શરીર અથવા મનને કંઈ પણ જાતનું નુકસાન થાયછે તેનું પરીણામ

છે, અગરજો દુઃખ ખમતું મુશકેલછે તોપણ તે એક રીતે ગેરફાયદો કરતું નથી. આજા બચમાં નહીં આવી જવાય તેને સારૂ દુઃખ આપણને સુચના કરેછે. આપણે કંઈ ભુલ કરતા હોઇયે તો દુઃખ આપણને ચેતાવેછે. એક બાળક દીવાની ઝાળ આગળ આંગળી લાવેછે તો તેથી તેના આંગળાંને જરા દુઃખ થવાથી વધારે જોખમથી બચવાને તે આંગળી તુરત પાછી ખેંચી લેછે. આથી શું સમજવું કે જરા જેટલું દુઃખ જણાવાથી તે દુઃખે વધારે ભયમાં નહીં જવાની સુચના કીધી. એક માણસની આંગળી છરીથી કપાયેચ તો તે તુરત છરીને પડતી મુકેછે. જો દુઃખ આપણને સુચના નહીં કરતું હોયતો આપણી કેટલી ખરાબી થાય તે આ દાખલા પરથી જુઓ. કોઈ ઘણો બુઢો અથવા નીરબલ માણસ કપડાં પહેરીને એકાંત બેઠો હોય અથવા સુઈ ગયો હોય, અને હુકો પીતાં ચલમમાંથી અંગારી કપડાંપર પડવાથી સલગી ઉઠવાથી જો તેને દુઃખ થાયતો તે મોટેથી પોકારી કોઈની મદત મેળવી શકે; પણ જો દુઃખ જેવી ચીજ હોત નહીંતો પેલો શખસ બળીને ખાક થઈ જતે ત્યાંસુધી પણ તેની અવસ્થાની કોઈને ખબર થાત નહીં. તેમજ કેટલાએક લોકો પાપ કરેછે તેથી જે દલગીરી અને દુઃખ તેનાપર આવી પડેછે તે પણ તેઓને ફરીને વધારે પાપ ન કરવાની સુચના કરેછે.

## અસલના હિંદુઓમાં નાટક.

નાટકના ત્રણ ભાગ કરવામાં આવ્યાછે—પૈશિક, નટચર્યા, અને વીરચરિત્ર.

સઘળી પ્રજાઓમાં પોતપોતાના નાટકો હોયછે. અને તેના અસલ શોધી કાઢનાર દેવતાઓ છે. હિંદુઓના પણ પોતાના નાટક છે, અને તેઓ બ્રહ્માથી ઉતપંન થયલાં છે એવું કાહાણીઓથી સાબીત થાયછે. બ્રહ્માયે દેવતાઓને પ્રસન્ન કરવાસારૂ પોતાના છોકરાઓમાંના એક ભારત નામનાને એ હુંનર શિખવ્યો. હિંદુઓએ કંઈ પ્રાચીન અથવા અર્વાચીન વખતમાં બીજી પ્રજાઓમાંથી નાટકો નકલ કરીને પોતાઓમાં દાખલ કીધાં નથી, પણ તેઓના પેદા કરનાર તેઓ પોતેછે. ચૌદમી અથવા પંદરમી સદીની આગમેચ યુરોપની પ્રજાઓમાં નાટકો બીલકુલ નોતાં. એ સદીમાં હિંદના નાટકોનો પડતો વખત આવ્યો. મુસલમાન લોકોમાં નાટક વિશે કંઈપણ લખાણ નથી. તેઓ ફક્ત પેગંબરને માની જાણેછે. તેઓ પાસે જે નહોય તે બીજાને આપી શકે એ વાત અશક્યછે. તેઓમાં નાટક વિશેના લખાણ નોતાં તો તેઓએ જ્યારે હિંદુસ્થાનનું રાજ્ય મેળવ્યું તે વખતમાં હિંદુઓને તેઓની તરફથી નાટક નકલ કરી લેવાનું બની આવ્યું નથી એ વાત સ્પષ્ટછે. જુના ઈરાનીઓમાં અથવા અરબ લોકોમાં અથવા ઈજીપ્તના લોકોમાં નાટકો હતાં એવું ગ્રંથો ઉપરથી માલુમ પડતું નથી. માટે હિંદુઓએ પોતાના નાટક કોઈપણ પ્રજા પાસેથી નકલ કરી લીધાં હોય એમ જણાતું નથી.

સઘળી અસલની પ્રજાઓમાં નાટકો ધર્મને લગતી કથાઓમાંથી ધર્મઉપદેશીઓએ બનાવ્યાંછે. યૂરોપમાં પણ સાધુઓએ નાટકો રચ્યાંછે.

હિંદુઓમાં મુખ્ય નાટકો મૂળ એક રસ છે. સરામાં પ્યાર અથવા બાહાદુરી દર્શાવ્યાં હોયછે. હિંદના નાટકોમાં તો ઘણો ભાગ ગદ્યમાં હોયછે. ઘણા કલ્પિત વિચારો પ-

ઘમાં સમજાવ્યામાં આવ્યાછે. ઘણું કરીને નાટકમાં મરદો સંસ્કૃતમાં બોલતા અને ઓરતો પ્રાકૃતમાં બોલતી હતી. આ ઉપરથી સમજવામાં આવશે કે પવીત્ર ભાષા બોલવાનો અધીકાર ઓરતોને નોતો. ચાકરોને પણ સંસ્કૃતમાં બોલવાનો અધીકાર નોતો. તે વખતની ઓરતોમાં આ કાળની ઓરત કરતાં અગરજો છુટ વધારે હતી તોપણ તેઓને મરદોની મંડળીમાં દાખલ થવાની છુટ નોતી.

હિંદુઓમાં દુખપરિણામી ઇચ્છાને કલતા કલંકી તરેહનું એક પણ નાટક મળી આવતું નથી. ઘણાં નાટકો જેનો અંત ખુશીમાં થાય એવાં નાટકો જોવામાં આવેછે. જુદા જુદા તેહેવારોને લગતાં, રાજાઓના રાજ્યાભિષેક વિશેના, લગ્ન વિશેના, નવા ઘરમાં પ્રવેશ કરતી વખતના, પુત્રના જન્મ વિશેના ઇત્યાદી નાટકો જોવામાં આવેછે.

હિંદુઓ જે નાટકના ખેલ એક વખત કરી બતાવતા તે ફરી કરતા નોતા તે ઉપરથી તેઓનાં નાટક ભુલાં રહી ગયાંછે. મુસલમાનોના હાથમાં હિંદુસ્થાનનું રાજ્ય ગયાથી હિંદુઓના નાટકને ભારી ધોકો પોહોચ્યો છે. હિંદુઓના કેટલાએક સ્વતંત્ર રાજ્યમાં થોડાં ઘણાં રહી ગયલાં છે તે હજુ કાયમ છે.



## આપણો નામીચો લીબીગ સુપનો બનાવનાર મરણ પામ્યો.

ડાક્ટર લીબીગ, એ એક મોટો "જર્મની" દેશનો વિદ્વાન હતો. તે તા० ૧૮ એપ્રિલ સને ૧૮૭૩ ને રોજે મરણ પામ્યો. તે વખતે તેની ઉમ્મર ૭० વરસની હતી. આ વિદ્વાને "બોન" ની "યુનીવરસીટી" માં કેલવણી લીધી હતી. બાદ એ પેરીસમાં ગયો. ત્યાં પોતાના ભણતરથી મોટું માન પામ્યો. સને ૧૮૭૩ માં તે વિલાયતમાં આવ્યો ત્યાં તેણે વિદ્યા વિશે ઘણાં ઉત્તમ ભાષણો કરી ઘણો વખણાવા લાગ્યો. એ નામીચા પુરૂષે રસાયન શાસ્ત્ર વિશે તથા પ્રાણી ગુણ ધર્મ શાસ્ત્ર વિશે અતીશે અને ઉત્તમ પ્રકારનું ભાષણ કીધું છે. એણે ઉત્તમ ગ્રંથો રચ્યાછે.

ખેડુતોને એની બનાવેલી ખેડુતના કામ વિશેની "કેમસ્ટ્રી" નો લાભ લઇને જમીનની પેદાશ વધારવાનો સરકારે બંદોબસ્ત કીધો, ખેડુતો તેમ કરવામાં ગુસ્સે થઇ સામા થયા. તેના નામનો તેઓએ હસવા જોગ અર્થ કીધો હતો. "લીબીગ" નામને "લાઇબીગ" નામમાં ફેરવ્યું. તેનો અર્થ—"લાઇ" એટલે જુઠું અને "બીગ" એટલે મોટું.

સને ૧૮૪૫માં ફ્રાન્સના રાજા બીજા "લુઇ" એ સરનો ખીતાબ "લીબીગ" ને બક્ષ્યો. તે પછી અને મોટી નામાંકીત સભાઓમાં દાખલ થયો હતો. સને ૧૮૫૦માં "હીડલબર્ગ" ની "યુનીવરસીટીમાં" કેમીસ્ટ્રી શિખવવાની પ્રોફેસરની જગો તેને આપવા માંડી પણ તે એણે લેવાની નાપાડી. ત્યારબાદ બે વરસ પછી તેણે તે જગો કબુલ કીધી. પછી તે મ્યુનીકની "યુનીવરસીટીમાં" અધ્યક્ષ થયો અને તેનું કામ બેરન લીબીગે પોતના બીછાનામાં સુતાના થોડો વખત આગમચ સુધી કીધું.

## વાજબી ચાલ, તથા સાચું કેહવાને હિમ્મત ભીડ.

એક દિવસે છોકરાંઓ નિશાળની પાછળ વાડીમાં રમતાં હતાં. સઘળાં બાળકોની ઈંટોને ગોઠવી એક મિનારો તઈયાર કરવામાં ગુંથાયાં હતાં, એટલામાં પાછો નિશાળમાં જવાનો ઘંટ વાગ્યો.

ઘંટનો આવાજ સાંભળતાંજ તેઓ સઘળાંએ એકમત થઈને પેલા મિનારાને ભાંગી પાડ્યો, કેમકે તે પૂરો કરવાને તેઓને વખત નોહતો.

મિનારો પાડી નાખવાની ગરબડાટમાં એક બરટન નામના નાના છોકરાના હાથમાંથી એક પૈસો પડી ગયો. બ્રાઉન નામના એક છોકરાએ તેને ઊંચકી લઈ પોતાના ગજવામાં મુક્યો.

નિશાળમાં સઘળાં છોકરાંઓ પેઠાં તે વખતે બરટનની આંખમાં આંસુ જોવામાં આવ્યાં. તેના માસ્તરે તેને રડવાનું કારણ પુછ્યું. તેણે કહ્યું કે તેનો પૈસો ખોવાઈ ગયો. બીજો એક છોકરો વચ્ચમાંથી ઉઠીને બોલ્યો કે મારા ધારવામાં તે પૈસો બ્રાઉન પાસેછે. મેં તેને ઊંચકી લેતાં જોયોછે.

બ્રાઉન ઘણો મગરૂર અને મોટો છોકરો હતો. જ્યારે તેને પૈસા બાબે પુછવામાં આવ્યું, ત્યારે તેણે તેની પાસે પૈસો નથી એમ કહ્યું. તેનામાં કબુલ કરવાની હિમ્મત નોતી. જ્યારે તેણે પૈસો ઊંચકી લીધો ત્યારે તેની મનસુબ તે ચોરવાની હતી એમ હું ધારતો નથી. તે ખરાબ છોકરોછે એમ હું ધારતો નથી. પણ તે એક વખતે ના કહેછે તો પછી હા કહેતો નથી. તે પોતાની ભુલ કબુલ કરવાને ઘણો મગરૂર છે.

માસ્તરે તેને ઘણી મમતાથી બોલી ઘણા વખત સુધી તેની ભુલ હતી એવું બતાવાને માટે મેહનત લીધી પણ તે સઘળી ફોકટ ગઈ. બ્રાઉને પોતાની હઠ રાખી બોલ્યો કે પૈસો તેણે લીધો નથી તથા તેની પાસે પણ નથી.

માસ્તરે વિચાર કીધો કે છોકરાંઓથી એ બાબતનો નિવેડો લાવવો જોઈએ. તેણે ૭ છોકરા અને ૭ છોકરીઓની જુરી કીધી. તેઓને કેસ સમજાવ્યો. જે છોકરાંઓએ કે બ્રાઉનને પૈસા લેતાં જોયો હતો તેઓએ જેવું જોયું હતું તેવું કહ્યું. જુરી વિચાર કરવાને એક ઓરડામાં ગઈ. થોડી વારમાં જુરીના મેમબરો બાહાર આવ્યા, અને પોતાનો મત આપ્યો કે બ્રાઉન અપરાધીછે.

બ્રાઉન પોતાના માસ્તરના માનીતા ચેલાની સામાં થતો હતો તોપણ પોતાના નિશાળના બંધુઓનો ઠપકો ખમી શક્યો નહી. ઘણા પાધરા પાણી આંખમાં લાવીને પેલો પૈસો તેણે માસ્તરના હાથમાં આપ્યો, અને માસ્તરના આગળ પડીને સઘળું કબુલ કીધું. આ પ્રમાણે જોઈને બીજા છોકરાંઓને ઘણું લાગ્યું. માસ્તરે કંઈ બ્રાઉનને સજા કીધી નહી; કેમકે તેણે જે કીધું હતું તેને વાસ્તે તે ઘણો દલગીર દેખાયો. વળી પોતાના ભાઈબંધોના તથા બરટનના પણ એના અમલમાં આવવાથી એને વધારે લાગ્યું.

આ બનાવને છ મહિના વીતી ગયા બાદ એ બાબત કોઈથી વિસરાઈ ગયેલું સાંભળીને ચોધાર આંસુએ રડ્યો. ફરીથી કોઈ દિવસ પણ જુઠું બોલવાના નીચ ઉપાયો કામે લગાડતાં એ જોવામાં આવ્યો નથી. જ્યારે કોઈ વખત તેનાથી કંઈ ખોટું થતું તો તેને તે માની લેવાની હિમ્મત આવતી. જ્યારે કે છોકરો ખોટું કામ કરેછે ત્યારે તે છુપાવાને જુઠું બોલેછે. અને તેમ કરવામાં તે માત્ર પાપ કરેછે એટલુંજ નહી પણ તે વધી હીણકારો દેખાયછે. માટે હમેશા સાચું બોલવાને તતપર રહો.

# મીસાવડો

OR

## THE MISCELLANY.

અંક ૨.    મુંબાઈ, માસ જુલાઈ, સને ૧૮૭૩.    કીંo આના ૨.

### દાકટર આવે ત્યાં સુધી શું કરવું?

(સાંધણ પાને ૧૪ થી.)

#### આજારીનો ઓરડો.

જો તમોને કોઈ આજારીને રહેવાનો ઓરડો પસંદ કરવાનું કહે તો તમારે એવો ઓરડો પસંદ કરવો જોઈએ કે જ્યાં તદન અંધકાર નાહોય. તેમાં અજવાળું સારીપઠે આવવું જોઈએ. વળી ઓરડામાં ગભાથી દીસ સુરી થાય અને એહતમાં રહે એવો તે હોવો જોઈએ.

પણ જો બીમારી તાવની અથવા કંઈ ભગજની કે આંખની અથવા એવી તરેની કે જેમાં સઘળો ઘોંઘાટ કે શોર દુર કરવો હોય તો કુટુંબને બેસવા ફિરવાની જગોથી ઈલાહેદા બાજુ પરનો એક ઓરડો પસંદ કરવો; કેમકે એવા રોગમાં આજારીને કોઈને જોવાની અથવા કોઈની સાથે ઘણી વાત કરવાની જરૂર નથી. પણ તેને બીલકુલ આરામનીજ જરૂરછે.

જો આજારીને કંઈ જખમ ઈથાને ઘા લાગ્યો હોયતો તેને જ્યાં સઘળું કુટુંબ બેઠું હોય તે જગોપર રાખવાથી તે ઘણો ખુશ રેહેશે અને વખતે પડયે કોઈની મદદ પણ મેળવી શકશે. વળી આસપાસ બીજા લોકોને જોવાનું બોલતાં હસતાં જોઈને તે પોતાનું દુઃખ વીસરશે અને એકજ જગ્યાને તેના ઉપર બેસી ચાકરી કરવાની જરૂર રહેશે નાહી.

જે ઓરડામાં કે ગટરની ગંધ કે બીજી કોઈ રીતની બદબો આવતી હોય તેવી જગોએ આજારીને સારૂ પસંદ કરવી નહીં.

ઓરડાની બારી એવી રીતની નહીં હોય કે તેને ઉઘાડતાં મેહનત પડે અથવા તે ઉઘાડતાં અવાજ થાય. ઓરડામાં જરૂરીઆત કરતાં વધારે સામાન સરંજામ વગેરે ફરનીચર નજોઈએ. અફસુસના કરીને આજાર ઉઠતો ઈથાને બેઠો હોયતો સામાન ઘણો જોઈયેજ નહીં. ઈયાદ રાખવું કે કોઈ પણ જાતની ગંધ રૂઈના બનેલા કપડામાં જેટલીવાર ગોંધાઈ રહી શકેછે તેના કરતાં ઊનનાં બનેલાં કપડામાં વધારે વખતસુધી ગોંધાઈ શકેછે. માટે ઓરડામાં ઊનના પડદા હોવા નજોઈએ. જો ઓરડો ઠીક દેખાતો નહીં હોય અને લુખો લુખો દેખાતો હોયતો તેને ખુશનુમા દેખાડવા સારૂ પડદાની જરૂર પડેતો તે પડદા બારીક મલમલીન અથવા બીજી એવીજ જાતના કપડાના બનાવવા કે તે સેહલથી ધોવાઈ શકાય.

ઊનના કપડાથી ઢાંકેલો કોચ અથવા કુરસી ન હોવાં જોઈએ. નેતરનો ભરેલો કોચ અથવા પાટીયાં જડેલી કુરસી પસંદ કરવી જોઈએ અને ઓરડાની જમીન પણ સાફ પા-

ટોપીનો હોલી જોઇયે અને તેપણ સુદ્ધી—તે ઉપર ફુરશ કરેલો ન જોઇયે; પણ બાજુપર એક શેતરંજનો ચીરો લાપવો કે તે ઉપરથી જતાં આવતાં કંઈ આવાજ થાય નહી. જખમાયેલા આજારીનું બીછાનું જે જગોપર તેને સુખ મળે તે જગોપર કરી આપવું અને તે જગો એવી જોઇયે કે જ્યાં સારી રીતે અજવાળું આવતું હોય, જેથી કરીને જખમ રોઠેલથી જોઈ શકાય તથા ધોઈ શકાય; પણ આજારી તાવથી અથવા સહીએથી લાગતો હોયતો તેને એવી જગોપર સુવાડવો કે જ્યાં બારણાની નજદીક રાધણી આવી હોય, એમ કરવાનું કારણ અરજુંજ છે કે જ્યાં આતશ બળતો હોય તે ઠેઈ હવાના જથા વગર બળતો નથી અને જ્યાં આતશ બળેછે ત્યાંની હવા ગરમ થઈ તથા વજનમાં હલકી થઈ ધુમાડીયાં તરફ જાયછે અને તેને બદલે પેસા દરવાજા તથા બારીમાંથી તાજી હવા દાખલ થતી જાયછે. આ રીતે ધુમાડીયું પવનને આવજાવ કરવાને મોટું સાધન થઈ પડેછે અને તેથી વળી ઓરડા માહેલી ઝેહરી હવા દુર થાયછે અને તેમ થવાથી પેલા રોગી રોગને અટકાવામાં મોટી મદત મળેછે. આ વાત ડાક્ટર ધીરજરામે ગયા બે મહીનામાં પોતાના ભાષણમાં ઘણી લંબાવીને સમજાવી હતી તે ઘણાખરાને સાંભાર હશે.

આ ઉપરથી સ્પષ્ટરીતે સમજાશે કે જો કોઈ પણ શખસ આજારીના બીછાના અને જે જગોપર કે વરતેન સળગતો હોય તેની વચમાં ઉભો રેહતો તેના દમમાં આજારપર થઈને જતી ઝેરી હવા આવશે; પણ જો તે બીજી બાજુ તરફ બીછાના અને બારીની વચમાં ઉભો રેહશે તો તેને જે સ્વચ્છ હવા કે તેમાં થઈને પેસી ગરમ થઈને નીકળી જતી ઝેહેરી હવાની જગો પુરી પાડવા આવેછે તેનો ઉપભોગ તેનીથી થઈ શકશે. પણ જો આવી સઘળી જોગવાઈ મળી આવે એવો ઓરડો મળી નહીં શકતો આજારીનું બીછાનું મુકવું હોય તેની અને જે બારીથી પવન આવેછે તેની વચમાંનું અંતર ઘણું ટુંકું જોઇયે. તેથી આસપાસના માણસો નીરભયપણાંથી ઉભાં રહી તેની ખબદારી લઈ શકશે.

જો ઓરડો કે લાંબી મુદત સુધી વપરાતો નહીં હોય તો તેમાં આજારીને સુવાડવો નહીં. પેહેલવેલાં તે ઓરડામાં વરતેન સળગાવવો અને જોવું કે તેથી થતી ગરમ હવા ધુમાડીયામાં થઈને નીકળી જાયછે. આ પ્રમાણે કરયા બાદ તેમાં આજારીને લઈ જવો. વળી જોવું કે તેમાં સરદી નહીં હોય. આપણા લોકો ઘરમાં હવાનો આવ જાવ થાય એવો રીતનો વીચાર નકરતાં ઘરો બાંધેછે તે આજારના ઉલર થઈ પડેછે. એક વખતે એક આજારીને તેના સગાંઓએ એક ઓરડામાં લઈ જઈ સુવાડ્યો, તે ત્યાં ઘણો ગભરાવા લાગ્યો, તેને થોડા વખતમાં છાતીનું દરદ થયું, ડાક્ટરને બોલાવ્યો તે આવીને જુએછે તો ઓરડામાં હવાને આવવા જવાની મોકળાશ તેને વાંધો લાગ્યો. તે ઉપરથી તેણે તપાસ કીધી તો ધુમાડીયામાં એક પક્ષીએ પોતાનો માળો બાંધીને ભોકું પુરી લાગ્યું હતું. તેણે તે માળો ત્યાંથી ખસેડી નાખ્યો અને ધુમાડીયું સાફ કીધું. બાદ તેમાં એક નીયુસ પેપર સળગાવીને રાખ્યું તેથી કરીને તે માહેલી હવા ગરમ થઈ ઉંચે ચઢી ગઈ અને પછે હવાનો આવ જાવ થવા લાગ્યો અને તેમ થવાથી પેલા આજારીને સ્વચ્છ હવાનો ઉપભોગ મળવા લાગ્યો અને થોડા દાહાડામાં તે સારો થયો.

બીછાનું બાંધથી ભરેલું હોય એવું મળી

આવે તો સારૂં, પણ તે ઘણું મોંઘું પડેછે તેથી જો મળી આવેતો તે પથ્થમાં લાવવું, પણ પીછાંથી ભરેલું બીછાનું કંઈ અગત્યની જરૂર પડયા શીવાય વાપરવું નહીં; કેમકે એનું બીછાનું ઘણું મુલાયમ હોયછે તેથી આજારીના ભારથી તેમાં પેસી પડી જાયછે અને તેમાં આજારી ગોંધાઈ રહ્યાઈ ગયેલો માલમ પડેછે. આ પ્રમાણે થવાથી તેના સરીર પરનો ગાઢ અથવા કંઈ હાંકેલો હોય તે જોઈ જોઈ શકાતી નથી. વળી જ્યારે પીછાં બીગાડછે ત્યારે તેને ઠીક કરી શકાતાં નથી. આમાં બીછાના કરતાં તો સાફ સીળઘા પરાળથી ભરેલું હોયતો તે બીછાનું વધારે સારૂં. તે કરવામાં ખરચ પણ ઓછો લાગેછે અને તેથી સુખ વધારે મળેછે અને તનદરસ્તી વધારે સારી રીતે સચવાયછે. વળી એવાં બીછાનામાં એક બીજો ફાયદો એછે કે કદાસ તે ખરાબ થાયતો તેની અંદરનું પરાળ કાઢી નખાયછે અને ઉપરને ધોવાડી લખાયછે અને તેમાં જરા પણ વીલંબ થયા વગર રોકડે પરવો નવું પરાળ ભરી તઈયાર કરી દેવામાં આવેછે.

બીછાનું મહું પોહોળું ન હોવું જોઈએ; કેમકે તેમાં એક મોટો ગેર ફાયદો છે તે એકે જો આજારી બીછાનાના મધ્ય ભાગમાં પડેલો હોય અને કોઈ તેને ઉઠાડવાને મદદ કરવા જાયતો તેને બીછાના ઉપર ગુઠણીમાં વાળીને લાંબા હાથ કરી કઢંગી રીતે મદદ આપવાથી તેના હાથની "મસલસ" ઈયાને સ્નાયુ ઉપર જોર આપવાથી તે પોતે દગો જાયછે.

જ્યારે તમે બીછાના પરની ચાદર બદલવા માંગો અને તે ઉપર સુતેલો આજારી ઉઠી શકતો નહીં હોય ત્યારે તેની ગોઠવણી આ પ્રમાણે કરવી. પાથરેલી ચાદરનો એક બાજુથી બીમાર માણસના જમણા હાથ સુધી વીંટો કરવો અને પાથરવાની નવી ચાદરનો અરધો વીંટો કરીને તેજ બાજુ ઉપરની જુની ચાદરના વીંટા પાસે મુકવો અને જુની ચાદર આજારીને નીચેથી ખસેડી લેતી વખત તેની સાથેજ નવી ચાદરનો કરેલો વીંટો ગબડાવી દેવો એટલે એકી વખતે જુની ચાદર નીકળી નવી ચાદર પથરાયગો અને એમ આજારીને ઉઠવા બેસવાની અથવા તેને વધારે વખત સુધી ઉચકી રાખવાની ગરજ પડે નહીં.

આજારીને પાટીયાં જડેલી જમીનના ઓરડામાં રાખી સુવાડવો હોયતો તેને લાવતાં પેહેલાં તે પાટીયાં ગરમ પાણીથી ધોઈ લાવવાં અને તેની સાંધો કળી ચુનાથી પુરવી એટલે તેમાંથી જીવજંત અને બદબો આગર હોયતો તેનો પણ નાશ થાય અને ચેપને ભરાઈ રેહેવાની જગો રેહે નહીં. [અધુરૂં.]

---

## હિંદુસ્થાનનો પહેલો ગવરનર જેનરલ.

### વારન હેસ્ટિંગસ.

વારન હેસ્ટિંગસ એ એક અસલના નામીચા કુળનો હતો. એના વડીલો ડેનમાર્કના રાજાના વંશના હતા. એ રાજાઓનો તારા એવોતો ફરી ગયો હતો કે બ્રિટીશ સેનામાં તેઓનાં વાહાણ નજરે પડતાંજ ત્યાંના લોકોના જનાવરો નરમ થઈ જતા હતા. આસરે અઢીસો વર્ષ ઉપર તેનું કુટંબ ઘણી સારી હાલતમાં હતું; પણ પછી દેશમાં મોહો માંહે લડાઈ કજીઆને લીધે માઠી હાલતમાં આવતું ગયું. આખરે એટલીતો લાચાર હાલતમાં આવી ગયું કે, તેઓને પોતાના ગુજરાન સારૂ તેઓને ડેલેસફોર્ડ નામની જાગીરમાંની જાગીર વિલાયતના કોઈ એક વેપારીને વેચવી પડી. તેના કુળમાંનો છેલો હેસ્ટિંગસ ત્યાં પાદરીનું

કામ કરવા લાગ્યો. પોતાના કબ્જામાંથી જાગીર ગયા પછી, આ કુલીન પાદરીની હાલત ખરે દયા ઉપજાવવા લાયક થઈ પડી. તેના પાદરી તરીકેના લવાજમમાં કંઈ વાંધો પડવાથી, તેને કોર્ટમાં ફરીયાદી માંડવી પડી અને તેમાંને તેમાં પોતે પાયમાલ થઈ ગયો. તેને બે છોકરા હતા. વડો છોકરો કસ્ટમ ખાતામાં નોકર હતો, અને તેનું નામ હાવર્ડ હતું. બીજો પિન્સટન, નામનો છોકરો ઘણો આળસુ હતો, અને તે સોળ વર્ષની વયનો નહીં થયો હતો એટલામાં પરણ્યો હતો. શાદી કીધા બાદ બે વર્ષમાં પોતાની ઓરત એક ન્હાનો છોકરો મુકીને મરી ગઈ અને પોતે પણ પછી થોડી મુદતમાં દેહ મુકી. આ લાચાર મા બાપ વગરનો છોકરો તે આપણો વખણાયલો હિંદુસ્તાનનો પેહેલો ગવર્નર જેનરલ, અને તે પોતાના દાદાના હાથ નીચે ઉછરી મ્હોટો થયો.

હેસ્ટિંગ્સ ઈ૦ સને ૧૭૩૨ ના ડીસેમ્બર મહિનાની તારીખ ૬ ઠીને રોજે જનમ્યો. ન્હાનપણમાં ગામડાંની નિશાળે બેઠો, અને ખેડુતોના છોકરાઓની સોબતમાં શિખવા અને રમવા લાગ્યો. તેના ચેહરાપરથી એવું નહીં વર્તાતું હતું કે આગળ જતાં કોઈ મ્હોટી હાકૂમતને પોહોંચશે. તેને પોતાની ચોપડી-પર ઘણો લક્ષ આપતો જોઈ, તેના લંગોટીયા દોસ્તદારો ઘણા અજાયબ થતા હતા. તેઓ તેને ઘણા દિવસ વિસરી નહીં ગયા. તેને પોતાના બાપદાદાની દોલત અને જાહોજલાલી ઈયાને પરાક્રમ, તથા તેઓની ઘણી તારીફ લાયક મેહમાનદારી, વફાદારી અને બાહાદુરી વિશે વાતો સાંભળવાનો ઘણો શોક હતો. ન્હાનપણથી આવી આવી પોતાનાં કુટુંબની મ્હોટાઈ વિશે સાંભળીને પોતે મનમાં તરેવાર તરફ ઉઠાવતો હતો. પોતાના ઘર આગળ પાસે થઈને એક ન્હાની નદી વેહેતી હતી ત્યાં કીનારાપર પોતે જ્યારે સાત વર્ષનો હતો ત્યારે એક દિવસ બેઠો હતો અને પોતાના વડવાની ગયલી જાગીર તરફ જોઈને વાળે વખતે પોતાની મુફલસીમાં તે મ્હોટા અભિમાનથી બોલતો હતો કે હેસ્ટિંગ નામ પાછું ક્યારે કે તે પોતાની ડેલેસફોર્ડની જાગીર પાછી વસાવે ત્યારે. આ વાત તેના મન ઉપર એવી તો મજબૂત ઠસી હતી કે તે કદી પોતાના આગળ જતાં મ્હોટા જોખમ ભરેલાં અને બોહોળાં કામમાં પણ વિસર્યો નહીંતો; અને જેમ જેમ તેની બુદ્ધિ વધતી ગઈ, તથા હાલત સુધરતી ગઈ, તેમ તેમ તેની ખાતર જમા થતી ગઈ કે તેનો ધારેલો ઈરાદો પાર પડશે. હિંદુસ્થાનમાં મ્હોટી મ્હોટી લડાઈઓ કરવાની, તથા ત્યાંની પાંચ કરોડ રૈયતપર હુકમ ચલાવવાની ફીકરમાં, એ ડેલેસફોર્ડની જાગીરની વાત જરા ભુલી નહીં ગયો. કુળવાન છોકરો તે કેહવાય કે જે પોતાના માબાપના રૂણ કાપે, અને તેઓના ખોયલાં સુખ પાછાં મેળવે. હેસ્ટિંગે પોતાની જાગીર આખરે મેળવી અને પોતે ત્યાંજ દેહ મુકી.

જ્યારે હેસ્ટિંગ્સ આઠ વર્ષનો થયો ત્યારે તેના કાકા હાવર્ડે તેને પોતાની પાસે લંડનમાં બોલાવ્યો, અને ત્યાં તેને નિવીંગટનમાં એક નિશાળમાં ભણવા મુક્યો. ત્યાં તે સારી પેઠે શિખ્યો; પણ તેને પેટ પુરતો ખોરાક નમળવાથી તેનું શરીર સુધર્યું નહીં. આથી ઉઠાડીને દસમે વર્ષે તેને ડાક્ટર નિકોલસની વેસ્ટ મીનીસ્ટર આહેલી નિશાળે મુક્યો. તેને પોતાનો માસ્તર ઘણો ચાહાતો હતો. ચરચીલ, કંબરલંડ, અને કુપર જેવા વખણાયલા માહા વિદ્વાનો તેની સાથે શિખતા હતા. કુપર

અને હેસ્ટિંગસની એવી તો મિત્રાચારી બંધાઈ હતી કે તેઓને નિશાળમાંથી ઉઠી ગયા તથા જુદાજુદા ધંધામાં લાગુ પડી જવાને ઘણાં વર્ષો નીકળી ગયાં તો પણ તેમાં જરા કંઈ ફેર થયો નહોતો. નિશાળ છોડયા પછી તેઓને એક બીજાનો આખી જીંદગીમાં સમાગમ થયો હતો કે નહીં તે જાણવાને આપણી પાસે કંઈ પણ આધાર નથી; પણ ચાલીશ વર્ષ વીતી ગયા બાદ જ્યારે મહા વિખ્યાત બર્ક અને શેરીડન જેવા વક્તા ઈધાને સુંદર ભાષણ કરનારાઓ પેલા તેના હિંદુસ્થાન પર જુલમ ગુજારનાર દોસ્તના ઉપર વેર ભાવે તુટી પડેલા શાંતિથી, પેલા શરમાળ અને એક ગોશામાં પડી રહેલા કુપરે હેસ્ટિંગસને ઈયાદ કીધો અને મનમાં કેહવા લાગ્યો કે તે એનો લંગોટીઓ ન્હાનપણનો ઘણો સારા સ્વભાવનો સાથી જે એની સાથે ટેમસ નદીના કિનારા અને મહોમાં ભટકતો હતો, તે કંઈ માઠાં કામ કરે એ વાત તેના મનને ખરી ભાસી નહીં.

હેસ્ટિંગસનો બિજો નિશાળનો સાથી ઈલાઈજા ઈમ્પિ નામનો હતો અને તે તેને એક વખત ઘણો કામ લાગ્યો હતો તે વિશે આગળ કેહવામાં આવશે.

હેસ્ટિંગસ તેના સઘળા સાથીઓમાં સારો વિદ્વાન તથા સરસમાં સરસ તરનાર તરીકે વખણાયલો હતો. ચૌદ વર્ષની વયમાં શાળામાં પરીક્ષામાં પેહેલે નંબરે પાસ થયો. ઘણું આગળવધ શિખનાર છોકરાઓને પણ એણે પાછે હઠાવ્યા; અને તે ફતેહને સારૂ ઘણું જુની નિશાળ મોહેલા છોકરાઓને સારૂ કરેલા શુવાના ઓરડાની એક દેવાલપર તેનું નામ સુનેરી હરફે લખેલું જોવામાં આવેછે. એ શાળામાં બે વર્ષ વધારે રહ્યો, અને પછી ક્રાઈસ્ટ ચર્ચમાં વિદ્યાર્થી થવાના વિચારમાં હતો, એટલામાં તેનો મુરબ્બી કાકો હાવર્ડ હેસ્ટિંગસ જેના સાહ્ય નીચે રેહતો હતો તે તેને પોતાના દૂરના ચિસવિક નામના સગાને સોંપી મરણ પામ્યો. આ ગૃહસ્થથી તેને પોતાની પાસે રાખવાને એકાએક નાતો નહીં ગણાઈ; પણ પોતાનું દિલ નહીં એટલે જેમ બને તેમ તાકીદથી તે એનમાંથી છુટા થવાને ધણો. આ-કલોનિકલો ગઇ રહ્યો હતો; હેસ્ટિંગસનો ગુરૂ ડાક્ટર નિકોલસ, આ નામ કરે એવા સરસ છોકરાનો અભ્યાસ નિર્દય ભરેલી રીતે ચિસવિકને અટકાવતો જોઈ ઘણો નાખુશ થયો; અને તેને નિશાળમાં વધારે રાખવા સારૂ જેટલી તકરાર કીધી તે સઘળી નિષ્ફળ ગઈ. ડાક્ટર નિકોલસે છેક અહીંયાં લગી કહ્યું કે તે પોતાના વાહાલા નિશાળીઆને આક્સફર્ડમાં જવાને જે ખરચ લાગશે તે પોતે આપશે; પણ ચિસવીકે તે વાત હરગીજ ધ્યાનમાં લીધી નહીં. તેણે વિચાર્યું કે નિશાળમાં બિજગણિત અને ત્રીજગણિતમાં વધારે વખત કહાડવેથી તે બિચારાનો શુક્રવાર વળનાર નથી. ચિસવિકના હાથમાં તેને ઈસ્ટ ઈન્ડિયા કંપનીની ચાકરીમાં રાઈટરની જગો આપી શકવાએ એટલી સત્તા હતી. તેણે જોયું કે એક વખત તેને વાહાણમાં બેસાડી વિદા કીધો કે પછી જોઈયે ધન મેળવી દોલતમંદ થાય કે, કલેજાના દરદથી મરી જાય. ગમે તે થાઓ; પણ એક વખત નોકરીમાં દાખલ પડેથી કોઈનો ઓશીઆળો તો નહીં રહે. આવે વિચારે ચિસવિકે વારન હેસ્ટિંગસને વેસ્ટ મિનિસ્ટરની સ્કુલમાંથી ઉઠાડીને નામું લખું શિખવાને થોડા મહિના એક બીજી નિશાળે મુક્યો. સત્તર વર્ષની વય વિતી ગયા બાદ થોડા દહાડા ઉપર ગયા નહીં એટલામાં તેને બંગાળા તરફ ઈ૦ સ૦

૧૭૫૦ ના જાન્યુઆરી મહિનામાં વાહાણુમાં રવાને કીધો અને તે અકટોબર મહિનામાં ત્યાં આવી પોહોંચ્યો. કલકત્તામાં સેક્રીટરી આફીસમાં તેને કામ સોંપ્યું અને ત્યાં તેણે બે વર્ષ નોકરી કીધી. કોઈ વિભાગમાં આ વખતે ફક્ત વેપારનુંજ કામ ચાલતું હતું; પણ હિંદુસ્થાનની દક્ષીણમાં ફ્રેંચની દુર્નીતિએ કંપનીના નોકરોને તેઓની મરજી ઉપરાંત રાજપ્રતિનિધિ તથા સેનાપતિ બનાવવાની ફરજ પાડી હતી. કરનાટકમાં તો ગાદીપર બેસવાનો હક કોહોનો છે તે બાબે લડાઈ ચાલતી હતી; અને તેમાં ફરાન્સે ફ્રેન્ચોને દબાવી દીધા હતા: પણ બંગાળામાં તો યુરોપીયનોને પોતપોતામાં તથા દેશીઓ સાથે સલાહ હતી; અને તેઓ વેપારના કામમાં ખીલ લેવા દેવા બાબતની તથા રોજગારની ખટપટમાં સદા મશગુલ રેહતા. [અધુરૂં]

---

## શાહાનામું.

(પાને ૮ થી ચાલુ.)

### ઝોહાક પાદશાહ.

આ પાદસાહ એક દીવસે ઘોડે સ્વાર થઈને ફરવા નીકળ્યો હતો. તેને રસ્તામાં એક શેહતાન મળયો, તેણે તેને કહ્યું કે તું તારા બાપ મરદાસ પાદસાહને મારી તાખ્તી તખત ઉપર બેસ. ઝોહાકે જવાબ દીધો કે મારીથી એવું બેમુરવતી કામ બને નહીં. ત્યારે શેહતાને કહ્યું કે હું તેને મારી નાખવાનો ઈલાજ કરીશ. પછી તેણે પાદશાહના બાગમાં એક કુવો ખોદયો, અને તેના મોહોડા ઉપર થોડો કચરો નાખ્યો, કે જેથી તે જગો કુવો ખોદેલો છે એવું માલમ પડે નહીં. પાદશાહ તે બાગમાં હમેશ ખુદાની ઈબાદત કરતા પાછલી રાતમાં ઉઠીને એખલો જતો હતો. તે મુજબ તે તે બાગમાં ગયો, અને પેલા કુવામાં પડવાથી મરણ પામ્યો. બાદ તેનો છોકરો ઝોહાક તખત ઉપર બેઠો.

એક દીવસ શેહતાને બબરચીનો વેશ ધારણ કરીને ઝોહાક પાદશાહ પાસે આવી નોકરી માગી. ઝોહાકે તેને બબરચીની નોકરી આપી. તેણે તરેહ તરેહના જાનવરોના ગોશ્તની સામગ્રી બનાવીને પાદશાહને ખવાડી, જાનવરો મારીને ખાવાનો ચાલ ત્યાંસુધી નોતો. ગોશ્ત ખાવાની પેહલવેહલી શરૂઆત, શેહતાન જે બબરચી થઈ આવ્યો હતો તેણે જારી કીધી. ઝોહાક પાદશાહ તેના ખાના ઉપર પ્રસન્ન થયો અને કહ્યું કે તું જે માગે તે આપવાને હું રાજી છઉં. ત્યારે શેહતાને પાદશાહના બે ખભાપર ચુંબા લેવાની અરજ કીધી. પાદશાહ તેની મતલબને કંઈ સમજ્યો નહીં, અને તેની માગણી કબુલ કીધી. શેહતાન પાદશાહના બન્ને ખભાં ચુંબી ગેબ થઈ ગયો. પાદશાહને બન્ને ખભે ચુમેલી જગોપર બે નાગ પેદા થયા. પાદશાહ તે જોઈ નાખુશ થયો, અને તે નાગોને ખંજરથી કાપી નાખ્યા. પણ તે તુરત પાછા ઉગ્યા. પાદશાહએ ઘણા હકીમોને બોલાવ્યા. તેઓએ આવીને ઘણી તરેહની હીકમતો લગાડી, પણ કોઈ તરેહનો ઈલાજ કારગત લગ્યો નહી. શેહતાન તે વખત પાછો વેશ બદલીને આવ્યો અને ઝોહાક પાદશાહને કહ્યું કે, એ નાગોને માણસના કલેજાંનો ખોરાક આપશો તો તારા જીવને રાહત થશે.

ઝોહાક પાદશાહ તખત ઉપર બેઠા પછી ઈનસાફ ડુબી ગયો અને જુલમનો વરસાદ વરસવા લાગ્યો. તે જમશેદ પાદશાહની બેહેન શેહરનાજ તથા અરનવાજ ઉપર

આશક થયો. તેણે એ બન્નેને પકડી મંગાવી અને પોતાની ઓરત તરીકે જનાન ખાનામાં દાખલ કીધી. તે દરરોજ બે આદમીને પકડી મંગાવતો હતો અને તેઓને મારી નાખી તેના કલેજાનો ખોરાક પોતાના ખભા ઉપરના નાગોને ખવારતો હતો. એક દીવસે એવો બનાવ બન્યો કે પાદશાહી ખાનદાનનાં બે જુવાન નામે અરમાઈલ તથા કરમાઈલ રસ્તામાં મળ્યા. તે બન્નેએ ઝોહાક પાદશાહના જુલમ બાબત ગુફતેગો કીધી અને એવો ઠરાવ કીધો કે ઝોહાક પાદશાહના બબરચીની નોકરી પકડવી. તેઓ એકદમ પાદશાહ પાસે ગયા અને તેને અરજ કરવાથી તેણે તેઓને બબરચીની નોકરી આપી. તે બન્નેએ પાદશાહને લીજતદાર ખાણું ખવાડી તેની મેહેરબાનગી મેળવી. બાદ તેઓએ દરરોજ બે ગરીબને ગરદન મારવા લાવતા તેમાંથી એકને જંગલ તરફ નસાડી મુકી તેના કલેજાને બદલે બકરાનું તાજું કલેજું બીજા માનસના કલેજાં સાથે મુકી પાદશાહ પાસે મોકલવાની તજવીજ કીધી. આ રીતે દર માસે ત્રીસ માણસોનો જાન બચાવવાનો સવાબ તેઓએ લીધો.

ઝોહાક પાદશાહનો એક બીજો મોટો જુલમ એ હતો કે તે દરરોજ શેહેરમાંથી એક નવી ખુબસુરત કન્યાને રાતના પોતાના મેહેલમાં પકડી મંગાવી તેની સાથે એશ કરતો હતો. આવી હેવાનીયત ભરેલી ચાલ ઇરાનના આગલા કોઈ પણ પાદશાહમાં જોવામાં આવી નોતી તેવી ચાલ ઝોહાક પાદશાહની જોઈને લોકો હેરતમંદ થયા અને તેનો ધીક્કાર કરવા લાગ્યા.

એક દીવસે ઝોહાક પાદશાહ અરનવાજને બગલમા લઈ સુતો હતો. મધરાતે તેને એક સ્વપ્નું આવ્યું જેમાં તેણે જોયું કે ત્રણ લાયક જુવાનો હાથમાં ગુરજ લઈને તેની સામા આવ્યા અને તેને માર મારીને મુશ્કે બાંધ્યો અને દેમાવંદ નામના પહાડ તરફ ઘસડતા લઈ ગયા. આવા બનાવથી પાદશાહ એકદમ ઉંઘમાંથી ચમકી ઉઠયો અને બુમ મારી. તે સાંભળતાંજ અરનવાજ જાગી ઉઠી અને પાદશાહને દીલાસો આપી બુમ મારવાનો સબબ પુછયો. તેણે સ્વપ્નામાં ગુજરેલો હેવાલ તેને કહ્યો. અરનવાજ બોલી કે એ પાદશાહ સલામત તું આપણા શેહેરના અક્કલમંદ, દાનાવ, જોશી અને પંડીતોને દરબારમાં બોલાવ અને તારૂં મોત કેનાથી છે તેની તપાસ કરી તે ઉપર તારી અક્કલ દોડાવ. નાહક વેહેમમાં તારૂં મન લાવીને પરેશાન નથા. પાદશાહને આ વાત પસંદ આવી અને તેણે આરામથી રાત ગુજારી.

બીજે દીવસે પાદશાહે નજુમી વગેરે લોકોને બોલાવી મંગાવ્યા અને પોતાના સ્વપ્નાની વાત તેઓને કહી સંભળાવી અને કહ્યું કે મારી પાદશાહતની તમામીયત ક્યારે થશે અને કોણ તખ્ત ઉપર બેસશે તેની તપાસ કરી મને ખરી હકીકત જાહેર કરો નહીતો તમોને મારી નખાવવામાં આવશે. સઘળા અક્કલમંદોએ વીચાર કીધો કે ખરી વાત કહીશું તોપણ પાદશાહ ગરમ થઈ મારી નાખશે અને કંઈ જવાબ નહી આપીશું તો પણ મારી નાખશે. આ રીતે વીચાર કરતાંમાં ત્રણ દીવસ ગુજરી ગયા. ચોથે દીવસે પાદશાહે ગુસ્સે થઈ કહ્યું કે આજે જવાબ નહીં મળશેતો સઘળાને શુળીયે ચઢાવવામાં આવશે. ઝીરક નામનો એક શખસ ઘણો કાબેલ અને હીમતવાન હતો. તેણે પાદ-

બોલી કે એ ઈસાબેલ, હું બ્હાનતી હતી તેથી આ વાત મારા કાનપર નહીં પડે તેમ આઈરીરો કરવાનો પણ તને વીચાર નહીં રહ્યો ? આ ખબરે મારાં નાતવાન દીલપર એવીતો ખરાબ અસર કીધીછે કે મારામાં હમણા બોલવાને પણ પુરી હોશ નથી. આટલું બોલી તે ફરી નીરાશ થઈ ગઈ અને ડુસકાં ભરવા લાગી. મીસીસ ટ્રીમેનહીયર એકદમ ઝડપથી ઉઠીને, તેની માના કપાળ પર પાણીના ટપા વળ્યા હતા તે રૂમાલથી લુછી નાખી બોલી કે ઓ મારી પ્યારી માં હું ઘણી દલગીર છઉં. બાદ પેલી બુઢ્ઢી જરા હોશમાં આવતાંજ ફરી બોલી ઉઠી કે આ ભયંકર ખબરે પ્યારી ક્લેર વિશેની ફીકર મારા દીલમાં વધારી મુકીછે. પછી તેની બેહને જમીનપર પડેલો તારનો સંદેશો હાથમ, લઈને બધો વાંચી સંભળાવ્યો. એ તાર તેના ભીતશાઈની તરફથી આવેલો હતો અને તેમાં ફ્રાંન્સ અને પ્રુશીઆ વચ્ચે લડાઈ થવાનો ઠરાવ થઈ ચુક્યો તે બીના લખી હતી. આ તાર આખો વંચાઈ રહ્યા બાદ પેલી જુવાન છોકરી હળવે રહીને ઓરડાની બીજી બાજુ તરફ ગઈ. લડાઈની ખબર થોડા વખતમાં આખા શેહરમાં ફેલાઈ ગઈ અને બધા લોકોના જીવ ઉંચા થઈ ગયા.

આ ખબર સાંભળીને ક્લેર આટલી બધી નાખુશ અને નીરાશ થઈ ગઈ તેનો સબબ એ હતો કે મેક્સ ફ્રીસીમ નામનો જુવાન શખ્સ જે પ્રુશીઅન ગોર્ડસવારની રેજીમેંટનો કેપટન હતો તેની સાથે તા૦ ૧ ઓગસ્ટને દીને તે પરણવાની હતી. પણ લડાઈનું મંડાણ થવાના સમાચાર જ્યારથી તેણે સાંભળ્યા ત્યારથી તેના મનમાં પથ્થર પડ્યો કે આ હોમમને હવે શાદી કરવાની પણ લાંબા વખતની બાંધેલી ઉમેદ બર આવનાર નથી. આ વીચારોથી તે ઘણીજ નાઉમેદ અને દલગીર થઈ ગઈ.

આસરે બે વરસ ઉપર ક્લેરની મા ક્લેરને લઈને હવા ફેરને વાસ્તે ઓગસ ગઈ હતી. ત્યાં આ કેપટનની મુલાકાત ક્લેરને પેહેલ વેહેલી થઈ હતી. એ જુવાન છોકરીનું દીલ કેપટન તરફ વળ્યું હતું તેમ તે જુવાન મરદ કંઈ ક્લેરને થોડી ચાહતો નહોતો. તેણે પોતાના પ્યારનો સઘળો ખજાનો એ છોકરીને અરપણ કીધો હતો. એ શખ્સ જર્મની દેશનો રેહેવાશી હતો અને ઘણા આબરૂદાર અને મીલનસાર કુટુંબમાં તેણે જનમ લીધો હતો. તેના બાપનું નામ શાફ હતું અને તેના બીજા ભાઈઓમાં તે ઘણોજ માયાળુ અને શાણો હતો. તેને એક ગુડા નામની બેહન હતી. આ જુવાન મેક્સની શાદી ક્લેરની સાથે ઘણા દીવસ આગમેસ થાત પણ વચમાં કેટલીએક અડચણ આવી પડવાથી તે ધારેલો બનાવ બની શક્યો નહીં.

કેપટનનો બાપ શાફ ઉમ્મરે જઈફ હતો અને અસલથી ઘણાં સારાં કુટુંબમાં ઉછર્યો હતો. અગરજો તેની પાસે ઘણી દોલત નહીં હતી તોપણ ગામમાં તેની ઘણી સારી આબરૂ અને શાખ હતી. મેક્સ પોતે પરણીને સુખીઓ થવાની ગોઠવણમાં ગુંથાયલો હતો તે વખતે ક્લેરને એક મુશ્કેલી એવી આવી પડી હતી કે તેનો શો ઉપાય કરવો તે તેને સુઝતું નોહોતું—તેની બુઢ્ઢી અને અશક્ત માની બરદાસ્ત લેવાને તેના શીવાય બીજું કોઈ નહીં હતું કેમકે તેની બીજી બેહન ઈસાબેલ ટ્રીમેનહીયર કરીને હતી તે તેના ધણી સાથે હિંદુસ્થાનમાં હતી અને પોતાના

મુખને ખાતર આવી હાલતની અંદર પોતાની તીરપાલ માને લાખીને જવું એ તેને દુરસ્ત લાગ્યું નહીં તેથી શાદીનો દીવસ હાલ તુરત મુલતવી રાખ્યો, અગરજો આમ કરવામાં બન્ને જણોના મન ઘણાં દુખાયાં હતાં. આખરે તે બન્નેએ આશા અને ઉમેદમાં શાદીનો દાહાડો મોડો વેહેલો પણ આવશે એવું ધારી દીન ગુજરો કીધો.

એક દાહાડો ફલેર પેલા કેપટનના ભાણાને મલવાને ગઈ. ત્યાં મેકસની બેહેન જુડ જેની ઉમ્મર આસરે સત્તર વરશની હતી તે ફલેરને જોઈને અતીશે આનંદ પામી અને મોહોટા હર્ષમાં તેની કોટે વીટલાઈ પડી. આશરે બે વરશ લગી બન્ને કુટંબમાં એક બીજાને ત્યાં આવવા જવાનો વેહવાર જારી રહ્યો અને એ અરસામાં પેલાં જોડને પરણેલાં જોવાની બન્નેની અંતઃકરણની આએશા અમલમાં આણવામાં જે કંઈ થોડી ઘણી હરકત રહી હતી તે એક બાદળની ગીસાલે રફે દફે થઈ ગઈ. મેકસને પણ કેટલીએક પ્યારેલી વાતો હાથ લાગી ગઈ. વળી ઈસાબેલ ગીબ્સ-નાહીઅર પોતાનો ધણી હિંદુસ્થાનમાં મરણ પામવાથી પોતાની મા પાસે આવીને રહી. ઈસાબેલને કંઈ ફરજંદ નહીં હતું તેથી તેણે તેની બીમાર અને અશક્ત માની ચાકરીમાં પોતાનો વખત ગાળવાનો ઠરાવ કીધો હતો. આમ થવાથી ફલેરની માને પણ તેની છોકરીને શાદી કરવાને સારૂ રજા આપવામાં કંઈ અડચણ જેવું રેહ્યું નહીં; પણ એક ગમગીન દુઃખદાયક બનાવ એ બન્યો કે મેકસની બેહેન જુડ થોડા વખતની બીમારીમાં એકાએક મરણ પામી. આથી કરી મેકસના માબાપ ઘણી ગમીમાં અને અફસોસમાં આવી પડ્યાં પણ તે લોકોએ વીચાર્યું કે જો મેકસ, ફલેરની સાથે શાદી કરશે તો છોકરીના મરણથી જે આપદા પડી તે એ જોડાને ખુશી ખુરમીમાં જોઈને કેટલે દરજ્જે ઓછી થશે. તેઓના આવા વિચારથી મેકસને પોતાની મુરાદ બર લાવવાને તક મળી. આખી.

સઘળી તૈયારી થઈ રહી હતી એટલામાં એકાએક લડાઈ ઉઠવાનો હુકમ બાહાર નીકળી આવ્યો. તારની ખબર વાંચી ફલેર એક પથ્થરની મીસાલે સ્તંભ થઈ ગઈ અને વીચાર કરવા લાગી કે આ શું ગજબ! તા૦ ૨ આગસ્ટને દીને આ ઈંતેજાર દીલની મુરાદ બર આવત તો કેટલો મોહોટો આનંદ થતે.

એક મુઝરગ બાપાજી રેકટર એટલે ધર્મોપદેશક જેણે ફલેરને ધર્મોપદેશ આપ્યો હતો તે જોયાજ કરતો હતો કે ફલેરની શાદીનો વખત કેવારે આવે. તેની સાહેલીઓ લગ્નનો પોશાક તૈયાર કરવામાં રોકાયલી હતી તે નાઉમેદ થઈ ગઈ. ગામની બીજી નાહાની છોકરીઓ જેણે ફુલોના નાહાના હારો તૈયાર કીધા હતા તે તેઓની પાશેજ રહી ગયા. આહા! આ શબ્દું શું થઈ ગયું! ફલેર ઊંડા વીચારમાં ગરક થએલી બોલી કે હવે જ્યારે તે દીવસ આવશે ત્યારે લડાઈના જંગાખાનું મેદાનમાં તેનો દીલદાર પડ્યો હશે અને તે હયાત છે કે મરણ પામ્યો તેની પણ તેને ખબર પડનાર નથી! પણ નહીં, મેકસ લડાઈમાં જાય તેની આગમચ હું તેને મલીશ. આમ બરબડતી બરબડતી ઓરડામાં એક બાજુથી બીજી બાજુ તરફ ફરવા લાગી અને તેના દીલમાં એટલે લાગી આવ્યું કે જો કંઈ તેનું ચાલે તો તે મેકસને જઇને મળે. તેણે ઠરાવ કીધો કે કોઈ પણ પ્રકારે એ પ્યારો ચેહરો કોણ જાણે કદાચ ફરીથી જોવામાં નહીં આવે માટે એક વખતતો તેને

જોવો જોઈએ. આ જોવાથી ગોયા પેલા મેક્સને કુદરતી રીતે પોંહોંચી ગયા હોય એવું બન્યું. બીજે સહવારે ઉદર્ડા વાનેગર મેક્સની તરફથી તારનો સંદેશો આવ્યો જેમાં લખ્યું હતું કે હું લશકરમાં જવાની પેહલાં તારી સાથે શાદી કરીશ અને જયાદા કાગળથી.

મીસીસ એકટેન તે ફ્લોરની મા અને મીસીસ નેમનહીઅર તેની બેહન તેઓ ઘેલો તારનો સંદેસો મેક્સ તરફથી આવેલો વાંચી મોહોટા વીચારમાં પડી ગયાં. તેઓએ વીચાર્યું કે આ લડાઈમાં એનો નજબ કોઈ છે કે મેક્સ ઈંગ્લંડ તરફ આવી શકશે નહીં અને છોકરીનો સઘળો સ્વાર્થ હાલ એક ઠેકાણેજ રહી જશે. ફ્લોર આ સઘળું સાંભળી ચુપ ચુપ બેસી રહી અને એક બોલ પણ બોલી નહીં અને તેની આંખ જે પેહલવેહલી અબરથી ઝાંખી થઈ ગઈ હતી અને મોહડું કરમાઈ ગયું હતું તે સઘળું જતા માલ્યું અને તેનો ચેહરો આરામથી ભરપુર દીપવા લાગ્યો. તે બોલી કે માહરો તદન ભરોસો મેક્સમાં છે અને તેણે જે વચન આપેલું છે તે કદીપણ તોડશે એવું મને લાગતું નથી. માહરે તો તેના બોલાવ્યા મુજબ તેની તરફ જવું, અગર લગનનો ઈતિફાક નહીં બન્યો તો તે વાત એક કોરાણે રહી પણ પ્યારનાં તરસ્યાં આ બે પ્રાણી મળશે તો ખરાં! તેનું મન મેક્સને મળવા સારૂ એટલુંતો આતુર થયું હતું કે આગળ શું દુઃખ પડનારછે તેનો તેને જરા પણ ખ્યાલ રહ્યો નહીં. [અધુરૂં]

---

દાઝી જઈએ ત્યારે શું કરવું?—જો કોઈ અકસમાતથી દાઝી જવાય તો ભીનો કારબન ઉપાયો મલી આવે તેકલો દાઝેલા ભાગ ઉપર તુરત ગીહું તેલ ચોપડી દેવાથી ફાયદો કરશે જાણજો.

## પાચન ક્રિયા.

ખોરાકની જરૂર—આપણને ખોરાકની જરૂર શાનાસ્તેછે?

મનુષ્યનાં શરીરનો સાંચો કંઈ જડ અને લાગણીશકતી વગરનો નથી. તેમાં ઘણી ઇન્દ્રિયો ચંચલ રહેલીછે. જે પ્રમાણમાં કે આ ઈન્દ્રિયો પોતાનું કામ ચંચલાઈથી કરેછે તે પ્રમાણમાં ઉંમેરા તેઓમાં ઘસારો થાયછે, અને ઘસારાને દુરસ્ત કરવાને નવી તાજી વસ્તુ પુરી પડેછે.

શરીર જે જે "ટીસ્યુ" નું બનેલુંછે તે તે "ટીસ્યુ"માં થતા ઘસારાને પાછા નાખી અને તાજી વસ્તુઓથી બનાવી રાખવામાં ઇન્દ્રિઓ સદા મશગુલ રેહેછે. શરીરના ઘસારા છુટા પાડવાની તથા ફરી બનાવવાની ક્રિયા શી રીતે થાયછે, તથા તેથી કેહવા કહવા પદાર્થો ઉત્પન થાયછે તે આપણા સમજવામાં હવે પછી આવશે. હાલ તો તે ક્રિયા હંમેશ જારીછે તે તથા શરીરના તનદુરસ્ત "ટીસ્યુ"ઓ હંમેશ તાજા થતા જાયછે તથા નિરંતર પોતાનું કામ કરવાને તતપર રેહેછે તેટલું જાણવું બસછે.

વળી ઉપર જણાવ્યા ઉપરાંત નાનાં બચ્ચાંઓમાં તેઓના ઉગવા તથા ખીલવામાં કંઈ ખોરાકની જરૂરછે. નવાં તુરતનાં જન્મેલાં બચ્ચાંનું વજન ૬ થી તે ૭ રતલ હોયછે. એક વરસને છેડે તેનું વજન વધીને ૨૦ રતલ થાયછે; અને ૨૫ વરસની ઉમરે તેનું વજન ૧૪૦ રતલ થાયછે. આ અરસામાં શરીરમાં નવી વસ્તુઓનો સંગ્રહ થતો જાયછે. વળી શરીરમાં જેટલો ઘસારો થાયછે તેટલીજ નવી વસ્તુ પુરી પડે એમ નથી. પણ તે ઉપરાંત, તેના કદને વધારવા સારૂ વધારે પુરી

પડેછે. આ નરી વસ્તુ ખોરાક સાથે લેવામાં આવેછે, અને તે આખાં શરીરમાં તથા "ટીશ્યુ"ના પેટમાં વહેંચાઈ ફેલાઈ જાયછે.

**પાચનક્રીઆનો સ્વભાવ**—જે ખોરાક કે આપણે પેટમાં લઈને છઈયે તે તુરત શરીરને પોષણ કરવામાં લાગુ પડી જતો નથી. પહેલવહેલાં તો, જે જે વસ્તુનો કે ખોરાક બનેલોછે, અને તેઓમાંની ઘણીએકતો નાક્કર હાલતમાં હોયછે, તેઓ લોહી સાથે શામીલ થઈ ફરવાની તથા "ગેમએનો"માં ઘુંસવાની આગમચ પ્રવાહી અવસ્થામાં બદલાવવી જોઈએ, બીજું એકે ખોરાકની વસ્તુઓ જીવરૂપી (ચરબી અને "એલબ્યુમન") અથવા વનસ્પતીરૂપી ("સ્ટાર્ચ") ઈત્યાદી પદાર્થો કઈ શરીર જે જે વસ્તુનું બનેલુંછે તે તે વસ્તુઓ સાથે સરખાવતાં એકસરખા છે એમ દેખાતું નથી. આ પદાર્થો પોષણ કરતા છે ખરા પણ તેઓ બદલાઈને બીજા આકારમાં ગોઠવાય ત્યાંસુધી શરીર માહેલી રહેલી ઈન્દ્રિયોના ખપમાં આવતા નથી. માટે ખોરાકની સઘળી વસ્તુઓને પહેલવહેલાં ઘણા ફેરફારોને તાબે થવું પડેછે. ગોશ, રોટલી, ફળ, ભાજીપાલા, વગેરે ખોરાકની વસ્તુઓ શરીરને પોષણ આપવાને લાયક થાય તેની અગાઉ તેઓનું નવી અવસ્થામાં બદલાવવું જરૂરનું છે, અને તેઓ બદલાયા પછી શરીરના "ટીશ્યુ"ઓમાં ઘુંસાઈને પચી જવા લાયકની થાયછે.

આ પ્રમાણે ખોરાકની વસ્તુઓનું બીજા રૂપમાં બદલાઈ જવું તથા તેનું પ્રવાહી આકારમા થવું એ જે ક્રિયા તેને પાચનક્રિયા કહેછે.

**પાચન યંત્રની બનાવટ તથા ગોઠવણ**—શરીરમાંની એક લાંબી નળી જેને કે "એલીમેનટરી કેનાલ" કહેછે તેમાં ખોરાકનું પાચન થવું થાયછે. આ નળી મોઢાથી તે સફરા સુધી લાંબીછે. જો આપણે તેના જુદા જુદા ભાગો તપાસીશું તો આપણને માલુમ પડશે કે તેઓ એકબીજાથી કદમાં, આકૃતીમાં અને બનાવટમાં નિરનીરાળા હોયછે, તથા તેઓ જુદા જુદા નામથી ઓળખાય છે—દાખલા તરીકે "ફેરીંકસ" "ગ્લેટ" પેટ અને આંતરડાં જુદી જુદી તરેના પાચનરસ, "એલીમેનટરી કેનાલ"ની જુદી જુદી જગાએ આવી પોહોંચેલા ખોરાકની વસ્તુઓના સંયોગમાં આવેછે. આ રસોમાં ખોરાકપર અસર કરવાની તથા તેને પીગળાવી નાખવાની તથા તે જે જે વસ્તુનો બનેલોછે તેનું રૂપ બદલી નાખવાની શક્તિછે.

જે રીતે કે આ રસો પોતાનું કામ કરેછે તે રીત ઘણી અજાએબ તરેનીછે. દરેક પાચન કરે એવા રસોમાં એક ખાસ પદાર્થ "એલબ્યુમીનસ મેટર" નામનો રહેલોછે. તેની ખાસીયત દરેક રસમાં જુદી હોયછે, અને તેમાં ખોરાકને ચલાવાની અથવા સડાવવાની શક્તિ રહેલી છે. આ પદાર્થ, જ્યારે કે કેટલીએક ખોરાકની વસ્તુઓના સંબંધમાં આવેછે ત્યારે તે એકદમ તેઓની હાલતમાં ફેરફાર કરી, તેઓનું રૂપ બદલી નાખેછે, તથા તેઓને શરીરનાં પોષણસારૂ ખપમાં આણવાને શક્તિમાન કરેછે. આ પ્રમાણે "એલીમેનટરી કેનાલના" જુદા જુદા ભાગમાં ખોરાકની જુદી જુદી વસ્તુઓપર જુદા જુદા પાચનકર્તા રસથી અસર થાયછે. જેમ જેમ ખોરાક ઉપરથી નીચે ઉતરતો જાયછે તેમ તેમ તેઓના નાનાપ્રકારના તત્વોનું રૂપ બદલાયછે તથા તેઓ સઘળાનું પાચન થવું સંપૂર્ણ થાયછે.

"ફેરીન્ક્ષીઅનટરી કેનાલ" એટલે ખોરાકની નળીની શરૂઆત આપણું મોઢુંછે. મોઢાંની પેઠીની આગળ હોઠછે. પાછળ ગળાંની તરફ "મસાકુલર ફાઈબર"નો પડદો હોરછે જેને "ફેરીન્કસ" કેહેછે. તેને આપણી ઇચ્છા પ્રમાણે બંધ કરી શકાયછે, તથા ખોરાકને પાછળ જતો આપણી મુરજી હોયતો અટકાવી શકાયછે. "ફેરીન્કસ"ની પેલી તરફ એક લાંબી અને સાંકડી નળીછે તેને "ગલેટ" કેહેછે. તે ગરદનના તથા છાતીના પાછલા ભાગપર સીધી નીચી જઈને "એબડુમન"માં પોહોંચેછે. આ જગોપર તે પેટમાં ખુલી થાયછે. પેટ એક મસકના આકારનું છે. તે "એબડુમન"માં આડું અને છાતીના હાડકાંના નીચલા છેડા આગળ મુકાયેલું છે. મોઢાંની પઠીમ તેને પણ એક છેડે રેશા આવેલાછે જેથી તેનું મોહો બંધ થાયછે તથા ખોરાક તેમાં આવેછે તે વખત ઉઘડેછે. પેટની ડાબી બાજુપર મોહોછે તેમાંનું એક ડાબી બાજુ ઉપર જે કે "ગલેટ" સાથે સંબંધ રાખેછે તેને "કારડીઆ" કેહેછે, અને બીજું મોહો જે કે જમણી બાજુએ આવેલું છે તેને 'પાયલારસ' કેહેછે.

"પાઇલારસ"ની પેલી તરફ ઘણો સાંકડો અને આસરે એક ઇંચ પોહોળો તથા આસરે ૨૫ ફુટ લાંબો એવો જે ખોરાક નળીનો ભાગ તે નાનાં આંતરડાંને નામે ઓળખાય છે. નાનું આંતરડું ગુંચળું વળીને રહેલું છે, અને તે "એબડુમન"નો મોટો ભાગ રોકેછે. આ નાનાં આંતરડાંના ઉપલા ભાગ તરફ અથવા, "પાયલારસ"ની જરાની નીચે થોડે ઇંચને તફાવતે બે નાનકડી નળીઓ તેમાં ઉઘડેછે. આ નળીઓમાંની એક લીવર ઇયાને કલેજાં તરફથી આવેછે તેને "બીલીઆરી ડક્ટ" કેહેછે અને બીજી "પેનક્રીઆસ"માંથી આવેછે તેને "પેનીક્રીયાટીક ડક્ટ" કેહેછે. તેઓ પોતામાંથી આંતરડાંમાં બે અગત્યના રસ દાખલ કરેછે—તેમાના એકને, પીત કેહેછે અને બીજાને "પેનીક્રીયાટીક રસ" કેહેછે. નાનાં આંતરડાંનું આચ્છાદન પોતાના જુદા જુદા ભાગમાં એક સરખું નથી. નાનું આંતરડું "એબડુમન"ના નીચલા ભાગ તરફ જમણી બાજુએ એક સાંકડા મોહો વડે ખોરાક નળીમાં ઉઘડેછે. આ ખોરાક નળીનો છેલો ભાગછે, અને તેને મોટાં આંતરડાં ઇયાને નળ કેહેછે.

આ મોટું આંતરડું નાનાં આંતરડાં કરતાં પોહોળુંછે, અને તેમાં ખોરાક માંહેલા પોષણ કરતા પદાર્થ ચુસાઇ ગયા બાદ જે નકામો નપચી શકે એવો જે ભાગ રહેછે તેને રેહેવાની જગોછે. એ "એબડુમન"ની જમણી બાજુ તરફ ઉંચે ચડેછે. પછી આડું ડાબી બાજુપર જાયછે, અને ત્યાંથી તે ડાબી બાજુ ઉપર નીચે ઉતરેછે, અને આખરે તે પેડુમાં જાયછે, અને ત્યાં તેનો છેડો આવેછે. તેને મળદ્વાર એ નામ આપેલુંછે.

પાચન ક્રિયાને બરાબર સમજવા સારૂ ખોરાક નળીના જુદા જુદા ભાગમાં જે જે ફેરફાર તે માંહેલા ખોરાકમાં થાયછે તે, આપણે તપાસવા જોઇયે.

ખોરાક નળીનો પહેલો જે ભાગ તે મોઢુંછે. જ્યારે કે ખોરાક આપણે મોઢાંમાં લઇયે છઇયે, ત્યારે તેને બે ઘણી સાદી પણ ઘણી અગત્યની ક્રિઆને તાબે થવું પડેછે, અને તે તે ખોરાકનું ચાવવું તથા તેનું થુંક સાથે ભળી જવું.

ખોરાકને મોઢાંમા લીધા બાદ તેને દાંત તળે ચાવવો પડેછે. ચાવ્યા વગર ગળી જ-

ઇયે તો તે પેટમાં તથા આંતરડાંમાં ગયા બાદ પાચનરસો તુરત તેને પીગળાવી શકતા નથી. માટે ખોરાકને આવી રીતે બારીક કરવો પડેછે. જ્યારે કે આપણે સાકરને પાણીમાં એમને એમ નાખીયે છઇયે ત્યારે તેને પીગળતાં જેમ વીલંબ લાગેછે તેમ વગર ચાવેલા ખોરાકને પેટમાં પીગળતાં વીલંબ થાયછે. પણ જ્યારે કે આપણે સાકરને પાણીપાણીમાં ખાંડીને પાણી સાથે મેળવીયે છઇયે તો તે તાકીદથી પીગળી જાયછે. આજ પ્રમાણે ખોરાકની પણ અવસ્થા થાયછે.

ચાવનાર ઇન્દ્રિ તે દાંત છે. તેઓ મજબુત હાડકાં જેવા પદાર્થના બનેલાછે. અને જડબામાં મજબુત રીતે ગોઠવાઈ રહેલાછે.

દાંત બત્રીશછે. શોળ ઉપલા જડબામાંએ અને શોળ નીચલાં જડબામાં. તેઓની આકૃતિ તથા કદમાં તફાવત હોયછે. તેઓ જડબાંના જુદા જુદા ભાગમાં જુદાં જુદાં કામો કરવાને નીમાયલાછે. દરેક જડબામાં આગલા ચાર દાંતોનું કામ કાપવાનુંછે. કેટલાએક ફળ, ભાજી અને રસવાળા છોડવાઓની ડાળીઓ એ દાંતવડે કપાયછે. તેઓ ઉંદરના, ચલીચાંના, સસલાના, અને બીજાં એવાં જાનવરોના કરડવાના દાંત સાથે મળતા હોયછે, આ જાનવરોના દાંત ઘણા મજબુત અને કઠણમાં કઠણ પદાર્થને કાપી નાખવાની શક્તિ ધરાવેછે.

આ દાંતોની આજુબાજુએ ઉપર તળેના જડબાંમાં "કેનાઇન" નામના દાંતો આવ્યાછે. તેઓને ખાકી કેહેછે. તેઓ તીણા હોયછે. તેઓ ગોશ ફાડી ખાનાર જાનવરોના દાંતને મળતા આવેછે. ખાકીની પેલી તરફ દરેક બાજુએ અને દરેક જડબામાં પાંચ દાહાડના દાંત છે. તેમાં બે આગલા અને ત્રણ પાછલા. તેઓ ઘણા ભારે અને મજબુત હોયછે. વળી તેઓ મથાળે ચપટા હોયછે તથા શંકુ આકૃતિ વાળા ઉપસેલા ભાગથી ઢંકાયલા હોયછે. તેઓમાંના ઘણા ખરાનાં મૂળ એકથી વધારે હોયછે અને તેથી કરીને તેઓ જડબામાં મજબુત રીતે ગોઠવાયલાછે તથા આજુબાજુના દબાણને અટકાવવાને તેઓ શક્તિ ધરાવેછે. આ દાંતો ચાવવામાં ઘણા અગત્યનાછે, જ્યારે કે આપણે ખોરાકને મોઢાંમાં લઇયે છઇયે ત્યારે તેને પાછલા મજબુત દાહાડના દાંતો જે જડબાંની બાજુ ઉપર મુકાયલાછે તેની વચમાં હડસેલીયે છઇયે. જડબાંઓ જમણી તરફથી તે ડાબી તરફ ઘડીએ ઘડીએ હલવાથી જેમ ઘંટીમાં અનાજ દળાયછે તે પ્રમાણે ખોરાક ત્યાં દળાઈ જાયછે, અને આખરે તેના સઘળા ભાગ બારીક અને એકમેક થઇ જાયછે.

જુદી જુદી જાતના ખોરાકના ઉપર દાહાડના દાંતનો ઉપયોગ કરવાથી તેની શક્તિનો વિચાર આપણને થાયછે. આપણે સેહેલથી બારીક દોરાને અથવા રસથી ભરેલી વનસ્પતીને આગલા દાંત વડે કરડી ખાઈ શકીયે છઇયે. પણ જ્યારે કે આપણને તેને ચાવવો પડેછે ત્યારે મોહોના પાછલા ભાગમાં રહેલા દાહાડના દાંતોની વચમાં લઈ જવો પડેછે અને ત્યાં તે જડબાંઓની બાજુપર મજબુત સ્નાયુઓની મદદથી દળાઈ જાયછે.

ખોરાક ચાવતી વખતે નીચલું જડબું માત્ર હાલ્યા કરેછે. ઉપલું જડબું એકને એક જગોપર તેમનું તેમ રેહેછે અને તે ચાવતી વખતે આપણી આંગળી જડબાંપર મુકવાથી સમજ પડેછે.

થુંક ખોરાકને ચાવવામાં ઘણી મદદ કરેછે. તે મોઢામાં તથા તેની નજદીકમાં રહેલા

# મીલાવડો

OR

## THE MISCELLANY.

અંક ૩. મુંબઇ, માસ આગષ્ટ, સને ૧૮૭૩. કીં૰ આના ૨.

### મોત પાદશાહનું દરબાર.

મોત પાદશાહના દરબારમાં વઝીરની ખુરસી ખાલી પડી. વઝીર નેમવા સારૂ પાદશાહએ મોટા મોટા અને મશહુર સરદાર લોકોને દરબારમાં હાજર થવાને હુકમો લખી મોકલ્યા. તેઓ સઉ ફરમાવેલે વખતે દરબારમાં હાજર થયા અને વઝીરની ખુરસી મેળવવાસારૂ પોત પોતાનો હક બતાવવા લાગ્યા.

તાપીદાસ બોલ્યા કે પાદશાહ સલામત મે મણુઓને તાવથી તફડાવીને તમામ કીધા; મારો ચોપડો જુઓ. લકવા શેઠ ઉભા થઈને બોલ્યા કે મે ઘણુઓને ઘેર ઘેર ધ્રુજાવીને થડ મુળથી લુલા કરી લાંબા કીધા. ઉપરથી ઉરફે મોધાં જળંધર બોલ્યા કે મેં લાખો આદમીના પેટ તથા આંગને રૂની ગાંસડી જેવાં મોટાં ફુલાવી દઈ રફતે રફતે ફના કીધા, માટે પાદશાહ સલામત, વઝીરની ખુરસીનો હક મારો છે, નીધાહ રાખજો. ગાઉટ સાહેબ બોલ્યા કે મેં ઘણાઓના સાંધાઓમાં ગરબડ કરીને બબડાવી દીધા. એરથમા બોલ્યાકે મેતો કોઈ સેંકડો શખસોના મોહોડાં બંધ કરી દઈને મુંગા મારે મારી નાખ્યા. કોલીક બોલ્યો કે આંતરડાંઓને વાઢ કાપ કરી મરડી મચરડી નાખી ઘણા લોકોને મસ્ત તોડ કીધા. રુમેટીઝમ બોલી ઉઠ્યું કે મેતો ઘણાના સાંધા સાંધી દઈ એઓતો સપડાવી દીધા કે હાલી કે ચાલી ન શકે, અને તેમ કરી સેંકડો આદમીઓને જે પુરા કીધા માટે સાહેબ નીઘાહ રાખજો, હક મારો છે. પ્લેગ ઉરફે મરકીબાઈ બોલી ઉઠયાકે, મેતો ડાકટર હીમુ-લેટ સાહેબના ઝાડુ કરનારનું કામ તથા ગટર સાફ કરવાનું પણ કામ દીલોજાનથી બજાવ્યુંછે. મેં શેહરો અને દેશોના તમામ લોકોની અટેરા સાફ ધોઈ નાખી તેઓને કબરાની માફક બાહારી નાખ્યાછે ત્યારે હઝરત સલામત સ-ઉથી પેહેલો હકતો મારો છે કેમકે શેહરો તથા દેશોને મેં વખતના ટુક અરસામાં પાયમાલ કીધાછે. કનસંપશન ઉરફે ખાઈ એક ખુ-ણામાં બેસી ઓકા ખાતી હતી તે તઇઆર થઈ બોલી ઉઠી કે મેં હળવે હળવે પણ ખચીત હજારોના હાંજા નરમ કરી નાખી હયાતી-માંથી બાતલ કીધાછે માટે હકતો મારો છે પછી જેમ પાદશાહ સલામતની મરજી.

આ પ્રમાણે રોગના સરદારો પાદશાહના દરબારમાં પોત પોતાનો હક કાયમ કરવાની કોશીસ સારૂ તકરારો કરતા હતા એટલામાં એકાએક ત્યાં નાના પ્રકારના વાંજીત્રોનો આવાજ સંભળાયો. થોડી વારમાં તો પરી-ઓના નાચ રંગ સાથે દરબારમાં એક તેજ-

કારનવાલમાં સડેલી પડેલી મીલકતો ખરીદ કરતા, તથા સૈટ જેમસ સ્કવેર નામની જગોમાં બાલ અને જુગ્આકુતો આપતા હતા. આ લોકોની ખટપટોથી હેસ્ટિંગસ્ દૂર હતો. તેનું નામ કંઈ આવતું નહીં હતું. તેણે દેશીઓને લુટયા પણ નહીં, તેમ તેઓનો બચાવ પણ નહીં કીધો. આ વખતે બેશક તે ગરીબ અવસ્થામાં હતો. જો તેણે તેના બિજા ભાઈબંધોની પઠીમ જુલમ અને હરામજાદગીથી દોલતમંદ થવાનું ચાહયું હોત તો તે સેહેજ બની શકત. પણ તે એ કામમાં જરા પણ ગુંચાયો નોહોતો; અને કદાસ જો તે શામીલ હોતતો તેના લોહીના તરસ્યા દુશમનો તેની તજવીજ અને દુઃખના વખતમાં તેને કુસાનવાને તથા ગુન્હેગાર સાબિત કરવાને કદી ચુકત નહી. બેશક એ કંઈ ધર્મનિષ્ઠ રાજ કારભારી નોહોતો. એ દુરાચારી હતો; તોપણ એ રાજ કારભારી હતો. એનું નામ કંઈ પિશાચોમાં દખિલ થવા યોગ્ય નોહોતું.

ઈ. સ. ૧૭૬૪માં હેસ્ટિંગસ વિલાયત ગયો. તેણે કંઈ ઝાઝાનું નાણું લિધું કીધું નોહોતું. થોડું પણું જે તેની પાસે હતું તેમાંથી ઘણો ભાગ વધારે વ્યાજની લાલચે બંગાળામાં મુકી ગયો; પણ આહાં આએકો તે વ્યાજની લાલચમાં મુદલ પણ ગુમાવી બેઠો. જે નાણું વિલાયત લઈ ગયો તેમાથી કેટલુંક ઘણી તારીફ કરવા લાયક રીતે પોતાનાં સગાં વાહાલાંઓને મદદ કરવામાં અને એનાં બિજાં સારાં કામમાં વાપરયું; અને બાકીનું અફરેંફ તફરેંફ કરી નાખી પુરૂં કીધું.

ઈંગલન્ડમાં તે ચાર વર્ષ રહ્યો. ત્યાં પોતાનો વખત શી તરેહે ગુમાવ્યો તે વિશે તપસીલવાર ખબર આપવાને આપણી પાસે કંઈ સાધન નથી; તોપણ સાંભળ્યા ઉપરથી જેટલું જાણવામાં આવ્યુંછે, તે ઉપરથી કહી શકાયછે કે તેણે પોતાનો વખત વિદ્યાભ્યાસ કરવામાં તથા વિદ્વાનોની સોબતમાં કાહાડયો. તે કાળના કંપનીના નોકરો, આ દેશના વેપારીઓ સાથે વેહવાર ચલાવી શકે તથા પૈસાના લેણદેણની બાબતમાં કામ લાગે એટલું આ દેશની ભાષાનું જ્ઞાન મેળવતા હતા. હેસ્ટિંગસની પ્રરૂઢ અને નિપુણ બુધીએ પોતામાં એક નવો શોખ ઉત્પન્ન કીધો. તેનું મન આ દેશની ભાષા, રીતભાત, શાસ્ત્ર અને રાજ્ય નીતિ જાણવા પાછળ લાગ્યું. તેને એવું સુઝયું કે જો અંગ્રેજોને ઉત્તમ કેળવણી આપેકે તેની સાથે ફારસી ભાષા પણ શિખવવામાં આવે તો સારૂં. ઑક્સફર્ડની મહા વિદ્યાલયમાં આ દેશી ભાષાનું બીલકુલ જ્ઞાન નહીં આપાતું હતું એમ નોહોતું. પણ તેમાં હેસ્ટિંગસની ફારસી શિખવવાની ફરમાશ અમલમાં આવે એવી તૈયારી થતી હતી. કંપની કંઈ એ બાબત સારૂ મદત આપવાની ખાહેશ બતાવતી હતી. અને આહીંયાં "હાફીજ" તથા "ફીરદુસી" એ ફારસી ગ્રંથો એકખી રીતે સમજાવી શકે એવા સમર્થ પાઠક તૈયાર કરવાનો બંદોબસ્ત થયો હતો. મહા વિદ્વાન જોનસનને ઑક્સફર્ડની રાજ વિદ્યાલય સાથે ઘણું લાગતું વળગતું હતું અને હેસ્ટિંગસને પોતાના પારેખા ઈરાદામાં ઉત્તેજન મળે એવા ઈરાદાથી તે તેને મળ્યો. જોનસન તેની મુલાકાત લેનારની બુદ્ધિ અને વિદ્વતાનો મ્હોટો વિચાર રાખતો હતો. ઘણા દિવસ પછી જ્યારે હેસ્ટિંગસ હિંદુસ્થાનમાં પોતાનો જોર ચલાવતો હતો તેનામાં મહા જ્ઞાની જોનસને તેને એક પત્ર લખ્યું હતું અને તેમાં પોતાની મુલાકાતને લગતી કેટલીક વાતો યાદ દેવડાવી હતી.

હેસ્ટિંગસને નાણાંની તાણ પડી. તેણે પાછો હિંદુસ્થાન તરફ આવવાની તજવીજ કીધી. તેના જુના ઉપરી ડીરેક્ટરોએ તેની અરજ કબુલ રાખી, મ્હોટા માનથી તેને મદ્રાસની કાઉન્સીલનો એક મેમ્બર ઠેરવ્યો. પોતાની પાસે મુસાફરી કરવાના ખરચ જેટલું પણ નાણું નોહોતું. તેણે પોતાની દુખી સગાંઓને આપેલાંમાંથી કંઈ પણ આવી તંગાસને વખતે પાછું લેવા નાદુરસ્ત ધાર્યું. અને મુસાફરીના ખરચ જેટલી રકમ કરજે કહાડી, પોતે ઈ. સ. ૧૭૬૯ માં "ડ્યુક ઓફ ગ્રેફ્ટન" નામના વાહાણમાં બેસી આણી તરફ આવવા નિકળ્યો. [અપુરે.]

## ડાકટર આવે ત્યાં સુધી શું કરવું.

(સાંધણ પાને ૨૮ થી.)

### આજારીની માવજત કરનાર.

કેટલાએક લોકો એમ સમજેછે કે આજારીની ચાકરી કરવાનું કામ ફકત ઓરતોનું છે પણ તે નિરધાર ભુલ ભરેલું છે. કેટલાએક મરદો સારા જોવામાં આવ્યાછે કે તેઓ ઓરતોની માફકજ ચોકસ અને સંભાળથી કામ કરેછે. વળી તે મજબુત હોયછે તેથી આજારોને ઉઠ બેસ કરાવતી વખત ઓરત અથવા નબળા આદમીની મદદ કરતાં તેના પર આજારી વધારે વિશ્વાસ રાખેછે. જ્યારે બીમારને ભડકનાર નાખી દેશે એવો ભય લાગેછે ત્યારે તે ભય બીમારીને જલદી દુર કરવામાં વિઘન કરેછે.

આજારીની માવજત કરનારમાં પાંચ ગુણ હોવા જોઈએ—પરહેજગારી, સુઘડતા, ચોકસાઈ, નરમાશ, અને ધીરજ.

**પરહેજગારી**— જો તમારી થકી કોઈ તરેહની પણ લાલચને અટકાવી શકાય નહીં તો તમારે આજારીની ચાકરીમાં રહેવું લાજમ નથી; કેમકે તમારામાં આજારીનો તથા તેની બરદાસ્ત લેનાર સગાંઓનો વિશ્વાસ રહેશે નહીં.

**સુઘડતા**—તમારે પોતે હંમેશ સાફસુફ રહેવું જોઈએ અને ઓરડાને પણ સાફસુફ રાખવો. જે શખસકે આજારીછે તેની સુખને જરા પણ આમાં ભરેલી વસ્તુ બગાડી નાખી શકેછે. તેની રૂમમાં કંઈ પણ દુરગંધીવાળી વસ્તુ રહેવા દેવી નહીં. ખાળી પર સાફ કરેલાં ચીથરાં ઓરડામાં રહેવા નહીંદેવાં. દરેક વાસણ ખાલી થયેલું હોય તેને ધોઈ નાખીને હવામાં રાખો. બારીને બારણાં ઉઘાડીને તાજી હવા દાખલ કરતા રહો.. ઈયાદ રાખોકે ખરાબ ખોરાકથી જેમ શરીરને નુકશાન થાયછે તેમજ ખરાબ હવા ખોરાકની મીસાલે શરીરને ઝેહર જેવી થઈ પડેછે. તાવનું ઝેહર ઘણું ભયંકરછે અને જેમ મજબુત દારૂને પાણી મેળવીને નરમ પાડી શકીએ છઈએ તેમ ઝેહરી હવામાં સ્વચ્છ હવા ગળવા દેવાથી તે ઝેહરને નાબુદ કરી નાખેછે. જે ખોરાક કે આજારીને સારૂ તેના રૂમમાં લાવ્યા હો અને તે તે ન ખાયતો નકામો ત્યાં પડી રેહવા દેવો નહીં. પીવાનું પાણી તેના ઓરડામાં ઘણીવાર ઉઘાડું રાખવું નહીં. કેમકે તેમ કરવાથી તે પાણી ઓરડામાંની ઝેહરી હવાને ચુસીલેછે, અને જ્યારે તે પાણી આજારી પીવામાં લેછે ત્યારે જે ઝેહર કે તેના શરીરમાંથી આમદીમાં થઈને નીકળી જાયછે તેજ પાછું તેના પેટમાં દાખલ થઈ આખા શરીરમાં પસરી જાયછે. તમારા જોવામાં ઘરના રંગેલા ઓરડામાં પાણીથી ભરેલાં કુંડાંઓ જોવામાં આવેછે તે ત્યાં મુકવાનું કારણ એટલુંજ છેકે પાણીજેછે તે "ટરપેન-

ગયન". તથા લેહ જે દેવારમાંથી છુટું પડેછે તેને ચુંશી લેછે.

**ચોકસપણું**—આજારી માણસને પોતાને સારૂ શું સારૂં છે તે પોતે જાણવું જોઇયે એવી આશા તમે રાખી શકતા નથી, માટે જ્યારે તેઓને માટે કંઈ પણ સારી ચીજ બનાવવાને ફરમાવ્યું હોય ત્યારે તે બાબસુસન અને ગોઠવણની ભરેલી રીતે કરવી. તેને સારૂ તે તમારો પાછળથી ઉપકાર માનવાને ચુકશે નહીં.

**નરમાસ**—જે કંઈ તમે આજારીને માટે કરો તે કરવામાં ઘણી નરમાસ વાપરો. જ્યારે કે તમે "ડ્રેસીંગ" એટલે સંધી વાગી લાગવાના આજારીની અથવા હાથ પગ ભાંગેલા આજારીની માવજત કરવામાં કામે લાગો તે વખતે તેના કપડાં બદલવામાં દુઃખ ન થાય તેવી રીતે તથા ઘણીજ નરમાસથી તે કામ કરો; પણ તેને બિનાહક ઇજા થાય તેમ ન કરવામાં ચીંતા રાખો. જાણી જોઇને તેને હેલા ખાવા ન દો.

**ધીરજ**—તમારી અને તમો જેની માવજત કરવાને કામે લાગ્યાછો તેની વચમાંનો અંતર શું છે તે ભુલી ન જાઓ. જ્યારે તમે સારા હોઓછો ત્યારે તમે કોઈ વખતે ઘણા બેચેહન અને ચીજાસમાં આવી નથી જતા વારૂ! તો આજારી માણસમાં ચીજાસ અને બેચેહન પણું દેખાય તેમાં શું નવાઇછે. માટે તેનો ગુસ્સો તમારે ખમાવશ કરવો અને ધીમે ધીમે તમારી ધીરજનું ફળ તમને મળશે.

આજારીને સારી રીતે માવજત કરવાની ખુબીની થોડાજ લોકો ને ખબરછે તેમજ સારી રીતે માવજત કીધાથી ઘણા લોકોના કીમતી જીવનો બચાવ થાયછે તે વિશે નક્કિ પણ થોડાજ છે. તેમજ નીતિ ભરેલી અને ભરૂસા લાયકની રીતની બારીને લીધે ઘણા સારા માણસોની કીમતી જીંદગીની ખુવારી થઇ ગઇછે તથા તેઓની સારા થવાની આશા ભંગ થઈ ગઈ છે તે વિશે પણ થોડાજ લોકો જાણેછે. ઘણી વખતે ડાકટરો નાઉમેદ થાયછે તથા ગુસ્સે થાયછે તેનું કારણ એકે આજારીની આસપાસ મદદ કરનારના અજ્ઞાનપણાને લીધે તેની આજારી તરફની રાખળી મેહેનત બરબાદ જાયછે. કોઈ વખતેતો આસપાસના મદદ કરનાર એટલા બધા હઠીલા હોયછે કે તેની હઠથી ઘણાં માઠાં પરીણામ નીપજેછે. ડાકટરો હંમેશ એમ કેહેછે કે જે આજારીની માવજત કરનાર વિશ્વાસથી તેના ફરમાવેલા હુકમો ઉઠાવેછે તેજ આજારીને બચાવી શકેછે અને તેનેજ વીચારૂ અને વિશ્વાસ કરવા લાયક માવજત રાખનાર સમજવો.

સઘળાજ લોકો આજારીની માવજતને લાયક હોતા નથી. ઘણા માવજત કરવાને ચાહાનારના હૃદયમાં ઘણા સારાં હોયછે તે છતાં પણ તેઓ અણિગારૂ હોવાને લીધે આ દયા ભરેલું કામ યોગ્ય રીતે કરી શકતા નથી.

ફ્રેન્ચ લોકોમાં એવી કેહવતછે કે "ફકત એક લોકો સઘળાં આંગળાંને અંગુઠાજ સમજેછે" અને એ કેહવતની મતલબ આપણા સમજમાં એવી આવેછે કે તેઓ દર આંગળા અને અંગુઠામાં શું તફાવતછે તે સમજતા નથી. એટલે જુદા જુદા આજારીઓના સ્વભાવ અને આજાર ન સમજતાં સઘળાને તેઓ એક સરખી રીતે ચલાવેછે. આજારીના સગામાં જે ઓરતો કે માવજત કરવામાં ગુંથાયછે તે તદન બેવકુફ હોયછે. ઓરતને કોઈ કરવાનું કે બીજું કંઈ પકાવવાનું કહ્યું હોયતો તે હોંસથી તઇયાર કરેછે તો ખરાં; પણ આજારીની પાસે તે લાવવા લઇજવાની

તજવીજ સમજતાં નથી. જો વાસણમાં ખાવાની ચીજ બનાવી હોય અને તે ગરમ હોયતો તે પોતાને લકુડ લકુડ થતે આણીયે તથા ઈજારે અથવા લકુડ લકુડ થતી સાડીયે ઢાંકીને આજારીના ઓરડામાં ઘભ-ઘભ ચાલી લઈ આવેછે તેથી બાજે વખતેતો પોતાના કેપડામાં આંટી આવીને પડી જાયછે અને હાથમાંનું સઘળું પડી જાયછે જેથી આજારીને ફાયદો થવાને બદલે આવા બનાવથી ઓર ગુસ્સો આવેછે અને ગુસ્સાનું પરીણામ દુઃખનો ઉમેરોછે. કદી કંઈ સેકવાનું હોય અને કોલસા લાવવાનું કહ્યું હોયતો સુપડું ભરીને કોલસા લાવી ઘબ લઈને ખાટલા આગળ લાખેછે જેથી બાપડા આજારીના આરામમાં કેટલા કલાક સુધી ખલલ પોહોંચેછે. કોઈ વખતે સગડીમાં ફુંક મારતાં કાંબળીની કોર પણ સળગી જાય. કોઈ વખત તો ખાવાનું સંતાડ્યું હોયતો તે ત્યાંજ સગડીમાં ફુંક મારતાં પડી જાયછે તો ત્યાં ઓર ફસતો થાયછે. બાજે વખત આજારી કંઈ કાનમાં કેહવા માગેતો તેના ખાલ-હોઠોસા નહીં તેથી આજારીના મોઢા ઉપર ખાસો પડવાથી તેને ઓર કંટાળો આવેછે. કોઈ વખત આજારી હાથ પર પંપાળવાનું કેહછેતો તાવી પર રોટલી કરતાં આંગળી બળી હોય અને તે ઉપર ગીથડું લપેટેલું હોય તે સાથે હાથ ફેરવવાથી ઓર તેને નાખુશી પેદા થાયછે. આજારી રોટલી અને ઘી લાવવાનું કેહ તો ઘી વાળા ચમચામાં લસણ કે કાંદાની મેળવણી આવવીજ જોઈયે. પાસે સંધરણી હોય અને તેમાં પકાવતા હોય તો તેના બારણું ઉઘાડું રહેવાથી આજારીને ન ગમે એવા વઘારની વાસ આવ્યા વગર રહેજ નહીં. આવાં આવાં કારણોથી આજારીઓ ના ઉમેદ અને નાસીપાસ થઈ જાયછે અને તે કેહેછે કે તેને ખાતાં ઉબક આવેછે અને તેનાથી એક કોળીઓ પણ ખાઈ શકાતો નથી. કોઈ વખતે આજારી પાણી માગેછે ત્યારે માથા સુધી જાણે ઉછળતું આપતા હોય તેમ વાસણ ભરી લાવેછે અને તેના માથા તળે જરા હાથ મુકી માથું ઉંચાવી તેને પીવાનું કેહેછે. તે વખત ગરદન મરડાઈને છાતી સુધી આવેછે અને પાણી પીઈને કોશીસ કરેછે તો સઘળું પાણી હોઠ અડકતાંજ કેપડાં ઉપર ઢોળાયછે અને કદાચ પાણી થોડું મોહોમાં ગયું તો ગળે અટકી બેસેછે અને તે ઘભરાયછે. જો દીવો બત્તી કરવાનું ફરમાવેછે તો દીવા મોટો તેલથી બળબળતો કાકડો કરી લાવેછે અને તેથી આજારીને ગુંગળાવી લાખેછે. આજારી આવી તરેહના કઢંગા અને બેવકુફ બાઈડીઓને જોઈને પોતે હેરાત ખાયછે અને રાતે બરાબર આરામ લઈ શકતો નથી. આજારીમાં પોતાની બેનો બેસીને ખાવાની શક્તી હોયછે તે વખત સલુકબાઈ પોતાનો પ્યાર બતાવવાને સોણું મુકીને તેને હાથ પકડીને ઉઠાડવાને મદદ કરવા જાયછે અને એટલામાં પેલા લોણુને લાત વાગી ઢોળાઈ નહીં જાયતો મોટો ભાગ્યેગ. આવી ઓરતો બરાબછે એમ આપણે કેહવા માગતા નથી; પણ તેને માવજત કરવાની સમજ નથી એમતો કહી શકીએ. [અધુરું.]

---

## શાહનામું

(પાને ૨૨ થી સાંધણું.)

### ફરેદુનનો જન્મ.

ફરેદુનનો જન્મ પરેન જેને હાલમાં ગીલાન કેહેછે તે પરાંતમાં થયો હતો. જે

વખ્ત તે જન્મ્યો તે વખતથીજ પાદશાહી નીશાન તેની પેશાની ઉપરથી માલુમ પડતું હતું. તેનું તેજ આફતાબની મીસાલે ચળકતું હતું. તેની શાહનશાહ જમશેદના જેવી દેખાતી હતી. ઝોહાક પાદશાહ ચોતરફ તેની તપાસ કરાવતો હતો. છેવટે ફરેદુનનો બાપ આબતીન ઝોહાકના હાથમાં આવ્યો. તેણે તેને મારી નાખ્યો. ફરેદુનની મા ફરાનકને પોતાના ધણીને મારી નાખ્યાની ખબર મળી તેથી તે ગભરાટને માટે ફરેદુનને લઈને જંગલમાં નાહાસી ગઈ. એક ગોવાળીયો પુરમાયા નામની ગાયને જંગલમાં ચરાવતો હતો તેને ફરેદુનને સોંપી તેની આજીજીથી કહ્યું કે આ બાપ વગરના બાળકને આ ગાયનું દુધ પાઈને ઉછેરશો તો ખુદા તારા ઉપર મેહરબાન થશે. ગોવાળીયાએ આ વાત કબુલ કીધી અને ફરેદુનને પોતાની પાસે રાખ્યો. ત્રણ વરસ સુધી તેણે તેની ખીદમત કરી મોટો કીધો.

ઝોહાક પાદશાહ રાતોદીન ફરેદુનની તપાસમાંજ હતો. તેણે ગામની તપાસ કરવાનો હુકમ આપ્યો. એ વાતની ખબર ફરેદુનની માને ગઈ તેથી તે ગોવાળીયા પાસે દોડી ગઈ અને તેને એ હકીકત કહી અને ફરેદુનને તેની પાસેથી લઈ હિંદ તરફ નાહાસી ગઈ. રસ્તામાં તેણે એક પાહાડ ઉપર એક મરદને દીઠો તેની પાસે જઈને તેને આજીજીથી કહ્યું કે હું આફતની મારી આ છોકરાને લઈને આ જગે આવી છઉં. મેહરબાનીની રાહે આ લાચાર છોકરાના નીગેબાન થવાનું તને ઘટેછે. તેણે એ વાત કબુલ કીધી અને ફરેદુનને પોતાની પાસે રાખ્યો.

ઝોહાક પાદશાહને ગાયનો પતો લાગવાથી તે હાથી ઉપર સ્વાર થઈને જે જગોપર ગાય હતી તે જગોપર ગયો અને તે ગાયને તથા બીજાં ઢોરો અને ગોવાળીયાને મારી નાખ્યાં. બાદ તે ફરેદુનને ઘેર ગયો, પણ તેના ઘરમાં કોઈ ન હોવાથી ગુસ્સાને માટે તેને બાળી મુક્યું.

ફરેદુન સોળ વરસની ઉમ્મરનો થયો ત્યારે પોતાની મા પાસે એકદમ શેહરમાં આવ્યો. પોતાની માને તેણે પોતાની બુનીયાદ અને બાપનું નામ પુછ્યું. તેણે જવાબ દીધો કે ક્યાનીની બુનીયાદનો અને તેહમુરસી ઓલાદનો આબતીન નામનો તારો બાપ હતો. અસલ તારું વતન ઇરાન હતું. ઝોહાક પાદશાહને નજુમીઓએ કહ્યું કે તને ફરેદુન મારી નાખી તખત ઉપર બેસશે તેથી તે તારી શોધમાં હતો અને તારેજ વાસ્તે તારા બાપને તેણે મારી નાખ્યો. તારા બચાવ વાસ્તે હું તને જંગલમાં એક ગોવાળીયાને સોંપી આવી હતી. તેણે તને ગાયનું દુધ પાઈ ઉછેર્યો. ઝોહાક તે જગોપર જવા તઈયાર થયો. તેની ખબર મને આગવાથી હું તને તે જગોપરથી લઈને નાહાસી અને પાહાડ ઉપર લાવીને રાખ્યો. ઝોહાકે તે ગાય અને ગોવાળીયાને વેર લેવાના હેતુથી મારી નાખ્યાં. આ વાત સાંભળી ફરેદુનના ગુસ્સાનો જોશ આવ્યો અને ઝોહાક સાથે તેજ વખ્ત બઢવા જવાને તઈયાર થયો. તેની માએ તેને રોક્યો અને નસીહત કીધી કે એકદમ ગરમ નો થઈજા. એ કામ સબુરનું છે એમ કહી તેના ગુસ્સાને નરમ પાડયો.

ઝોહાક પાદશાહ ફરેદુનની દેહેશતથી રાત દીવસ ફીકરીમાં રેહેતો હતો. એક દીવસે તેણે મોટું દરબાર કીધું અને અમીર ઉમરાઓને બોલાવી કહ્યું કે મારો એક છુપો દુશ્મન પેદા થયોછે તેનાથી મારે ખબરદાર રેહવું જોઇએ. હું તમોને તથા તમામ બરાબર એકઠું કરી તેને હથીઆર રાખવા માગું છઉં. વળી મારા મનમાંથી ધીરજ ઉઠી ગઈછે માટે એક માનપત્ર તઈયાર કરો અને તેમાં હું આજસુધી રાસ્તી અને ઇનસાફથીજ ચાલ્યો હતો એવું લખો ને ઉપર સઘળા સહી કરો. આ પ્રમાણે દસ્તાવેજ તઈયાર થયું અને દરેકને માટે સહી કરવાનું કામ ચાલુ થયું. પાદશાહ તે જોઈને મનમાં ખુશ થયો.

એટલામાં કાવેહ નામનો એક લુહાર રડતો પીટતો ફરીઆદ આવ્યો અને તેણે પાદશાહને તેના જુલમ બાબે ઘણો ઠપકો કહ્યો. તે બોલ્યો કે મારા અઢાર છોકરાના જાન લીધા અને છેલ્લો ઓગણીસમો રહ્યો છે તેને, પણ આજ લાવ્યા છે, એટલો બધો જુલમ મારા ગરીબપર ગુજારવાનું શું કારણ છે. માટે મેહેરબાની કરી તેને છોડી દે અને નેકી તથા ઈનસાફ કર અને ખુદાથી ડરીને ચાલ.

પાદશાહે તેના છોકરાને છોડી દેવાનો હુકમ આપ્યો અને લુહારને માનપત્રમાં સહી કરવાનું ફરમાવ્યું. કાવેહએ તે અરજ વાંચી પોકાર માર્યો કે તમે તમામ લોકો ઝોહાકના ડરથી આ ખોટા લેખ ઉપર સહી કરી છે તેથી તમે સઘળા દોજખમાં જશો. હું એ ઉપર સહી કરનાર નથી. મારે ઝોહાકની માલીક આગળ પરવા નથી. એવું બેઅદબી ભરેલું બોલી માનપત્ર ફાડી નાખ્યું અને જુલમ જુલમ એવી બુમ પાડતો છોકરાને લઈને બજાર તરફ ગયો. તમામ મીજલસ પણ પાદશાહને સલામ કરી ઉઠી ગઈ.

કાવેહ લુહારે એક ભાલાપર પગે પેહરવાનું એક ચામડું લટકાવી તેનો ઝુંડો બનાવ્યો અને બજારમાં જઈ ઉભો. તેને જોઈને લોકોનો ત્યાં ભારી જમાવ થયો. કાવેહ એ સઘળા લોકોને કહ્યું કે ઝોહાક પાદશાહના જુલમથી તમારો છુટકો કરવા ચાહતા હો તો ફરેદુન પાસે ચાલો. આ વાત સઘળાને પસંદ પડી. તેઓ ફરેદુન તરફ ગયા. ફરેદુન તેઓને જોઈ સામો આવ્યો અને પેલા વાવટાને નેક નીશાણી છે એવું સમજી તેને રંગબેરંગી કપડાં અને જવાહીરથી શણગાર્યો અને તેનું નામ કાવીયાની રાખ્યું.

ફરેદુને આ તમામ જોઈને એક તાજ માથા ઉપર મુક્યું અને પોતાની મા પાસે ગયો અને ઝોહાક પાદશાહ સાથે લડવા જવાની રૂજા માગી. તેની માએ તેને દુઆ દીધી કે તારા હાથથી દુશમન ફના થાય. ફરેદુને પોતાને વાસ્તે ગાવના મોઢા જેવો ગુરજ લુહાર પાસે બનાવાવ્યો અને પોતાનાથી મોટા બે ભાઈઓ નામે કીયાનુશ તથા શાદકામને તથા તમામ લશ્કર લઈને રવાને થયો. નવદ નામના ગામમાં રાત પડવાથી ત્યાં મુકામ કીધો. બીજે દીવસે ત્યાંથી નીકળ્યો તે એરવંદ નદી ઉતરીને કંગદેઝ નામના શેહેર આગળ આવી પોહોંચ્યો. તે શેહેરમાં ઝોહાક પાદશાહનો એક મોટો મેહેલ હતો. ફરેદુને તે ઉપર હુમલો કીધો અને દરવાન તથા ચોકીદાર વગેરેને કતલ કરી અંદર ઝોહાક પાદશાહનું તખત હતું તે ઉપર જઈ બેઠો અને કયાની તાજ શીર ઉપર મુક્યું.

તે મેહેલમાં ખુરશેદ ચેહેરાની નાજનીનો રેહેતી હતી. ફરેદુને તેઓને નાપાક રીત છોડી દઈ ખુદાની બંદગી કરવાની સલાહ આપી. જમશેદની બન્ને બેહેનો તે વખત રડી પડી અને પોતાની હકીકત જાહેર કરી ફરેદુનને આશીર્વાદ દીધો કે ખુદા તારી ઉમ્મર દરાજ કરે. બાદ તેણે તેની ઓળખાણ પુછી. ફરેદુને જવાબ દીધો કે હું કયાનીની ઓલાદના આબતીનનો છોકરો છું. મારા બાપને ઝોહાક પાદશાહે વગર કારણે માર્યો છે તેનું વેર લેવા આવ્યો છું. આ મારો ગુરજ તેનું માથું ભાંગી ખાક કરી નાખશે. બાદ હું તખ્ત ઉપર બેસનાર છું અને કયાની તાજ પેહેરનાર છું.

ઝોહાક પાદશાહ શેહેરમાંથી બાહાર જતો હતો ત્યારે તેનો કંદર નામનો એક ખીદમતગાર મેહેલની નીગેબાની સારૂ રેહેતો હતો તે ખીદમતગારે ફરેદુનને તખ્ત ઉપર બેઠેલો અને અરનવાજ તથા શેહેરનવાજ વગેરે જનાનખાનાની બાનુઓ તખ્તની આજુબાજુ ઉભેલી જોઈ અને શેહેર તમામ લશ્કરથી ભરેલું દીઠું. તેણે ફરેદુનની સામે આવી આદાબ બજાવ્યો અને ખુદા તારૂં રાજ્ય કાયમ કરે એવી દુઆ દઈ બોલ્યો કે

ગને શું હુકમછે. ફરેદુને તેને મીજલસ તઈયાર કરવાનો હુકમ આપ્યો. તે મુજબ મીજલસ તઈયાર થઈ અને રાગરંગ જારી થયા.

આ પ્રમાણે શાહીરાત ગુજરયા પછી આમદાદમાં ખીદમતગાર ઘોડા ઉપર સ્વાર થયો અને ઝોહાક પાદશાહ પાસે જઈ રાતની તમામ હકીકત જાહેર કીધી. ઝોહાકે સાંભળતાં વારને ગુસ્સો થઈ ખીદમતગારને બારતરફ કીધો. તે બાબત તેણે કહ્યું કે એ ઝોહાક પાદશાહ હવે તારી આબરૂ આવી છે. મારા સ્વાધીનમાં જે મેહેલ પાછો સોંપવાનો તારો વખત આવનાર નથી. તારી નોકરીની હવે હું કંઈ પરવા રાખતો નથી.

ઝોહાક પાદશાહ આ ખુબનો સાંભળી તુરત ઘોડા ઉપર સ્વાર થયો અને લશકર લઈને ડેગ્રેવાજ શેહેર તરફ આવ્યો અને ચો તરફ ઘેરો ઘાલ્યો.

ફરેદુનને ઝોહાક આવ્યાની ખબર થતાંજ તેણે તેની સામાં પોતાનું લશકર મોકલ્યું. શેહેરના લોકો ઝોહાક પાદશાહના જુલમથી કંટાળેલા આગળથી હતાકે તેઓએ તેના ઉપર બારીઓ ઉપરથી પથ્થરનો વરસાદ વરસાવ્યો. ફરેદુન ઝોહાકની સામાં આવ્યો અને તેઓ વચ્ચે એવી સખત લડાઈ થઈ કે જેથી પાહાડો ધ્રુજવા લાગ્યા. આખરે ફરેદુને ઝોહાક પાદશાહને ગુરજથી ઘાયલ કીધો અને તેને પકડી મુશકે બાંધી એક પાહાડ ઉપર કેદ કીધો.

ફરેદુન. તખત ઉપર બેસવાથી તમામ રઈઅત ખુશી થઈ. અમીર ઉમરાવોએ ફરેદુનને નજરાણું કીધું અને તેનું રાજ્ય કાયમ રેહે એવી ખુદા પાસે દુઆ માગી.

ઝોહાક પાદશાહએ પાંચસો વરસ રાજ્ય કીધું અને આખરે બુરા હાલથી પાહાડ ઉપર બંદી ખાનામાં ગુજરી ગયો. (અધુરૂં.)



## સને ૧૮૫૭ માં ઉઠેલાં બંડનું મૂળ કારણ.

### હિંદુસ્થાની સીપાઈ.

અંગ્રેજ લોકો વિલાયતથી બધા અંગ્રેજ સીપાઈને લાવી શકતા નથી. થોડા આ દેશી સીપાઈઓને પણ નોકરીમાં રાખ્યાછે અને તેઓને કવાયત વગેરે શીકવવામાં આવેછે. તેઓને કદી લશકરના કપતાન અથવા જનરલ કરતા નથી. તેઓ માત્ર સીપાઈઓ તરીકેજ નોકરી કરેછે. ઘણા કાળ સુધી સીપાઈઓ ઘણા સુખી રહ્યા. તેઓને સારો પગાર મળતો હતો અને તેઓના ઉપરી તરફથી ઘણી સારી વર્તણુક તેઓને મળતી હતી. તેઓ ઘણી સારી રીતે વર્તતા હતા અને તેઓ અંગ્રેજ કપતાનોના હુકમ ઉઠાવતા હતા. હજારો કાળા સીપાઈઓ લશકરમાં રાખવામાં આવ્યા હતા. તેઓ અંગ્રેજ સીપાઈઓની મીસાલે રાતા ડગલા અને સફેદ પાટલુન પેહરતા, પણ તેઓના ચેહેરા આખરે કાળા. અંગ્રેજ લોકો પણ તેઓને સારી રીતે રાખતા અને તેઓને નાખુશ નહીં કરવાની તેઓ ઘણી સાવચેતી રાખતા. સીપાઈઓને ખીસ્તી ધર્મ સમજાવવાને કોઈને હુકમ નોતો. આ સીપાઈઓમાંના કેટલાએક મહમદને માનનારા અને કેટલાએક બ્રહ્માને માનનારા હતા પણ તેમાં કોઈ ખીસ્તી ધર્મ પાળનાર દેશી સીપાઈ નથી. આ સીપાઈઓના દીલમાં એકાએક શેતાને ઘર ઘાલ્યું અને તેઓ સઘળા અંગ્રેજ લોકોને મારવા ઉભા થયા. તેઓએ એવો ઠરાવ કીધો કે અંગ્રેજને જયાંથી જોવો ત્યાંથી મારવો પછી તે મરદ, ઓરત, કે બચ્ચું હોય. અને આમ કરવાનું શું કારણ હતું તે જુઓ.

હિંદુસ્થાનમાં ઘણાં રાજ્યછે. નેપાલ સીવાય બીજાં બધાં રાજ્યને અંગ્રેજે તાબે કરી લીધાંછે. આઉદના રાજા પાસેથી તેઓએ સઘળો અખત્યાર લઈ લીધો હતો. આખરે તેઓએ તેનો હક છીનાવી લીધો અને તેને બીજે દેશ મોકલી દીધો. તેનું રાજ્ય છીનવી લીધું તેના બદલામાં તેને કંઈ પૈસા આપવાનું વચન આપ્યું. આ ઉપરથી આઉદનો રાજા ઘણો ગુસ્સે થયો અને તે એટલે દરજ્જે કે તેણે અંગ્રેજ લોકોનો નાશ કરવાનો ઠરાવ કીધો. અને તેમ કરવામાં તેણે દિલ્હીના રાજાની મદદ માગી. તે રાજા પણ અંગ્રેજની સાથે નાખુશ હતો તેથી તેણે તે વાત કબુલ કીધી. આ બન્ને રાજાઓએ એકઠા મળી ઠરાવ કીધો કે સીપાઈઓને ઉસ્કેરીને તેઓની પાસે એક મુકરર દાહાડે પોતાના ઉપરી અંગ્રેજ અમલદારોને મારી નખાવવા. તેઓએ જુદી જુદી જગોના સીપાઈઓને આ વાતની ખાનગી રીતે ખબર કીધી. અંગ્રેજ અમલદારોને આ વાતની બીલકુલ ખબર નોતી. તે લોકોને ભરોસો હતો કે સીપાઈઓ નીમકહલાલછે. જો તેઓને આ લોકોની નીમકહરામીનો જરા પણ ઈશારો માલુમ પડ્યો હતેતો તેઓની પાસેથી તરવાર અને બંદુક છીનવી લેત. એવી ગોઠવણ કરવામાં આવી હતી કે સઘળી જગોએ બંડકરનાર સીપાઈઓએ એકજ ઠરેલે દાહાડે ઉઠવું. પણ સારા નસીબે તે ઠરેલો દીવસ આવ્યો તેની આગમચ એક લશ્કરના સીપાઈઓ ઉઠ્યા અને એમ થવાથી ઘણા અંગ્રેજોને નાહાસી જવાનું બની આવ્યું.

~~~

## વૃક્ષલતાતૃણાદિવિદ્યા.*

### ઉર્ફે

### ઝાડપાનની વિદ્યા.

"બોટની"નો અર્થ સાધારણ રીતે ઝાડપાનની વિદ્યા કરવામાં આવ્યોછે. એ વિદ્યા ઘણી ખુશી ઉપજાવનારીછે. એનો અભ્યાસ સઘળા વર્ગના અને સઘળી સ્થિતિના અને સઘળી ઉમ્મરના લોકો કરી શકેછે. એ વિદ્યા થોડી ઘણી સર્વેને જાણવાની જરૂર છે.

જુવાનીયાને તો "બોટની" ઘણીજ પ્યારી લાગેછે. તેનો થોડો ઘણો અભ્યાસ કરવાથી મન તથા શરીર ખિલેછે. વિલાયતમાં ઓરતો, મરદો, છોકરાઓ તથા છોકરીઓ "બોટની" વિશે જાણવાની ઘણી ઈંતેજારી રાખેછે. તેઓ "બોટની" વિશેની વાતચીત તથા ભાષણો સાંભળીને તથા નકશાઓમાં ઝાડપાન, વેલા, ફુલ, ફળ, ઇત્યાદિ વસ્તુઓ જોઈને તથા બાગબગીચામાં પસાર કરતી વખત ઝાડપાનોને તેઓની સ્વાભાવિક અવસ્થામાં જોઈને, ખુબ દિલો જાનથી અભ્યાસ કરવામાં મોટો આનંદ સમજેછે. એવું કોણ હશે કે, જે ઝાડપાન ફુલફળથી ખુશી નહીં થાય. આપણા લોકોમાં "બોટની" જાણવાનો શોખ ઉતપંન થવો જોઈએ. વિલાયતમાં સઘળી જાતની કેળવણી સાથે "બોટની"નું જ્ઞાન પણ કુમળી વયમાંથી આપવાનું જારી થાયછે. મા બાપ જે વિશે જાણીતા હોયછે એટલે તેઓ બાગબગીચામાં બચ્ચાંઓને જ્યારે સાથે લઈને ફરવા જાયછે ત્યારે તેઓ હશો રમીને બચ્ચાંઓને એવી રીતે થોડું થોડું "બોટની"નું જ્ઞાન આપેછે કે, તેઓ ખુશી ખુશી થઈ

* વૃક્ષલતાતૃણાદિવિદ્યા—વૃક્ષ એટલે ઝાડ, લતા એટલે વેલા, તૃણ એટલે તરણા અથવા ઘાસ, આદિ એટલે વગેરે.
~~~

મને શું હુકમછે. ફરીદને તેને મીજલસ તઇયાર કરવાનો હુકમ આપ્યો. તે સઘળી મીજલસ તઇયાર થઇ અને રાગરંગ જારી થયા.

આ પ્રમાણે સારીરાત ગુજર્યા પછી પ્રભાતમાં ખીદમતગાર કીરાર ઘોડા ઉપર સ્વાર થયો અને ઓહાક પાદશાહ પાસે જઇ રાતની તમામ હકીકત જાહેર કીધી. ઓહાકે સાંભળતાં ઘણો ગુસ્સે થઇ ખીદમતગારને ઠારમાર કીધો. તે વખત તેણે કહ્યું કે એ ઓહાક પાદશાહ હવે તારી આખરી આવી છે. મારા સ્વાધીનમાં એ મહેલ પાછો સોંપવાનો તારો વખત આવનાર નથી. તારી નોકરીની હવે હું કંઈ પરવા રાખતો નથી.

ઓહાક પાદશાહ આ સુખનો સાંભળી તુરત ઘોડા ઉપર સ્વાર થયો અને લશકર લઇને કેશરીજ શહેર તરફ આવ્યો અને ચો તરફ ઘેરો ઘાલ્યો.

ફરીદુનને ઓહાક આવ્યાની ખબર થતાંજ તેણે તેની સામે પોતાનું લશકર મોકલ્યું. શેહેરના લોકો ઓહાક પાદશાહના જુલમથી કંટાળેલા હતા તે માટે તેઓએ તેના ઉપર બારીઓ ઉપરથી પથરનો વરસાદ વરસાવ્યો. ફરીદુન ઓહાકની સામો આવ્યો અને તેઓ વચ્ચે એવી સખત લડાઈ થઈ કે જેથી પાહાડો ધ્રુજવા લાગ્યા. આખર ફરીદુને ઓહાક પાદશાહને ગુરજથી ઘાયલ કીધો અને તેને પકડી ગુરજે બાંધી એક પાહાડ ઉપર કેદ કીધો.

ફરીદુન તખત ઉપર બેસવાથી તમામ રઇયત ખુશી થઇ. આમીર ઉમરાવોએ ફરીદુનને નજરાણું કીધું અને તેનું રાજ્ય કાયમ રહે એવી આશા પાસે દુવા માગી.

ઓહાક પાદશાહે પાંચસો વરસ રાજ્ય કીધું અને આખરે બુરા હાલથી પાહાડ ઉપર કેદી ખાનામાં ગુજરી ગયો. (અપૂર્ણ.)

---

## સને ૧૮૫૭ માં ઊઠેલાં બંડનું મૂળ કારણ.

### હિંદુસ્થાની સીપાઈ.

અંગ્રેજ લોકો વિલાયતથી બધા અંગ્રેજ સીપાઈને લાવી શકતા નથી તેથી આ દેશી સીપાઈઓને પણ નોકરીમાં રાખ્યાછે અને તેઓને કવાયેત વગેરે શીકવવામાં આવેછે. તેઓને કંઇ લશકરના કપતાન અથવા જનરલ કરતા નથી. તેઓ માત્ર સીપાઈઓ તરીકેજ નોકરી કરેછે. ઘણા કાળ સુધી સીપાઈઓ ઘણા સુખી રહ્યા. તેઓને સારો પગાર મળતો હતો અને તેઓના ઉપરી તરફથી ઘણી સારી વર્તણુક તેઓને મળતી હતી. તેઓ ઘણી સારી રીતે વર્તતા હતા અને તેઓ અંગ્રેજ કપતાનોના હુકમ ઉઠાવતા હતા. હજારો કાળા સીપાઈઓ લશકરમાં રાખવામાં આવ્યા હતા. તેઓ અંગ્રેજ સીપાઈઓની મીસાલે રાતા ડગલા અને સફેદ પાટલુનં પેહરતા, પણ તેઓના ચેહેરા આખરે કાળા. અંગ્રેજ લોકો પણ તેઓને સારી રીતે રાખતા અને તેઓને નાખુશ નહીં કરવાની તેઓ ઘણી સાવચેતી રાખતા. સીપાઈઓને ખ્રીસ્તી ધર્મ સમજાવવાને કોઇને હુકમ નોતો. આ સીપાઈઓમાંના કેટલાએક મહમદને માનનારા અને કેટલાએક બ્રહ્માને માનનારા હતા પણ તેમાં કોઈ ખ્રીસ્તી ધર્મ પાળનાર દેશી સીપાઈ નથી. આ સીપાઈઓના દીલમાં એકાએક શેતાને ઘર ઘાલ્યું અને તેઓ સઘળા અંગ્રેજ લોકોને મારવા ઉભા થયા. તેઓએ એવો ઠરાવ કીધો કે અંગ્રેજને જ્યાંથી જોનો ત્યાંથી મારવો પછી તે મરદ, ઓરત, કે બચ્ચું હોય. અને આમ કરવાનું શું કારણ હતું તે જુઓ.

હિંદુસ્થાનમાં થાણું રાજ્યછે. નેપાલ સીવાય બીજાં બધાં રાજ્યને અંગ્રેજે તાબે કરી લીધાંછે. અઉદના રાજા પાસેથી તેઓએ સઘળો અખતીઆર લઈ લીધો નોતો. આખરે તેઓએ તેનો હક છીનાવી લીધો અને તેને બીજે દેશ મોકલી દીધો. તેનું રાજ છીનવી લીધું તેના બદલામાં તેને કંઈ પૈસા આપવાનું વચન આપ્યું. આ ઉપરથી અઉદનો રાજા ઘણો ગુસ્સે થયો અને તે એટલે દરજજે કે તેણે અંગ્રેજ લોકોનો નાશ કરવાનો ઠરાવ કીધો. અને તેમ કરવામાં તેણે દિલ્લીના રાજાની મદદ માગી. તે રાજા પણ અંગ્રેજની સાથે નાખુશ હતો તેથી તેણે તે વાત કબુલ કીધી. આ બન્ને રાજાઓએ એકઠા મળી ઠરાવ કીધો કે સીપાઈઓને ઉસકેરીને તેઓની પાસે એક મુકરર દાહાડે પોતાના ઉપરી અંગ્રેજ અમલદારોને મારી નખાવવા. તેઓએ જુદી જુદી જગોના સીપાઈઓને આ વાતની ખાનગી રીતે ખબર કીધી. અંગ્રેજ અમલદારોને આ વાતની બીલકુલ ખબર નોતી. તે લોકોને ભરોસો હતો કે સીપાઈઓ નીમક હલાલછે. જો તેઓને આ લોકોની નીમક હરામીનો જરા પણ ઈશારો માલુમ પડ્યો હોતે તો તેઓની પાસેથી તરવાર અને બંદુક છીનવી લેતે. એવી ગોઠવણ કરવામાં આવી હતી કે સઘળી જગોએ બંડકરનાર સીપાઈઓએ એકજ ઠેરવેલે દાહાડે ઉઠવું. પણ સારા નસીબે તે ઠેરવેલો દીવસ આવ્યો તેની આગમેચ એક લશકરના સીપાઈઓ ઉઠ્યા અને એમ થવાથી ઘણા અંગ્રેજોને નાહાસી જવાનું બની આવ્યું.

—:o:—

## વૃક્ષલતાતૃણાદિવિદ્યા.*

ઈયાને

### ઝાડપાનની વિદ્યા.

"બૉટની"નો અર્થ સાધારણ રીતે ઝાડપાનની વિદ્યા કરવામાં આવ્યોછે. એ વિદ્યા ઘણી ખુશી ઉપજાવનારીછે. એનો અભ્યાસ સઘળા વર્ગના અને સઘળી સ્થિતિના અને સઘળી ઉમ્મરના લોકો કરી શકેછે. એ વિદ્યા થોડી ઘણી સઉને જાણવાની જરૂર છે.

જુવાનીયાને તો "બૉટની" ઘણીજ પ્યારી લાગેછે. તેનો થોડો ઘણો અભ્યાસ કરવાથી મન તથા શરીર ખિલેછે. વિલાયતમાં ઓરતો, મરદો, છોકરાઓ તથા છોકરીઓ "બૉટની" વિશે જાણવાની ઘણી ઈંતેજારી રાખે. તેઓ "બૉટની" વિશેની વાતચીત તથા ભાષણો સાંભળીને તથા નકશાઓમાં ઝાડપાન, વેલા, ફુલ, ફળ, ઈત્યાદિ વસ્તુઓ જોઈને તથા બાગબગીચામાં પસાર કરતી વખતે ઝાડપાનોને તેઓની સ્વાભાવિક અવસ્થામાં જોઈને, ખુબ દિલોજાનથી અભ્યાસ કરવામાં મોટો આનંદ સમજેછે. એવું કોણ હશે કે, જે ઝાડપાન ફુલફળથી ખુશી નહીં થાય. આપણા લોકોમાં "બૉટની" જાણવાનો શોખ ઉતપંન થવો જોઈએ. વિલાયતમાં સઘળી જાતની કેળવણી સાથે "બૉટની"નું જ્ઞાન પણ

જગાઓમાંથી મહાભારત કામ કરી, દરિઆના મથાળાની ઉપર જમીન બનાવી તઈયાર કરેછે. જીવડાંઓએ બનાવેલી જમીનને વનસ્પતિ કુદરતી કપડાંઓ પહેરાવીને સણગારેછે, અને માણસને રેહેવાને લાયકની કરેછે. માણસો તેને ખેડવા વગેરેના ઉદ્યોગનું કામ જારી કરેછે તથા સુધારેછે. આ નાનાં જીવડાંઓ પોતાનું મહાભારત કામ ઊંડા દરિયામાં શીરીતે કરેછે તે અમો યોગ્ય જગોપર સમજાવીશું."

ઝાડવાઓની વય જુદી જુદી હોયછે. એક "મશરૂમ" નામનો છોડવો ઘણો નાજુક હોયછે અને તે સહુવારમાં પોહ ફાટતાંજ જમીનમાંથી નિકળેછે અને સુરજ આથમેછે તેટલા વખતમાં તે પોત પોતાની પુરી અવસ્થામાં આવીને ઝીણાં ઝીણાં બીજ પેદા કરેછે; તથા સૂરજ પુરો આથમી જાય તેની આગમચ તે કરમાઈને નાશ પામેછે. આ પ્રમાણે તેની અવધ ઈયાને ટુંક જીંદગી છે. બીજાં ઝાડની ઉમ્મર ઘણી મોટી હોયછે. તપાસ કરવા ઉપરથી "આફ્રિકાના પશ્ચિમ કીનારા ઉપર "બાઓબાબ" નામનું ઝાડ ૫૦૦૦ વરસનુંછે એવું માલુમ પડ્યુંછે અને તે હજુસુધી પોતાની સારી હાલતમાંછે. જરમની દેશમાં એક લિંબુનું ઝાડ ૧૦૦૦ વરસનુંછે. ફ્રાન્સમાં એક ઓકનું ઝાડ ૧૦૭૦ વરસનુંછે. આ ઝાડ ત્યાંના એક ધણીએ રોપ્યું હતું. ફ્રાન્સની દક્ષિણમાં એક લિંબોઈ ઝાડમાં ૧૦૦ ફુટ, ૮૦૦ વરસ ઉપરનીછે. કેલીફોર્નીઆ કબ્રસ્તાનમાં "યુ" નામનો ઝાડ ૨૦૦૦ વરસ ઉપરનાંછે. આ પ્રમાણે વૃક્ષો વિષેની વાતો ઘણી તાજુબી કરે એવી છે. હળવે હળવે હમો તેનો ખુલાસો કરતા જઈશું.

—

## ખરો પ્યાર તે શું?

(પાને ૨૪ થી ચાલુ.)

મેક્સનો તાર ક્લેરને તા૦ ૨૬ મી જુલાઈ ને શનીવારને દીને મળ્યો. વચમાં રવીવાર અને સોમવાર ગયા તે અરસામાં ક્લેર ઘણી આસ્વાલેર અને ખુશ મીજાસમાં હતી, પણ વળી શરત મુજબ મંગળવારે સહુવાર સુધીમાં જ્યારે મેક્સ તરફથી સંદેસો આવી નહીં મળ્યો, ત્યારે તેનો ચેહેરો પાછો કરમાઈ ગયો અને તે છેક નાસીપાસ થઈને પોતાના ઓરડામાં એકાંત જઈ બેઠી. ક્લેરને આવી હાલતમાં જોઈને તેની મા બેહેન દલગીર થાય તેમાં શું નવાઈ? પણ ખોદાની મેહેરબાનીથી આ તેઓની અફસોસીનો જલદીથી અંત આવ્યો. બરોબર મધ્યાન થવા હતા તે વખતે ક્લેરને કાને તેની બેહેનના ખુશાલી ભરેલા શબ્દો પડ્યા એટલે લાગલી આશાભેર તેને મળવાને દોડી પોહોંચી. તેની બેહેને કહ્યું કે એનટોન આવી પોહોંચ્યો છે. આ શબ્દો સાંભળતાંવારજ તેના ગાંઠીઆમાં જોર આવ્યું અને તેનો ચેહેરો ખુશાલ દેખાવા લાગ્યો. તેના ચેહેરાનો રંગ એવો તો ભભક મારવા લાગ્યો કે જાણે આકાશ ઉપરથી આફતાબે ઉતરીને તે ઉપર વાસો કીધો હોય એમ કહીએ તો ચાલે. ક્લેર એનટોનને બહુ ચાહતી હતી. તે પેલા બુજરગ શાહુનો ભાઈ હતો અને તે મેક્સને બચપણથી મહોબત ચાહતો હતો. જેમ શાહુ અને તેનો છોકરો સીપાઈ બન્યા હતા તેમ એપણ એની જુવાનીમાં સીપાહ હતો. ઈ. સ. ૧૮૬૬ માં તે મેક્સની સાથે લશકરમાં કામ કરતો હતો પણ કમભાગ્યે તેના જમણા હાથમાં ગોળી લાગવાથી તેને સીપાઈગીરી છોડવી પડી.

એનટોન પરણેલો નોતો કેમકે તેનો ભાર તેના જુવાન શેઠ તરફ એટલે દરજ્જે હતો કે તેમાંથી તેના ઘેરી છોકરાંને સારૂ જરાપણ ફુરજત પાડી નહીં શકે. મેકસનું દીલ ક્લેર તરફ આટલું બધું વળેલું જોઈને તે જાણે ખુશીથી દીવાનો બની ગયો હોય એમ દીસતો હતો. તેમ ક્લેર પણ એનટોનની નીમકહલાલી અને મળતાવડાપણાને સારૂ તેનાપર થોડી મમતા રાખતી નોતી. જે ઓરડામાં એનટોન ક્લેરની મા બેહેનની સાથે વાતચીત કરતો બેઠો હતો તે ઓરડામાં ક્લેર જેવી દાખલ થઈ કે એનટોને તેને ઘણાજ આદર સતકારથી માન આપ્યું અને બોલ્યો કે આ કાગળ હું આપના છોકરા મેકસની પાસેથી લાવ્યો છઊં અને મને ખાતર જમાછે કે ક્લેર આવતીકાલે મેહરબાની કરીને મારી સાથે વહાએ ચડશે. આ બોલો સાંભળતાંજ ક્લેરે હાથમાનું પાકીટ ઉઘાડ્યું અને જુએછે તો તેમાંથી બે કાગળ નીકળ્યા. તે બેમાં એક મેકસનો લખેલો ક્લેરના ઉપર હતો અને બીજો આપનો લખેલો ક્લેરની માના ઉપર હતો. આને તેનો કાગળ હવાલે કીધો અને ક્લેર પોતે બારીના એક ગોખલા-પર બેસીને પોતાનો કાગળ વાંચવા લાગી, પણ ગભરાટને મળાને તેનું દીલ એટલું બધું અધીરૂં અને તલેર થઈ રહ્યું હતું કે તે શુરુઆતમાં કાગળમાં શું લખ્યું હતું તે પણ બરોબર વંચાઈ શક્યું નહીં. પેલો એનટોન પાસે ઉભો હતો તે બોલવા લાગ્યો, ઓ કમનસીબ મેકસ! આ લડાઈએ તારી ખુશાલીના વખતમાં કેવો મોહોટો પથરો લાખ્યોછે. મેકસે લખ્યું હતું કે લડાઈની ખબરની જરાપણ દરકાર ન કરતાં અને મોતની પણ પરવા ન રાખતાં તેણે તો એવો નીશ્ચય ઠરાવ કીધોછે કે લશકરમાં દાખલ થવાની પેશતર ક્લેર તેની માશુક થવી જોઈએ અને જો કીસેી ગોઠવણ ક્લેર કબુલ રાખે તો તે વાતને હવે કંઈ વીલંબ પણ નથી. એનટોન બોલ્યો કે ઓ પરીચેહરેની ક્લેર, હું ખાતરીથી માનું છઊં કે તું મેકસનું લખેલું અમલમાં લાવવાને જરાપણ વીલંબ કરશે નહીં. ક્લેર બોલી કે જો બનનાર હોય તે બનો પણ હું તો એકવાર મેકસને જઈને મળીશ. મેકસે સાફ લખ્યું હતું કે "આવી વાત કોઈ કહી શકતું નથી. કદાસ લડાઈના મેદાનમાંથી હું પાછો નહીં પણ ફરૂં, પણ તે સમે મારાં ખારાં મા બાપ તને મારી જગો ઉપર ગણીલઈ તેઓના પડપણમાં પોતાના જીવનું સમાધાન કરી શકશે. માટે ઓ માહારી પ્યારી અને દીલદાર ક્લેર, તું આ વાંચતાં વારને મારી પાસે આવવાની તૈયારી કર. મને પકી ખાતરીછે કે આવા ગંભીર વખતમાં તું બીજી ઓરતોની મીસાલે શરમીંદી અને બીહીકણ નહીં થશે. તારા આવવાથી મને મારૂં આપેલું વચન પાર પાડવાને બની આવશે અને તને મારી કરવાને જે જે ગોઠવણની જરૂરછે તે સઘળી કરી રાખેલી છે."

મેકસે જે જે બંદોબસ્ત કીધા હતા તે વિશે તેણે સવીસ્તર લખાણ કીધું હતું. તેને આવતા અઠવાડીયામાં લશકરમાં જવાનો હુકમ મળ્યો હતો અને માહા મુશકેલીથી રુસ્લેશર નામની જગો આગળ સની અને રવીવારે તેના માબાપ સાથે રેહવાની પરવાનગી મળી હતી. સોમવારને દાહાડે તો નોકરીપર જવાને તે બોલથી બંધાયો હતો. આમ હોવાને લીધે તેણે શાદીનો દીવસ રવીવાર ઠેરવ્યો હતો કે તે દીવસે લગનની ક્રીયા તેના હોંસીલાં માબાપની રૂબરૂમાં થાય અને આ

રૂડો અવસર જોઈ તેઓ ખુશ થાય. મેકસે એનથેનને એટલા સારૂ મોકલ્યો હતો કે જો તે જશે તો ફલોરન તેની સાથે તેડી લાતો સ્કલોશ નામની જગોમાં તાબડતોબ આવી પોહોંચશે. તેણે એવો શુમાર બાંધ્યો હતો કે જો ફલોર પોતાનું ઘર ગુધવારે સવારે છોડશે તો સનીવારે તે ત્યાં આવી પોહોંચશે અને બીજે દાહાડે લગનની સરભરા થશે. મેકસે આ કાગળમાં બીજું એટલું બધું પ્યાર ભરેલું લખાણ કીધું હતું કે તે બધું સહાળવું લખવાને પુરતો વગખત નથી. આખર પેસી ખરાં અંતઃકરણની બાહાદુર છોકરીએ મેકસની સાથે શાદી કરવાનો નીશ્ચય કીધો અને કદી આફતાબ અને માહતાબ કેમ તેની પર તુટી નથી પડતાં તોપણ તેની દરકાર ન કરતાં તેણે આ વીચાર અમલમાં લાવવાનો ઠરાવ કીધો અને એક લેશ પણ મનમાં આનાકાની કીધાના તે એકદમ પોતાની મા પાસે ગઈ. માએ લાગલોજ તેના હાથમાં મેકની તરફથી આવેલો કાગળ મુકી દીધો. તે વાંચ્યા બાદ ફલોરે મેકસની સાથે લગન કરવાની તેની મા પાસે આજ્ઞા માગી. માએ તેને આજ્ઞા આપવામાં આચકો ખાધો કેમકે તેના મનમાં એમ લાગ્યું કે લગનનું કામ આટોપવાને એટલો તો થોડો વખત હાથપર રહેલો છે કે બધું શામાધાનીથી કરવાને ઘણી મુશકેલી પડશે. તેની બેહેન ત્યાં હાજર હતી તેણે પણ અટકીને ફલોરને હા કહી નહીં. આ જોઈ ફલોર થોડી વાર મુંગી રહી બાદ તેની માની આગળ ઘુંટણીએ પડી તેના હાથપર ચુંબો લઈ ઘણીજ નમનતાઈથી તેને અરજ કીધી કે ઓ મારી પ્યારી મા, આ સમય તું તારા હેત ભરેલા હોઠ ખુલ્લા કરી, તારાં અંતઃકરણના ખરા પ્યારે ભરેલા શબ્દો તેની અંદરથી બાહાર કાહાડી મારા ઉપર એક આશીરવાદ બખશ અને હુને તો મને રવાને થવાની તું રજા આપ.

ફલોરના આવાં પ્યાર ભરેલાં મધુર વચન સાંભળી તેની માનું દીલ પીગળી ગયું અને તેનું હૈયું એવું તો ભરાઈ આવ્યું કે તેની આંખમાંથી આંસુંની ધારા એકદમ છુટવા લાગી. તેની બેહેન ઈસાબેલને પણ તેટલેજ દરજ્જે લાગ્યું. તે ફલોરનો હાથ પોતાના હાથમાં લઈ ધ્રુજતી ધ્રુજતી બોલવા લાગી કે ઓ ડાહી અને શાહાણી બેહેન! ઓ મારાં અંતઃકરણ! તને વારૂ આગાહી શું થશે તેનો જરાપણ ખ્યાલ છે ખરો વારૂ! કદી જોગ જોગે ધારેલો બનાવ બન્યો તો તું તે બમાવશ કરી શકશે શું! હવે તો હું તને ખુલ્લું કરીને કહું છઉં કે એક દાહાડો મેકસની પરણીઆણી થવું અને પાછી કદી તેં આ પૃથ્વીપર પણ નહીં વશે એ ખ્યાલ તને આવેછે ખરો! શું તું હમારી સાથે રહી આ તારી કોમળ કાયાને ધારતીમાં લાખતી નહીં અટકશે? પ્યારી બેહેન તું હમારી સાથે રેહ અને આથી વધારે સારી તક ગોળવવાને કોશીસ કર. પોતાની બેહેનનાં આવાં વચન સાંભળી ફલોર જરા ડોળા ચડાવીને બોલી કે પ્યારી ઈસાબેલ, તે ઘણીવાર એમ નથી કહ્યું કે તારો સમજો પ્યાર તું પેલી હિંદુસ્થાનમાં થયલી કબરમાં દફનાવી આવીછે. તું મને હવે કેહે કે આ દુનીઆમાં વાહાલામાં વાહાલા ગણેલા જનને પોતાનો કરવાને કબુલાત આપ્યા પછે એક દાહાડો તો શું પણ એક કલાકની ખલેલ પડે તો તેની અંદર તારૂં દીલ રીઝે વારૂ? ફલોરનું આ બોલવું સાંભળી, તેની બેહેન પોતાનો ચેહેરો બે હાથથી ઢાંકી બોલી કે હા બેહેન તું કેહેછે તે પણ ખરૂં છે. ફલોરે કહ્યું કે જ્યારે તું સુખ શું છે તે સમજી તો

આલ હવે મને મદદ કર અને માને રામ-જાવીને મને રજા અપાવ.

બન્ને જણી માની પાસે ગઈ. મા ફલે-રની તરફ જોઈને બોલવા લાગી કે મારાં પ્યારાં ફરજંદ, મારી મરજી કંઈ તને ના પા-ડવાની નથી. તારી નજરમાં જે સારૂં લાગે તે તું બેશક કર. પણ આ સરંજામ મને એવો દુઃખદાયક અને ઉદાસ લાગેછે કે તેનો આરોથી પુરો ખ્યાલ પણ થઈ શકતો નથી. શું તું જરમનોમાં રવીવારને દાહાડે પરણવાની છે! હજુ તો તું અહીંયા છે. તૈયારી તો કંઈ કીધી નથી. ફકત તારો પરણવાનો પોશાક તૈયાર થવાનેજ એક અઠવાડીઉં જો-ઈએ. આ સાંભળી ફલેરે જરી ગભરાઈને માને કહ્યું કે ઓ વાહાલી મા, આ ઉપરથી હું એમ સમજું છઊં કે તું મારો શુકન બધી રીતે કબુલ કરેછે અને જો તેમજછે તો શું લગનનો પોશાક વળી આડે આવનાર છે. માએ કહ્યું કે જા બેટી તું સુખી રેહે! પણ હું ખાતરીથી કહુંછું કે જો હું તારી જગોએ હોઊં તો એક દાહાડાને સારૂ શાદી કરવી અને બીજે દાહાડે ધણીથી અને માબાપથી વીજો-ગમાં રેહેવું તેમાં હું તો કંઈ માલ નહીં ગણું. આ શબ્દો બોલતાં તે વૃધ ઓરતનું મન ભરાઈ આવ્યું બાદ ફલેરે તેના હાથપર એક ચુંબો લઈ કહ્યું કે મારી પ્યારી મા એક દા-હાડાનું સુખ તે મને બસછે. બાદ તેની મોહોટી બેહેન "મેરીઆ" નામની રેલવેનું ટા-ઈમ ટેબલ જોવા લગી અને તે ઉપરથી મા-લુમ પડયું કે જો કાલે સહવારે અથી ગ-જરમાં ફલેર ઘર છોડે તો શનીવારને દાહાડે બ્રાચીનસફલોસ નામની જગોમાં જઈ પોંહોચે. આ મુકરર થયું કે ફલેરે લાગલી તૈયારી કરવા માંડી અને બીજી તરફથી એનટોન બેકમને તાર મુકવા ગયો. ઠીબેલા ઠરાવ મુજબ સહવારના પોહોરમાં ઝુંખળેકે ફલેર જવાને તૈયાર થઈ ગઈ. લડાઈના સમાચાર આવ્યા તેની પેસતર શાદી કરવાનો દીવસ તા૦ ૬ આગસ્ટ નેમ્યો હતો. તે દીવસ જો કાયમ રેહેતે તો તે સમાગમે ફલેરના દોસ્ત આશનાવ બધાં જેમાં ભાત. પણ આ તફે તો તેની જુવાન બીલવા બેહેન અને બુઢી મા શીવાય બીજું કોઈ પણ તેઓ એક એકથી જુદાં પડતાં હતાં તે જોવાને હાજર નોહોતું. [અધુરૂં.]



## બ્લાકહિલનો ડાકટર કશાકે વગર ફીએ શાહેદી આપવા ના પાડી ઘેર ચાલતો થયો.

લીનચેસ્ટરની પોલીસ કોરટમાં આ ડાક-ટરને મેજીસ્ટેટની રૂબરૂ એક મારામારીના કામમાં શાહેદી આપવાને "સપેના" મળ્યો હતો. ધારા મુજબ તે કોરટમાં હાજર થયો. રીવાજ મુજબ સોગન આપવાને બોલાવ્યો. વગર ફીએ તથા રસ્તાના ખર-ચનો બંદોબસ્ત થયાની અગાઉ એણે સોગન લેવાને તથા શાહેદી આપવાને ના પાડી. મેજીસ્ટેટ અને તેની વચ્ચે કેટલીએક વાત-ચીત થયા પછી ફી કોણે આપવી એ સવાલ ઉઠયો અને તેનો નીવેડો ના આવવાથી ડાકટર સાહેબે કોરટ છોડી ઘેર તરફ રૂખસત લીધી. તેની શાહેદી લીધા વગર કોરટે ગુનેગારનો ગુનો સાબીત કરી તેને માસ ૬ ની કેદની સજા આપી.

ટેલીગ્રાફ તા૦ ૧૭ મી, સ. ૧૮૭૩.



# મીલાવડો

OR

THE MISCELLANY.

અંક ૪.　　મુંબઈ, માસ સપટેમબર, સને ૧૮૭૩.　　કીં૦ આના ૨.

## મુંબાઈમાં જોરાવરીથી સહીયડ કાહાડવાનું બીલ.

Compulsory Vaccination Bill

જે જગોપર કેળવણીએ પ્રકાશ કીધો છે અને કરતી જાયછે તે જગોમાં સરકાર તરફથી વાક્સીન ઉપર જબરદસ્તીથી લાગુ પડે એવો કાયદો કાહાડવાની કંઈ પણ જરૂર જણાતી નથી. મુંબઈ જેવી જગો જે આજના વખતમાં સુધારાનું મધ્યબિંદુ થઈ પડ્યું છે અને જ્યાંના લોકો પોતાના હકો માગવાને અને તેને જાળવવાને શક્તીવાન થયા છે, તેવી જગોમાં તો આવા કાયદાની બીલકુલજ જરૂર નથી, અહીંયાના વસ્તા વાંચાના તથા ગરીબ લોકો પણ એટલા બે સમજ અને બેફ્રા નથી કે, તેઓને સારૂ આવા કાયદાની જરૂર પડે. બલકે એવી કીસમના કાયદાની તો જંગલી લોકોમાં પણ એક વખતે જરૂર પડતી નહીં જોઈએ. આ બીલ સરકારે હજુ નીચારપર રાખેલું છે એવું તા૦ ૩૦ મી જુલાઈ સને ૧૮૭૩ ના ટાઈમ્સમાં જણાવવામાં આવ્યુંછે, અને તે પાસ કરવાની આગમચ આપણી માયાળુ સરકારે તે બાબત લાંબો વીચાર કરવાની જરૂર છે.

મુંબાઈ જેવી જગોમાં તો શું, પણ આખા હિંદુસ્થાનમાં કોઈ પણ નવો કાયદો જબરદસ્તીથી લાગુ પાડવાની જરૂર નથી. આ દેશના લોકો કંઈ જંગલી નથી; તેઓ કંઈ અસલના વખતમાં યુરોપના લોકો ચામડાંઓ પેહેરી, આંગને તરેહવાર રંગોથી રંગતા હતા તેવી અવસ્થામાં નથી. તેઓ મુસલમાની રાજ્યથી પાયમાલ થઈ જઈ, હીંમત હારી ગયા છે. હજુ તેઓની અસલી હીંમત પાછી આવવાનો વખત આવ્યો નથી. પૈસા, જમીન તથા બાપદાદાની મલકત જતી રેહવાથી તેઓ જ્ઞાન મેળવવાના સાધનો પણ ખોઈ બેઠાછે. તેઓ બીકણ થઈ ગયા છે અને તે એટલે લગી કે સરકારના એક સીપાઈથી નાસતા તથા ધ્રુજતા ફરેછે. જ્યારે આપણી માયાળુ સરકારના રાજ્યમાં કેળવણીના ફેલાવાથી રફતે રફતે તે લોકોમાં પાછી હીંમત આવવા લાગીછે, તેવા વખતમાં વળી આવા કાયદા દાખલ કરવાથી તેઓને હીંમત મેળવવામાં મોટી ખલેલ પડશે. સારામાં સારો ઉપાય એજછે કે ગરીબ લોકોમાં દેહશત ઉપજાવ્યા કરતાં તેઓની આંખ સારા કામની ખુબ સમજવાને સારૂ કેળવણી આપી ઉઘાડવી. તેઓ હવે ધીમે ધીમે કેળવણીની ખુબ જાણવા તો લાગ્યા છે. હિંદુસ્થાનના સને ૧૮૫૭ના બંડની સમાપતી

થયા પછી કેળવણી લેનાર શખ્સોની સંખ્યા સને ૧૮૬૦–૬૧ માં ૪૯૬૫૪ હતી તે વધીને સને ૧૮૭૦–૭૨ માં ૨૬૫૦૦૦ થઈછે; તથા છોકરીઓ આગલા વરસમાં ૩૬૭ હતી તે હાલમાં વધીને ૯૦૩૫ થઈ છે. પંજાબમાં સને ૧૮૬૧ માં ૩૮૬૦૨ છોકરાઓએ કેળવણી લીધી હતી, તે સંખ્યા વધીને સને ૧૮૬૯ માં ૧૪૧૬૦૫ થઈછે. આપણા મુંબઈમાં પણ દર વરસે કેળવણી લેનારની સંખ્યામાં કેટલો બધો વધારો થતો જાયછે તે કેળવણી ખાતાના રીપોર્ટ જોવા પરથી માલુમ પડશે. વળી ખુશીની વાત એછે કે, રાજા રાણાઓ પણ કેળવણીની ખુબ જાણવા લાગ્યા છે અને પોત પોતાના સંસ્થાનોમાં નીશાળો સ્થાપતા જાયછે.

મુંબાઈમાં સહીયટ કાઢવાનું કામ હેલ્થ આફીસરની હસ્તકમાં કરવાની જરૂર જણાયછે. મુંબઈ જેવા મોટા સાત લાખ માણસની વસ્તી વાળા શહેરમાં, એકજ મોટા દરમાયા વાળા નેટીવ આફીસરથી કામ લેવું અથવા તેને એખતાનેજ તે કામનો સઘળો અનુભવ મેળવવાનો ફાયદો આપવો, એ તદન બેમુનાસીબ છે. સહીયટ કાહાડવાનું કામ સારી રીતે થઈ શકે તેનો ઉપાય આપણા શહેરના હેલ્થ આફીસર ડાકટર હ્યુલેટના હાથમાં છે. જનમ મરણ નોંધવાને રાખેલા રજીસ્ટરોને જુદા જુદા ભાગોમાં નીમવા જોઈએ તથા તેઓને ગઊશીતળા કાહાડવાનું કામ સોંપી આપવું જોઈએ, જેથી કરી એ કામ ઘણી સારી રીતે, ધીમે સાંસતે, કુનેહમંદીથી પાર પડશે અને લોકોને સમજાવીને કામ લેવાથી જબરદસ્તીથી સહીયટ કાહાડવાના કાયદાની બીલકુલ જરૂર રહેશે નહીં. રજીસ્ટરોને મોહોટા પગાર મળેછે તેના પ્રમાણમાં તેઓને કંઈ ઝાઝું કામ કરવાનું નથી; માટે તેઓને એ કામ સોંપવાથી પૈસા તરફથી પણ સરકારને કેટલી એક તરેહથી ખરચમાં ગુણ થશે.

આ વાત ઘણી તાજુબ ભરેલી છે કે, મીયુનીસીપલ કમીશનર તથા હેલથ આફીસર પોતાના છેલ્લા રીપોર્ટમાં ખરો ઉપાય ભુલી જઈને ગૌશીતળા કાઢવાનું કામ રઈઅતમાં જબરદસ્તીથી કરવાને સારૂ કાયદો દાખલ કરવાની સરકારને મજબુતીથી ભલામણ કરેછે.

## ખરો પ્યાર તે શું!

(પાને ૪૮ થી સાંધણ)

મુસાફરી ઘણી સેહેલથી પુરી થઈ; કેમકે રસ્તામાં એનટોને એક પાદશાહ જાદીની મીસાલે ફલેરની ખીજમત કીધી. તેઓ પુર ખુશીમાં શનીવારની સાંજરે ચ્સલોસ નામની જગોએ જઈ પોહોંચ્યાં. ત્યાં મેકુસર એક કલાક આગમચ આવી પોહોંચ્યો હતો; તેણે મોહોટા આદર સત્કારથી ફલેરને પોતાની પાસે બોલાવી લેથી કરી ફલેરના મગજમાં શાદી થયા પછી શું શું વેદના ખમવી પડશે તે બીક જે વીચારો ઘુમતા હતા તે બધા નીકળી ગયા. કુટંબનો વૃધ્ધ માણસ કાયદા મુજબ કોલેકરાર કરવામાં ગુંથાયો હતો અને તે ઉપર પરણનાર જોડાંની શાહી કરાવ્યા પેહેતર તે કરારો આખા તેઓને વાંચી સંભળાવ્યા; જેમાં એટલો બધો વર્ણન કર્યો કે, જો તેઓને પરણવાની ગરજ નહી હોત તો, કદી પણ એટલી ધીરજથી તેઓ તે સાંભળત નહીં. બીજી કેટલીએક તૈયારી કરવામાં એટલી ગોઠી રાત ગઈ, કે ફલેરને એક ઘડી પણ સેવાને તક મળી નહીં આવી. જેમ જેમ ખુશનુમા

સહવારનો પોહોર ખીલતો ગયો તેમ તેમ એ પરી ચેહેરેની બાનુ ઉપર ઓર જ્યાદા નુર અને તેજ આવતું ગયું. બાદ તેણે લગનની તૈયારી કીધી. સાદો મલ્મલીનનો પોશાક જે તે ઘરમાં પેહેનતી હતી તે આ વખતે પેહેરતી વેળા તેની મા તેને યાદ તો આવી; પણ બાહારથી મોહો મલકાઈ ગયું. માથાના બાલમાં એક સફેદ સુંદર ગુલાબનું ફુલ મેકસે મોકલ્યું હતું તે ખોસીને પોતે તૈયાર થઈ. બાદ તેઓ કુટુંબના થોડાં માણસો સહીત દેવલ તરફ ચાલવા લાગ્યાં. બુજરગ શાફ્રે પોતાનો હાથ ફલોરને આપ્યો અને શાફ્રીન મેકસના બાજુ પર ટેકો દઈને ચાલતી હતી. તેઓ દેવલમાં દાખલ થયાં અને પાદરીએ લગનની ક્રીયા કરાવી તે વખતે પડોસમાં વસનાર પેહેલો જેઓ શાફ્રના ખાનદાર કુટુંબથી સારી રીતે વાકેફ હતા તેઓ ઘણાજ ખુશી થયા. સઘળી ક્રીયા સલાહ સંપજ અને મોહોટી ખુશી બાખુશીમાં થઈ રહયા બાદ, અમીરી સ્વભાવનાં બુજરગ શાફ્રે દસ્તુર મુજબ પોતાનાં બંને ફરજંદોને દીલોજાનથી આશીરવાદ આપ્યો. તેની મુબારકબાદીમાં જે તાલીઓનો અવાજ થયો તે જાણે એક મોહોટી વીજળીની ગર્જના થતી હોય તેમ સંભળાયો.

બીજે દાહાડે મેકસે અને ફલોરે ફાલ કીધો કે, આ ખુશીના થોડા વખતમાં જે માહભારત આફતો આવી પડી આવી પડનાર છે તેનો ખ્યાલ બીલકુલ મનમાં આણેલોજ નહીં. પેલો કાળો વીજોગ, ભયંકર લડાઇ, અને મેકસનો ફીંમતી જાન, જેને એક ઘા લાગવાથી તેની આશા કેથાં ક્યાં રવડી જશે. અને તેથી આ એક દાહાડાની મોજ મઝા કરી આખો જન્મારો રંડાપો ભોગવવો, એ બધા વીચારો આ વખતે જાણે ઉડી ગયા હતા. ઘરડા શાફ્રે અને શાફ્રીને એ જોડાંને કહ્યું કે, વાહાલાં ફરજંદો, તમારી ગેરહાજરીમાં હમારા દાહાડા આ વૃદ્ધ અવસ્થામાં કેમ નીકળશે, પણ તમારાં સુખના કરતાં હમને હમારી જીંદગી જ્યાદા વાહાલી નથી માટે જાઓ સુખી રોહો, હમે હમારૂં કોડી દાઇશું. આટલું સાંભળ્યા બાદ, એ ધણી ધણીઆણી બંને રેકેલારની આસપાસ એક જંગલ હતું ત્યાં ગયાં અને ત્યાં થોડો વખત એકાંત એક બીજા સાથે રહ્યાં. તેઓએ બાહારથી એવો તો ખુશનુમા દેખાવ ધારણ કીધો હતો કે, તેઓના એક એકથી છુટા પડયા પછી તેઓને કેટલી દલગીરી પ્રાપ્ત થશે તેનો જરાપણ ખ્યાલ આસપાસ જોનાર માણસોને નહીં આવી શકે. બીજે દાહાડે લાગલા સહવારના પોહોરમાં મેકસ ઘર છોડી લશ્કરમાં જવાને તૈયાર થયો તે વખતે આખું ઘર વીચારમાં પડી ગયું. ફલોરની તારીફ લાયક સલાહથી મેકસ લડાઈમાં કુચ કીધાં પેહેલાં પોતાનાં માબાપને મળવા ગયો. તેઓની સાથે આસરે અરધો કલાક તેણે વાતચીત કીધી. પેલો સીપાઈ બચ્ચો એનટોન જે જોખમાથાના સબબથી સીપાઈગીરી કરવાને લાયક નહીં હતો તે મેકસની સાથે તેના એક ચાકરની મીસાલે જવાને તૈયાર થયો. તેણે મેકસને સારૂ ઘોડો તૈયાર કરાવ્યો અને પોતાના રોહને કહ્યું કે, સાહેબ બધું ઠીક છે; પણ લડાઈમાં જવાના રસ્તે માટે મોડા વાગો નાહાસી ગયો.

ઝુંબળકામાં જ્યારે મેકસ પોતાના બંગલાના કાંમપાઉંડમાં ઘોડાપર સવાર થયો તે વખતે તેનો બુજરગ બાપ બાહાર ઓટલા ઉપર ઉભો હતો. તેની નજર તળેથી કંઈ સફેદ વસ્તુ પાછી વળતી માલમ પડી તે જોઈ તે ઘણોજ

તાજુબ થયો કે, વળી એ બનાવ શું બન્યો! પણ તે કંઈજ નહીં પણ ફ્લેર, મેકસની પાસે રાફેદ પોશાકમાં, ભારે ગીરફતારીમાં, ઉતરી ગયલા ચેહરા સાથે ઉભી હતી તે પેલા બુઢ્ઢાને દેખીને ઉતાવળે પાછી વળી તે ઘડું.

એનટોન ફ્લેરને ઘણા આદર સત્કારથી નમ્યો અને તેને દીલોજાનથી શાબાશી આપી અને જેવી લયાકત અને તાબેદારીથી તે મેકસની માનો હુકમ અમલમાં લાવવાને તૈયાર રેહતો, તેમ હવે ફ્લેર જુવાન શાકીન થઈ તેથી તે શું ફરમાવેછે તે બજાવાને અદબ આદાબથી ઉભો રહ્યો. જરાવાર વીચાર કરી ફ્લેરે એનટોનના બે હાથ પોતાના હાથમાં લઇને તેને અગાશી નીચે મુજબ કેહ્યું:

"એનટોન હું સારી પેઠે જાણું છઊં કે તું મેકસને ઘણો ચાહેછે. આ સાંભળી તે બુઢ્ઢો વચમાં બોલી ઉઠયો કે એમાં શું શકછે. તે એટલે બધો દરજ્જે તેને વાહાલોછે કે, તે વીરતાઈને કેહેવાને તેની પાસે પુરતા શબ્દો પણ નથી. વળી ફ્લેર બોલીકે, મેકસને લીધે તારો પ્યાર મારા ઉપર પણ અતીશે થઈ પહોંચેછે નહીં વારૂ? એનટોને જવાબ દીધો કે, પરીગોહરની માયાળુ બાઈ, તારો આ સવાલ સાંભળી હું ઘણો તાજુબ થાઊં છઊં. ફ્લેરે કહ્યું કે, હું તારી પાસે જે માગું તે જરાપણ આચકો ખાધાવના બબરાવાને તું મને વચન આપ. એનટોને કહ્યું કે, મેકસ કેહેતો-એટલામાં ફ્લેરે તેને અટકાવ્યો, અને બોલીકે, નાના હું તારી પાસે એટલુંજ માગી લઊં છઊં કે, હું તને જે ફરમાવું તે અમલમાં લાવવાનું મને વચન આપ અને મારો સુખન ફોક કેરીશ નહીં. ફ્લેરનો દબામણો ચહેરો તથા તેના કુમળા બરફ જેવા સફેદ હાથ જે હજુ લગી એનટોનના હાથમાં હતા તે ધુંજવા લાગ્યા તે જોઈ એનટોનને દયા આવી અને કહ્યું કે જા તું બેફીકર રેહે હું તે કરીશ. ફ્લેરે કહ્યું કે મેકસ જખમાય, પછી થોડો કે ઘણો, અથવા તેના કીંમતી જાનની લડાઈમાં ખુવારી થાય તો તે, વાતની—આ છેલ્લા બોલ બોલતી વખતે તેનું હૃદય એટલું તો ભરાઈ આવ્યું કે, તેના જડબાં બંધ થઈ ગયાં અને થોડો વખત લગી ડોળા ચડી ગઈ. બાદ પાછી હિંમત ધરીને તેણે એનટોનને કહ્યું કે, તું મને વચન આપ કે, દરેક બનાવની ખબર તું તાબડતોબ મારા ઉપરજ મોકલશે, કેમકે જ્યાં લગી આખરના સમાચાર નહીં આવે ત્યાં લગી પેલા બુઢ્ઢાઓને જેમ બને તેમ એ લડાઈના ભયંકર સમાચારથી અણવાકેફ રાખવાનાં શાર છે. મને ખાતર જમાછે કે, તું મેકસને વીહુલો મુકનાર નથી પણ પેલો ફ્રાન્સ નામનો ચાકર જેને તમે સાથે લોછો તેની સાથે જો કંઈ ખબર કેહેવાવની હોય તે મેહેરબાની કરી તાબડતોબ કેહેવડાવજો. એ છોકરો દેખાવે બાળક પણ અંદરખાનેથી એવો ચાલાક છે કે, મારી પાસે સંપેસો લઈ આવી પાછો તમારી પાસે આવશે. હવે યાદ રાખ એનટોન, તું મારી સાથે વચનથી બંધાયો છે અને હું તારા બોલને પવીન ગણું છઊં." એનટોન પોતાની ગુઢળ યાદા હાથમાં પકડી, બોલવા લાગ્યો કે, મારી અકલમંદ બાનું, હું તને શું વચન આપું છઊં તેની મને પોતાનેજ સમજ નથી. શું મેકસ જોખમાય તો લડાઈના ઝમખાણ મેદાનમાં હું તેની પાસે આવવા માગેછે? ખુદા સે દાહાડો મેકસને નહીં દેખાડે! ફ્લેરે, એનટોનની તરફ આંખ-લથી જોઈને કહ્યું કે, હા. મારા વાહાલા ધણીને કંઈ પણ નુકસાન થાય તો તું મને ખબર કરજે કે હું ત્યાં લાગલી આવી પોહોંચીશ

કેમકે એવે વખત તેની ચાકરી કરવાનો ધર્મ તેની જોડી શીવાય બીજા કોનો છે? જખમ લાગે અને તે રૂઝાવાની કંઈ આશા હોય અથવા આખરનો વખત આવી પોહોંચ્યો હોય તો તે વખતે તેને દીલાસો આપવાને તેની ઓરત શીવાય બીજું કોણ હોવું જોઈએ? આટલું બોલતાં તેનું હઈયું ભરાઈ આવ્યું અને તેનાથી જ્યાદા બોલાયું નહીં. એન્ટોનનો અવાજ પણ જાણે કોઈએ ગળું દાબ્યું હોય તેવો થઈ ગયલો. હોઠોને અને ધ્રુજતાં ધ્રુજતાં જવાબ દેવા લાગ્યો કે, મારી શાણી બાઈ, તારા જેવી જુવાન અને નાજુક, તને ખબર નથી કે, લડાઈમાં માણસોના કેવાક હેવાલ થઈ જાય છે, કેટલો થાક અને શ્રમ વેઠવાં પડે છે. કદાચ તારી પણ ત્યાં બરોબર રીતે બરદાસ્ત નહીં લેવાઈ શકાય. ફલોરે જવાબ દીધો કે, ઓ એન્ટોન, જો મારા ધણીના દુખની વખતે હું તેની આગળ હાજર નહીં તો પછી આ બીજાં બધાં દુખોની હું શું દરકાર કેરૂં છઊં! કદી મારા વાહાલા ધણીને તેના દુખના વખતમાં કામ નહીં લાગું તો મારાથી આ પૃથ્વી ઉપર કદી પણ આરામ લઈ શકાય એવું તું ધારે છે? પણ હવે આ કીમતી વખત નકામી તકરારમાં ગાળવો દુરસ્ત નથી. જ્યાં લગી આ ભયંકર લડાઈ ચાલે છે ત્યાં સુધી જો તારે મને એક ક્ષણ પણ ચેહેનમાં બેસવા દેવી હોય તો, આ મારી અરજ તું ધ્યાનમાં લેજે. એન્ટોન કંઈ પણ બનાવ બને તે જોવું અને વગર વીલંબે જણાવજે તો જ હું આ દુનીયામાં જીવી શકીશ. આ ઉમદા બોલો સાંભળતાં એન્ટોન બોલ્યો કે, વાહાલી બાઈ જા, હું ના નથી પાડતો. એન્ટોનની આંખમાંથી આંસુની ધારો ચાલવા માંડી. કપાળ ઉપરથી પરસેવાની ધારો છુટવા લાગી અને ડુસકાં ભરતો ભરતો બોલવા લાગ્યો કે, તું જેમ ફરમાવે છે તેમ હું કરીશ. ફલોરે કહ્યું ઠીક છે. જો વખત બીકરા પડે કે લાગલાજ ફ્રેન્સ ચાકરને મારી તરફ રવાના કરજે. આટલું બોલી તે પાછી ફરી અને આ સંતાપ ભરેલો વીજોગ પુરો થયો. મેક્સ ગયો! જે લોકોને તે એક આફતાબની મીસાલે હતો તેઓની પાસેથી તે સદાનો ગયો!

ઘણાએક દીવસસુધી પ્રુશીઆ તરફના લડાઈના સમાચારો રફલોસ નામની જર્મેનપર ન્યુસપેપરની મારફતે પણ જાણવામાં આવતા નોતા. બુઢ્ઢો બાપ અને શાક્ગીન વૃદ્ધ અવસ્થાએ પોહોંચેલાં એટલે તેઓ એક ઓશરાપર બેસી તેઓનો વખત ગુજરાન કરવા લાગ્યા તોપણ તેઓની સાથે ફલોર રેહેતી હતી તે તે મુજબ કરી શકી નહીં. તેનું કોમળ અને પ્યારનું તરફડું અંતઃકરણ ઘડીએ ઘડીએ મેક્સની ખાતરી ધ્રુજ્યા કરતું હતું અને કંઈ તરેહવાર અંદેશા તેના મનમાં ઉઠતા હતા. તે મેક્સના માબાપની ઘણીજ સારી રીતે ચાકરી બજાવતી હતી અને બુજરગોની સેવા કરવી એ પોતાનો ધર્મ સમજી સારો દીવસ તેઓની પનેહગારીમાં રેહેતી હતી. પણ જ્યારે ખાલી વખતે પોતાનો વખત કાહાડવાને કોઈ ગામની બીજી બીજી વાતો કરતાં હતાં તેમાં ફલોર બીલકુલ ભાગ લેતી નહીં હતી; કેમકે તેનું મન તો ફક્ત એક ઠામમાંજ ભરાઈ રહ્યું હતું. તેને વખતે એવો પણ ખ્યાલ આવતો કે, આ ઘડીએ લડાઈના મેદાનમાં કોણ જાણે મેક્સની શી ગતી હશે! તેના મનમાં એક આશા એ હતી કે, જ્યાં સુધી એન્ટોનની તરફથી તેના વચન આપ્યા મુજબ કોઈ પણ આદમી આવ્યું નથી ત્યાં સુધી, તેનો ધણી

સલામત હોવો જોઈએ. તોપણ મન જાણે ક્યાંયે ટાંગી રાખ્યું હોય તેમ, કંઈ પણ સંદેશાની રાહ જોતી બેઠી હોય તેમ દેખાતી હતી. ધીમે ધીમે તેઓને લડાઈની ખબર થોડી થોડી પડવા લાગી અને વીસેમબર્ગ તથા વોરેથ નામની જગો આગળ પ્રુશીઅન લોકોની જીત થઈ તે સમાચાર આકૃ સાંભળીને બહુ ખુશ થયો; અને જેમ જુવાનીમાં લોહી મોહોપર ચડી આવે છે તેમ, આ ખુશખબરથી બુઢ્ઢાના મોહોપર સુરખી આવી ગઈ. તેની આંખ પણ તેજદાર દેખાવા લાગી અને તેના ગાલપર રાતી તસરો જોવામાં આવી. જુઓ! ખુશી ભરેલી ખબરથી માણસમાં કેટલો મોહોટો ફેરફાર થઈ જાયછે. બાદ ઘરમાં કેટલાંએક આદમી ભેગાં થયાં હતાં તેઓની ઉપર બુઢ્ઢો બોલવા લાગો કે, મારો ફ્રીઝ પાછો આવશે ત્યારે ફક્ત શેહર જગોપર મોહોટી શેરની કરીશ અને તે દાહાડો મોહોટો ગનીમતનો સમજીશ. તે આવી આવી વાત કરતો હતો તે વખતે પેલી બીચારી ફલેર થરથર કંપતી હતી. બાહારથી તે ઘણી શાંત અને બાહાદુર દેખાતી હતી; તોપણ તેનું મન અંદરથી ઘણુંજ ઘભરાટમાં પડેલું હતું. તેના મનમાં સઘળું અસલબતો લાગતું હતું. કેટલાએક લોકો, જેઓનો પ્યાર અને એતબાર જે માણસ ઉપર હોયછે, તેનું નસીબમાં શું થનારછે, તેનો વીચાર તેઓના મનમાં બાજે વખતે આવેછે. ફલેરના મનમાં બેસ પડશે એવો અંતરજામ હતો; પણ પોતાના સ્વપ્નની આ વાતનો જરાપણ ઈશારો બુજરગ સાસુસસરાને થવા દેતો નોતી. ઉલટી તેઓને ખુશ રાખવાને પોતે પણ હસમુખો ચેહરો રાખ્યો. તેઓની પાસે જતી હતી અને પોતાથી બને તેટલી કોશીસ કરીને તેઓને પુરતું સુખ આપતી હતી; તે જોઈને તેઓ મોહોટો આનંદ પામતાં હતાં અને, આવી શાહજી અને માયાળુ વહુની ઉત્તમ ચાલને સારૂ ખુદાના શુકરાના કરતાં હતાં.

આવી રીતે કેટલાંએક આઠવાડીઆં વહી ગયાં અને આખરે તા૦ ૧૯ મો આવી પોંહોંચ્યો. તે દાહાડે ફલેર બીલકુલ બેચેન અને દુખી દેખાઈ; તેનું મન કામપર બીલકુલ લાગું નહી. ઘડીઘડીએ ચમકી ઉઠે અને ધ્રુજવા લાગે, પણ એમ થવાનો શું સબબ હતો તે કંઈ જણાતું નોતું. ઘડીએ ઘડીએ રાતના ઉઠીને એકસાર આંસુએ રડતી હતી. બીજે દીવસે તેને જરા સારૂં લાગ્યું અને કેટલાએક કલાક ધીરજ અને શાંત રીતે કાહાડયા. ૧૮ મો તારીખ એ ઉનાળાનો લાંબો દાહાડો હતો. સાંહાંજનો વખત સારી રીતે કાહાડયો અને કુટુંબના માણસોને વેહેલાં સુવા જવાની ટેવ હતી તે બધાને હમેશની મુજબ સલામ કીધો અને ફલેર પોતે પોતાના ઓરડા તરફ ગઈ. મન ફીકરમંદ એટલે ઊંઘતો સાનીજ આવે, તેથી બાહાર અગાસી હતી ત્યાં જઈને ઉભી અને આસપાસ જોયું તો, એક મોહોટું મેદાન અને તેમાં ખુશનામા લીલાશ અને ઝુદેઝુદે જાતની ચીજો તેની નજરે પડયાં. ઘણું પવન બંધ હોવાને લીધે ઝાડોનું એકે પાંદડું પણ હાલતું નોહતું. બધું શાંત દેખાતું હતું અને કોઈનો પણ સ્વર કે અવાજ સંભળાતો નોતો. પક્ષીઓ પણ મુંગા થઈ આરામ લેતાં હતાં. આ બધો દેખાવ જોઈ ફલેરનું મન ઘણું ભરાઈ આવ્યું. થોડો વખત નહીં ગયો એટલામાં, તેને જરા એક દુરથી કોઈ આવતું દેખાયું અને તેની પાસે જઈને જુએછે તો, તે પેહેલો ચાકર ફ્રાન્સ માલમ પડયો. ફલેર જાણતી હતી કે તે જ્યારે આવશે તોતો ખબરો તેની પાસેજ આવશે; પણ તેને ધા-

રજ રહી નહીં તેથી અગાશીમાં નીકળી. તેને સારૂ રસ્તા જોયા કીધી. એનટોને મોકલેલા સંદેશો લાવનારને કુંવર પોતાના ઓરડામાં લઈ ગઈ અને પોતાના હાથ પોહોળા કરીને પુછ્યું કે તું શું સમાચાર લાવ્યોછે. તેનો ચેહેરો ઘણો ઉતરી ગયેલો હતો અને જવાબ ન દેતાં તેણે પોતાની ટોપી જમીનપર પટકી. આ ઉપરથી શું બન્યું હશે તે કોઈપણ આદમી સેહેજ અટકળી શકે. પાછું કુંવરે તેને પુછ્યું કે ભાઈ તું કંઈ કાગળ લાવ્યોછે. લાવ મને તે આપ, એકદમ આપ. ફ્રાન્સે જવાબ દીધો કે ભાઈ મારી પાસે કાગળ પત્તર કંઈ નથી. તે લખવાને વખતજ કોને હતો! વારૂ ત્યારે જે બન્યું હોય તે કેહે. બોલ જલદી બોલ અને નકામો વખત નો કાહાડ. તે બોલવા લાગ્યો કે, મંગળવારને દાહાડે આન- વીલ નામની જગોપર લડાઈ થઈ, ત્યાં હમે ફ્તેહમંદ હતા. પણ મેકસ—આટલું બોલી તે અટકી ગયો. આ ચાકર ઘણો સમજુ છોકરો હતો તેને કુંવરે પુછ્યું કે, પછી શું થયું! તે બોલ્યો કે શું શાકૂને કારી ઘા લાગ્યોછે! કુંવરે આટલા બધા દુખમાં ફરી હીંમત ધરીને પુછ્યું કે, વારૂ તે હજુ હયાતછે કે નહીં. ફ્રાન્સે કહ્યું કે હા. એનટોને મને તારી તરફ આવવાનું ફરમાવ્યું ત્યાં સુધીતો તે સલામત હતો.

બધા જે જાનનાર હતું તે બન્યું, પણ આ સખત હકીકતની કાબીલ અને સમજુ અંગ્રેજ છોકરીનું મન આ વખતે પોતાના જાનથી પ્યારા માશુકને મળવાને અને મદદ કરવાને એટલું તો ઇંતેજાર થઈ રહ્યું હતું કે, ફ્રાન્સ બોલી રહ્યા પછી, એક ક્ષણ પણ શોક કરવામાં અથવા આંસુ પાડવામાં ગુમાવ્યા શીવાય, લાગલી ફ્રાન્સની સાથે જવાને તૈયાર થઈ ગઈ. તે દુરથી આવેલો અને વળી પાછો પોતાની સાથે આવવાનો તેટલા સારૂ તેના ખાવાપીવાનો બંદોબસ્ત કરી પોતે યુક્ત વીચાર કરીને એક ઘણોજ નરમાશ ભરેલો કાગળ સુઈ સાસુસસરાને લખ્યો; તેમાં લખી જણાવ્યું કે મેકસ લડાઈમાં ઘાએલ થયો છે; પણ તે લખાણમાં એવી સાવચેતી રાખી હતી કે, તેમાંથી એમ અરથ નહીં નીકળે કે તેને કારી ઘા લાગ્યોછે. વળી લખ્યું હતું કે, હું તેમની પાસે જાઉં છું અને તેમ કરવાની તેઓ પણ રજા આપશે. પોતાથી બને તેટલું મથીને એવું લખાણ કીધું કે, મેકસ હયાત રેહેશે એવી આશા છે, પણ તેના જીગરમાં ખરેખરા ખ્યાલો શું ભમતા હતા તે ખુદા શીવાય બીજું કોઈ જાણતું નોહતું. (અધૂરૂં)

## ડાકટર આવે ત્યાં સુધી શું કરવું.

(સાંધણ પાને ૩૯ થી.)

### આજારીની માવજત કરનાર.

કેટલીએક માવજત કરનારને આપણે ભપકાદાર માવજત કરનારી નામ આપીએ છઈએ. તેનું દિલ ઘણું માયાળુછે એમ તે બતાવેછે અને શાબાશી મેળવવાની પુરતી ખાહેશ રાખેછે. ઓરડામાં આણીએર તેણી- એર તે જાયછે અને દર ઘડીએ આજારીને કંઈ ખાવાનું લેવાનું કહીને સતાવેછે. તેનો સખુન સાંભળતાં આજારી હા કેહેતો તે દોડતો ગાઉ દુર જઈને પણ ખાવાનું લઈ આવેછે. આવી દોડધામથી આજારી લાચાર થઈ જાયછે અને બોલેછે કે, આ વહુરીઓ ક્યારે મારો છુટકો થાયકે, મને જરા પણ ચેહેન વળે.

કેટલીએક માવજત કરનારને આપણે ફુવડ અને બેદરકાર માવજત કરનારી નામ

આપીએ છઈએ. એવી ચાવજત કરનારથી તો ડાકટરની ખાતરજમે થાયછે કે, આજારીને જેટલા વજનમાં દવાઈ આપવાનીછે તેટલા વજનમાં તે દવાઈ આપનાર નથી. એક વખત ભુલી ગઈ તો બીજી વખત તે બે વખતની સાગટી આપેછે. જો વાસણમાં દવાઈ આપે તે સાફ સુફ નહીં હોયતો એ દરકાર પણ ચલાવી લેછે. દવા વજનના પ્રમાણમાં તે આપતી નથી. કોઈ વખતે ત્રણ વખતની એક વખતે આપેછે તો તે ઝેહેરની ગરજ સારેછે. આજારીને સારૂ આણેલો ખોરાક તે ન ખાયતો કલાકના કલાક સુધી તેને ત્યાંજ લાખી મુકેછે. પાસે સગડી હોયતો તેમાં વરતેવ કજળાઈ જાય ત્યાં સુધી તે પારી પડી રેહેવા દેછે. રોટલી કે કંઈ બીજું ખાવાનું હોયતો બિછાનાની નીચે સંતાડી મુકેછે અને તેથી સારી રાત ઉંદરડો ત્રાસ મારેછે. ભજીયાં, પુડા કે પપેટાની કકડી ઓસીકા નીચે પડી હોયતો તે ત્યાંજ પડી રેહેવા દેછે અને જુઓતો તેની પાછળ રાતના કોળ તથા ઉંદર ખાવાને ભુસકા મારેછે અને સારી રાત ગરબડ કરી મુકેછે. આવે વખતે આજારી બીચારો લાચાર હોયછે તેથી તેઓને હાંકી મુકવાને અથવા બીજા લોકો ઉંઘતા હોય તેઓને ઉઠાડવાને બની શકતું નથી, તેથી તેને દુખ વેઠવું પડેછે.

વળી કેટલીએક ચાવજત રાખનારીને આપણે દુષ્ટ ચાવજત રાખનારી નામ આપીએ છઈએ. તે પોતાનું કામ હુકમસર કરેછે; પણ કંઈ ખાતરથી કરતી નથી. તેતો ચુસ્ત રીતે ડાકટરના હુકમો બરાબર બજાવેછે. ડાકટરે કહ્યું હોય કે, ફલાણી દવા ફલાણેજ વખતે આજારીને આપવી તો તે તેજ વખતે તેને આપેછે અને આજારીને પણ તે તેજ વખતે લેવાની ફરજ પાડેછે. કોઈ વખત તે આજારીને કેહેછે કે, કપડાં બદલવાં જોઈએ ત્યારે આજારી કેહેછે, તેમ કરવાથી મને ઈજા થશે. ત્યારે પેલી ચાવજત કરનારી જવાબ દેછે કે, ગમે તેમ થાઓ; પણ મારેતો ડાકટરે જેમ હુકમ આપ્યો હોય તેમ કરાવવું જોઈએ. મારાથી તેના હુકમની સામા નહીં થવાએ. તે પોતાનું કામ કરવામાં વાજબી રીતે ચાલનારી ગણાય ખરી; પણ તેનું હૈયું નરમ નહીં તથા તેના મનમાં દયા નહીં અને વખત વિચારી જોઈ કામ કરવાની બુદ્ધિ નહીં તેથી તેને દુષ્ટ કહીએ તો ચાલે.

કેટલીએક ચાવજત કરનારી એવી હોયછે કે, તેને આબરૂની દરકાર નહીં રાખનારી ચાવજત કરનારી એવું નામ આપીએ તો ચાલે. તે બેઠી બેઠી દારૂ પિયા કરેછે અને આજારીને સારૂ ખાવાનું કર્યું હોયછે તે બેઠી બેઠી ખાયા કરેછે. ડાકટર આવેછે તેની આગળ ડાહી થઈને કેહેછે કે, એવું ખાવાનું હાલમાં આજારીને મળેછે તેવા ખાવાથી તો તે તાકીદથી હોશીઆર થવો જોઈએ ખરો. વળી આજારીને વારંવાર ઓસડ આપવું પડે તેને સારૂ તેને સાચવવાની મેહેનતના કંટાળાને લીધે વખતે વખતનું ઓસડ ગટરમાં પધરાવેછે. ડાકટર બાટલી તરફ જોઈને આંકા ઉપરથી સમજે છે કે, દવાઈતો બરાબર અપાયલીછે.

કેટલીએક આજારોની ચાવજત કરનારીઓ બેવકુફ અને ઢંગ વગરની તે નામે ઓળખાયછે. કળી ખાવાનું લઈને ઓરડામાં આવેલો એવી રીતે ચાલેછે કે, પાસે એનરંજી હોયતો તેમાં પગ ભેરવાઈને પડે અને ખાવાનું સઘળું ઢોળી દઈ ખરાબે હાલ કરેછે. ઓરડો ચોખ્ખો હોયતો તેને લેતાં આવડે નહીં. બનચું ઝાળીમાં રહ્યું હોય અને આંગો સારી પેઠે

માલીશ કરવાથી ગરગીગે ઘણી ગરમી થઈ જાય તથા ઠંડી વસ્તુ લગાડી હોયતો ઘણી સરદી કરીદે તેવી વસ્તુનો અટકાવ કરવાનો તેને સમજ પડે.

**સુગંધ ઇન્દ્રિ**—ઓરડામાં કંઈ પણ બદબો હોયતો તેનું નાક તરત તેને સોધી કાઢી શકે તથા રોજની હવામાં કંઈ બીજી વાસ જણાયતો તે પારખી શકે. એવી ચંચળ આવજત રાખનારી દરદીની ખીજમતમાં રાખવી જોઈએ.

**સ્વાદ ઇન્દ્રિ**—તે સમજી શકે કે, આ ખોરાક સારો છે અથવા આજારીને લાયકનો છે અને પોતે ચાખીને એમ વરતી શકે કે, તે આજારીને બાદસ્વાદ તથા તેને કંટાળો ઉપજે તેવો નથી.

આ બધા ગુણ આવજત રાખનારીમાં હોવાથી તે ડાકટરને મદદ કરવાને શક્તીમાન થાયછે; પણ એક વાત ધ્યાનમાં રાખવાની જરૂરછે અને તે એંકે, ડાકટર કરતાં તે હોશીયાર છે એવું તે કરી ન બતાવે. તેની નજરમાં કંઈ ડાકટરને સુચવવાનું આવેતો તેને તેમ કરવાની છુટછે; પણ તેણે તેમ પોતે, ડાકટરની સલાહ લીધા વગર કરવું નહીં. તેણે ડાકટરનો વિચાર લઈ, તેના કહ્યા મુજબ કરવાનું પડતું મુકી, પોતાની અક્કલે તેના ફરમાનની સામાં થઈ, કામ કરતાં તેને રોકવી જોઈએ; કેમકે ડાકટરને આપણે જ્યારે સોપીએ છીએ ત્યારે આપણને સતવાર કેંદે. તેનું જોખમ ભરેલું કામ તેની મરજી મુજબ થવા દેવું. (અધુરૂં)

## અસલ જમાનાના વકીલોની વકીલાત.

અસલના વકીલો બેશક ખોદાને નામે કામ ચલાવતા હતા. હાલના વિદ્વાન વકીલો એમ રાત દાહાડો પોતાના અસીલના લાભને સારૂ કાયદાના પુસ્તકો ખોળી, દલીલો કાહાડવા બેસેછે, તેમ તેઓને વરસમાં એક દિવસ પણ કરવાની જરૂર પડતી નોતી. સને ૧૮૨૭ નો કાયદો થોડો ઘણો વાંચીને, તેઓ સદર અદાલતમાં પરીક્ષા આપવા આવતા. પરીક્ષા આપવા જતી વખતે જે વંચાયું તે વંચાયું, પછી જીંદગી સુધી કાયદા વાંચવાની અથવા કાયદાની એક ચોપડી પણ ઘરમાં રાખવાની તેઓ દરકાર રાખતા નોતા. એવા વકીલોએ પણ લાખો રૂપીઆ પેદા કીધા અને મોહોટી ઇસ્ટેટો કીધી. તે વખતના પરીક્ષકો પણ એવા ભોળા દીલના સાહેબો હતા કે, જેટલા નવીશોએ હોય તેઓને ઉપલક ઉપલક બેચાર સવાલો પુછીને પાસ કરી દેતા; પણ કોઈ વાણીઆનો છોકરો પરીક્ષા આપવા આવ્યો હોય તો તેને કેહતા કે, તારે વકીલ થઈને શું કરવું છે? તું તારો બાપદાદાનો રોજગાર કર, તેમાં તને ફાયદોછે.

ખરેખર તે લોકો ઘણાજ ખુલ્લા દીલના હતા. મોહોટામોટા નીમાઓ પેહેરી, તેઓ કોરટમાં જડજની રૂબરૂ ઉભા રેહતા; અને પોતાની તકરારમાં ફકત એટલુંજ કેહતા કે, સામાવાળો જે કેહેછે તે ખોટુંછે; અને આ મુકરદમામાં મારા અસીલના લાભમાં હુકમનામું થવું જોઈએ. આટલી સરખી તકરારમાં પણ તેઓ વખતે એવા તપી જતા કે, જડજની ઉપર આભળ જઈ, તે ઉપર હાથ અફળી, મોહોટે પોકાર કરીને કેહતા કે, ખ્યોલીડ

આ શું ઈનસાફ! જ્યારે તેઓ ઘણોજ ગભરાટ કરી મુકતા ત્યારે જડજ સીપાઈ પાસે તેઓને બેશાડાવી દેતા અથવા હાથ પકડી કોરટની બાહાર કડાવી મુકતા. ગુજરાત બોહો તરફુતો, સાહેબ લોકો બાને વખતે એટલે લગી સીપાઈને હુકમ કરતા કે, એ વકીલકું અમેરે તંબુમેસે નજર નહીં પડે ઈતને દુર નીકાલ દો. હાલ એવું બનવું મુશકેલછે; કેમકે. વકીલો પોત પોતાનો હક જાળવવાને શકતીમાન થયાછે.

તેઓ એઓ અસલ જમાનાના આદમી હતા કે, કેસ પુરો થઈ રહયા બાદ, જડજ પોતાનું જજમેન્ટ વાંચી સંભળાવતો, ત્યારે વાચારમાં પડી જતા કે, હુકમનામું કેના લાભમાં થયું; અને તેનો નીકાલ કરવાને કોરટ ઉઠતી તે વખતે તેઓ જડજને પુછતા કે, આખીર અમેરા કુશ કીસકે પર લાગુ પડી આ જવાબ ઉપરથી તેઓ વરતતા કે, કોણ હાર્યું. આવી રીતનો વહીવટ ઘણી મુદત સુધી ચાલ્યો. હાલ થોડો વખત થયાંજ એ રેવાજ બંધ પડયોછે. તે વખતના સરકારી વકીલને દરમાહાડે સો રૂપીઆ મળતા હતા; જેના કરતાં હાલના એક સીપાઈને પણ વધારે પગાર મળેછે.

ઉપર જણાવેલા જમાનામાં પેહેરાને કોરટના દેખાવને તેજ આપવાને બોલાવેલા વકીલ સાહેબોની માફક, આપણા વખાણવેલા બારીસટર આનસટી સાહેબ પારસી કેસમાં મુંગે મોહે કોરટમાં બેશાડ્યા હતે તો જડજને આટલી બધી મેહેનત પડત નહી અને એક સેહેજમાં ૪૮ કેદીઓનો તેઓના ધારાં અને વાહાલાં કુટંબોથી છુટકારો થાત.

ઉપલો ફકરો લખતી વખતે હમોને સ્વપ્રામાં પણ ખ્યાલ નોહો કે, મીસ્ટર એનસટી, આ ફુના દુનીયામાંથી આટલી ઉતાવળે આતે અચ્યણુઓ કુચ કરી જશે.

અફસોસ! અફસોસ! હજાર અફસોસ! વિદ્વાન એનસ્ટીના મોતથી.

---

## ભાષા.

જે ભાષામાં બોલો કગછે તે ભાષામાં બીજી ભાષાના બોલોનું ભરણું ભર્યા વગર તેને સુધારી તથા સણગારી શકાતી નથી. અંગ્રેજી ભાષા અસલ એવી હતી કે, તેની અંદરથી પુરતા બોલો દરએક બાબત સમજાવવાને મળી આવતા નોતા અને એ સબબ સાર તેની અંદર લેટીન ભાષાના બોલો દાખલ કરીને તેને સુધારવામાં આવી હતી. બંગાળી ભાષાને પણ સંસ્કૃત વિશેશે કરીને અને ફારસી બોલોના ભરણાથી સુધારવામાં આવીછે. મરાઠી અને ગુજરાતી ભાષાઓ પણ બંગાળી અને આ દેશમાં બોલાતી બીજી ભાષાઓની માફક સંસ્કૃત ભાષાની દીકરીઓ ગણાયછે. મરાઠી ભાષામાં દીન પર દીન જાસ્તી સંસ્કૃત બોલો દાખલ કરીને, હાલ તે ભાષાને ઘણી સુધારી દીધી છે. ગુજરાતી ભાષામાં હજુ તેટલો ફેરફાર દાખલ થયો નથી. વળી મોટા ભાગે યુનીવરસીટીમાંથી એ ભાષાઓનો પાપ નીકળી જવાથી, તેઓના સુધારામાં ભારે અને વીકટ પથરો આવી પડયો છે. હમારા જાણ્યા પ્રમાણે ગુજરાતી અને મરાઠી ભાષાના વાપરમાં મુખ વાંધો સર એલેકઝાંડર ગ્રાંટથી ઉઠયોછે. એ વાત ઠીક થઈ છે કે સો તરેહ તેનો વીચાર વાંચનારાઓ આપશે એવી અમને ઉમેદ છે.

આપણા લોકોને કંઈ પણ વીકટ બાબત વાંચો સમજવાને હંમેશ કંટાળો હોયછે. પોતાની ભાષામાં જો પારકી ભાષાના શબ્દો

## શસ્ત્રવિદ્યા.

શસ્ત્રવિદ્યા એટલે વાહાડ કાપનું કામ સર જમશેદજી જીજીભાઈની હાસ્પીટલમાં પણી વખાણવા લાયક રીતે ત્યાંના એ વિદ્યામાં પ્રવીણ અને દયાળુ ડાકટર મેકેનજી સાહેબ કરેછે.

આ ડાકટર સાહેબે તા૦ ૫ મી આપ્રેલને રોજે એક હિંદુના માથા પરની વરસોળી કાપી દુર કીધી. આ માણસની વય ૪૦ વરસની હતી અને તેના માથા ઉપર ઈંડાના આકારની વરસોળી ઘેરાવમાં ૧૩ ઇંચ, લંબાઈમાં ૮॥ ઇંચ તથા પોહોળાઈમાં ૭ ઇંચ હતી. આ વરસોળીથી ઘણો ભાગ કપાળનો તથા નાકનો તથા આંખનો ઢંકાઈ ગયલો હતો અને તે આ વિષયનાં ચિત્ર ઉપરથી જોવામાં આવશે.



આ વરસોળી પેહલવેલી બે વરસ પર થવી શરૂ થઈ અને પછી રફતે રફતે વધવા લાગી; પણ તેથી કંઈ દરદ થતું નોહતું. કાપ્યા બાદ ઘા રૂઝાઈગયો અને તા૦ ૨૧ મી મેએને રોજે બીલકુલ આરામ થઈ ગયો અને આજારીને હાસ્પીટલમાંથી રજા આપી.

—০—

### ખસના ફોલ્લાની દવા.

આંગને મેહને સાફ નરાખવાથી ચામડીના અને બીજા મરજો થાયછે. ખુજલી ઇયાને ખસના ફોલ્લા પણ આંગને સાફ ન રાખવાથી થાયછે. તમારા જોવામાં ઘણા લોકોના હાથની આંગળી, આ ખસના આજારથી ખરાબ થઈ ગએલી દરરોજ જોવામાં આવતી હશે. ગુજરાતીઓ કરતાં મરાઠીઓમાં વધારે જોવામાં આવેછે. પારસીઓ જે આંગ સાફ રાખવામાં ઘણી ચિંતા રાખેછે, તેઓમાં કોઇજ વખત ખસનો આજાર જોવામાં આવેછે.

ચામડીમાં જીવડાં પેદા થાયછે અને ખસની પેદાયશ તેનાપર આધાર રાખેછે, એ મરજ એક બીજાને લાગવાથી ફેલાવો પામેછે એટલા સારૂ એવા રોગથી લાગવનારના એથી દુર રેહેવાને ચિંતા રાખવી. ખસનાં જીવડાં ઘણુંજ બારીક હોયછે. તેઓ ખુલ્લી આંખે દેખાઈ શકાતાં નથી; પણ માઇક્રોસ્કોપ ઇયાને સુક્ષ્મદર્શક યંત્રની મદદથી જોઈ શકાયછે અને તપાસ ઉપરથી શોધી કાઢવામાં આવ્યુંછે કે, તે જીવડાંની લંબાઈ ત્રેવડ એક ઇંચનો એકસો પચીસમો ભાગછે: અને તેની પોહોળાઈ ત્રેવડ એક ઇંચનો એકસો પંચાવનમો ભાગછે. તેઓ ચામડીમાં ફરતાં રેહેછે તથા તેમાંથી તથા લોહીમાંથી પોતાનો ખાવાનો રસ ચુસેછે. જીવડાંની નર અને નારી જાતી હોયછે અને તેઓ ચામડીમાંથી આણીમેર તેણીમેર ફરવાથી આપણને ખંજવાળ થાયછે.

જે લોકો સારી રીતે સાબુથી આંગ સાફ રાખેછે તથા બેઅરાક પાણી પાણી અગ્નથી તરેહથી સાબુ વડે દ્રાષ્ય ધોઈ સાફ રાખેછે, તેઓમાં ખુજલીનો મરજ કદી ફેલાવ દેતો નથી; માટે આંગને સાફ રાખવામાં હંમેશ ચિંતા રાખવી.

ગરીબ લોકોમાં આ આજાર ઘણી વખતે જોવામાં આવેછે અને તેઓની લાચાર અવસ્થાને લીધે લાંબી મુદ્દત સુધી ભોગવેછે. કેટલીએક વખતે તો મોહોળા કુટુંબમાં એક જણને ખસ થાયછે તો, તે મરજ આખા કુટુંબમાં ફેલાવ થઈ જાયછે. જો કુટુંબમાં કોઇ એકને ખસ થાયતો, તેને એકલોજુદો રાખી દવાઓથી સારો કરી રોગને ફેલાતો પાગલો અટકાવવાની કોશીસ કરવી.

અમો નીચે ખસના ફોલ્લાની દવાનો નુસ્ખો લખી જણાવીએ છઇએ.

નુસ્ખો—એક ભાગ સુરતી કળીચુનો અને બે ભાગ સાફ કરેલો ગંધક ને દશ ભાગ પાણીમાં તેઓ મળી જાય ત્યાં સુધી એક હાંડીમાં ઉકાળવાં. ધાતુના વાસણમાં ઉકાળવાં નહીં. બાદ ચુલાપરથી ઉતારીને તેને ઠરવા દેવું, પછી ગાળી લાખવું અને બાટલીમાં ભરી રાખવું; જે ભાગપર ખુજલી થઈ હોય, તે ભાગને સાબુથી સાફ કરી, આ દવા લગાડેથી ખુજલીનો મરજ તદન દુર થઈ જશે.

### રસાયન શાસ્ત્ર.

**"કેમીસ્ટ્રી" અને "નેચરલ ફીલાસફી" (પદાર્થ વિજ્ઞાન) ની વચ્ચમાં** તફાવત—"નેચરલ ફીલાસફી," પદાર્થોના એક બીજા સાથે સંબંધ તથા નિયમ ઇત્યાદી સમજાવેછે. "કેમીસ્ટ્રી" જે તત્વોના કે પદાર્થો બનેલાછે તે સમજાવેછે. એજમદે પાણીની હાલ ચાલ તથા તેનાં દબાણને લગતા નિયમો "નેચરલ ફીલાસફી" સમજાવેછે. "કેમીસ્ટ્રી" તે કઈ કઈ વસ્તુનું બનેલુંછે તે સમજાવેછે.

પદાર્થો બે કરતાં વધારે તત્વોના બનેલા હોયછે. તત્વો કોને કહેછે કે, જેઓ એકથી વધારે વસ્તુનું બનેલું હોતું નથી તે. એકથી વધારે વસ્તુના બનેલા પદાર્થને "કોંમપાઉંડ" ઈયાને મિશ્રિત પદાર્થ કેહેછે. લોઢું એક તત્વછે; પણ તેનો કાટ એ "કોંમપાઉંડ"છે. હવામાં "ઑક્સીજન" તથા પાણી હોયછે. લોઢાં સાથે તેના મળવાથી કાટ થાયછે.

અગાઉના લોકો હવા તથા પાણીને તત્વો સમજતા હતા. હિંદુના શાસ્ત્રમાં પણ હજુ સુધી તેઓ તત્વછે એમ માનેછે; પણ "કેમીસ્ત્રી" વિદ્યાયે અસલના શાસ્ત્રોને પણ જુઠાં પાડયાંછે. પાણી બે ગ્યાસના સંયોગથી બનેલુંછે. તેમાંનું એક "ઑક્સીજન" અને બીજું "હાઈડ્રોજન." હવા, એ કંઈ તત્વ નથી. પણ તે "ઑક્સીજન" તથા "નાઈટ્રોજન" એ બે ગ્યાસના મળવાથી થયલીછે.

સધળાં મળીને હજુ સુધીમાં ૬૪ તત્વો શોધી કાઢયાંછે. આવાર પછી વધારે પણ શોધી કઢાય. જે તત્વો કે શોધી કાઢવામાં આવ્યાંછે તેઓના નામ:—

તત્વો.

| | |
|---|---|
| ૧ અલ્યુમિનમ. | ૧૬ કોપર (ત્રાંબુ.) |
| ૨ આરસેની. | ૧૭ કેડમીયમ. |
| ૩ આયોડીન. | ૧૮ કેસીયમ. |
| ૪ આયરન (લોઢું) | ૧૯ કેલસીયમ. |
| ૫ આસમીયમ. | ૨૦ ક્રોમીયમ. |
| ૬ ઑક્સીજન. | ૨૧ ગ્લુસીનમ. |
| ૭ ઈનડીયમ. | ૨૨ ગોલ્ડ (સોનું.) |
| ૮ ઈરીડીયમ. | ૨૩ ઝીંક (જસત.) |
| ૯ રુબીડીયમ. | ૨૪ ઝરકોનીયમ. |
| ૧૦ રુથેનીયમ. | ૨૫ ટીન (કલાઈ.) |
| ૧૧ એલ્યુમીનમ. | ૨૬ ટેટીનીયમ. |
| ૧૨ એનટીમની. | ૨૭ ટેનેરીયમ. |
| ૧૩ કલોરીન. | ૨૮ ટેલ્યુરીયમ. |
| ૧૪ કારબન. | ૨૯ ટંગસ્ટન. |
| ૧૫ કોબાલ્ટ. | ૩૦ ડીડીમીયમ. |
| ૩૧ થેલીયમ. | ૪૮ મેગનેશીયમ. |
| ૩૨ થોરીયમ. | ૪૯ મેંગનીઝ. |
| ૩૩ નાયોબીયમ. | ૫૦ યટ્રીયમ. |
| ૩૪ નાઈટ્રોજન. | ૫૧ યુરેનીયમ. |
| ૩૫ નીકલ. | ૫૨ રોહોડીયમ. |
| ૩૬ નોરીયમ. | ૫૩ લીથીયમ. |
| ૩૭ પ્લાટીનમ. | ૫૪ લેનથેનમ. |
| ૩૮ પેલેડીયમ. | ૫૫ લેડ-(સીસું.) |
| ૩૯ પોટાશીયમ. | ૫૬ વેનેડીયમ. |
| ૪૦ ફલોરીન. | ૫૭ સલ્ફર. |
| ૪૧ ફાસફરસ. | ૫૮ સ્ટ્રાનટીયમ. |
| ૪૨ બીસમથ. | ૫૯ સેલીનીયમ. |
| ૪૩ બેરીયમ. | ૬૦ સીલ્વર (રૂપું.) |
| ૪૪ બોરાન. | ૬૧ સીલીકાન. |
| ૪૫ બ્રોમીન. | ૬૨ સીરીયમ. |
| ૪૬ મરક્યુરી (પારો.) | ૬૩ સોડીયમ. |
| ૪૭ મૉલીબડીનમ. | ૬૪ હૈડ્રોજન. |

## કારરસપાનડંટોને ખબર.

આલેક્ઝેંડ્રા સ્કૂલના કારભાર બાબતની ગીપતના લખાણની અમે જગો કરવા અમે ખુશી નથી.

**સુરતની તાપીનદી ઊપર પુલ** કરવાની કલેક્ટર હોપ સાહેબની ભલામણ બાબતનું લખાણ ઘણું ફાયદા કારક અને વખાણવા જોગછે. સરકાર તેની ભલામણ પર તાકીદથી ધ્યાન આપેતો સારૂ. ગવરનરો નામે દદાણમાં સુધારો કરેછે અને ગુજરાતને પડતું મુકેછે તેનું કારણ શું હશે?

જ્ઞાન પ્રસારક મંડળીના સેક્રેટરી તથા પ્રેસીડેંટની વાજબી તારીફ વિશેનું પત્ર અમારા ચોપાનીઆને સારૂ લાંબુંછે. તેની જગો કોઈ નીયુસ પેપરમાં કરવામાં આવે તો ઠીક.

# મીસાવડો

OR

THE MISCELLANY.

અંક ૫. મુંબઈ, માસ અકટોબર, સને ૧૮૭૩ કીં૦ આના ૨.

## ડાકટર આવે ત્યાં સુધી શું કરવું.

(સાંધણ પાને ૫૮ થી.)

### દવાની પેટી.

કંઈ એકાએક બીમારી અથવા અકસ્માત બનાવ આવી પડેછે તો તેમાં વખત ઘણો અગત્યનો થઈ પડેછે. તેજ વખતે એક સહેલો ઉપાય કામે લગાડવાથી તે ભારત બીમારીને આવતાં અટકાવ કરેછે. એટલામાટે કેટલીએક વસ્તુ તાબડતોબ કામગે આવે તેવી સરત રાખીને ઘરમાં જાળવી રાખવાની જરૂરછે.—એક નાહાની પેટી કરાવો તથા તેને તાળું કુંચી લગાડી રાખો; અને તેને, છોકરાઓનો આવજાવ થતો હોય તે જગોથી દુર ઘરમાં રાખી મુકો. તેને ફક્ત દવાનો સંગ્રહ સામગ્રી રાખવાના કામમાંજ વાપરવી. તથી તેને એવી જગોએ મુકો કે, જ્યારે તેનો ખપ પડે ત્યારે તે એક લેહેડામાં હાથ લાગે. તેમાં ઘણી વસ્તુઓ રાખવી નહીં; કેમકે તેમ કરવાથી સમજમાં ગુંચવણ પડેછે. તેમાં એવી વસ્તુ મુકો કે, તે ઘણુંજ અગત્યના કામમાંજ ખપ આવી શકે.

પેટીમાં એક કપડાંના પાટાનો પડો અને બીજો એક ફ્લેનલના પાટાનો વીંટો મુકી રાખો. તેઓ જેમ જુના હોય તેમ વધારે સારૂ; પણ તેઓ સાફ અને સુકા હોવા જોઈએ. વળી થોડું એક "લીંટ" ઘાપાને ઘાનું કપડું તથા "સ્ટીકીંગ પ્લાસ્ટર" એટલે ચોંહોંટી જાય એવા મલમની પટી, થોડા ફલાલીનના તથા કપડાંના કટકા પણ પાટા બાંધવાના કામમાં લેવા સારૂ જોઈએ. થોડી ટાંચણી પણ જોઈએ. તેની સાથે એક જોટ કાતર અને પાતળી ઓંણી પાટી તથા કેટલીએક સોયો તેના પોરવીને તઈઆર રાખવી જોઈએ.

વળી પેટીમાં "કેસ્ટર ઑઈલ" એટલે વિલાયતી એરંડીયાંની બાટલી, "ઇપીકેક્યુઆના વાઈન," પેરે ગોરીક, "સ્પ્રીટ ઓફ સાલ વોલેટાઈલ" (?)

રસ બાલસામા," ટરનર સીરેટ, "ટરપીન ટાઈન," સોનામુખીના પાતરાં, "એપસમ સાલટ" એટલે જુલાબનું નીમક, કૉરબોનેટ ઑફ સોડા, "લૉડેનમ" એટલે અફીમના અરકની શીશી, જેનાપર તે ઝેહરછે એવો ચીઠ્ઠી મારેલી હોય તથા એક બાટલી અળશીનું તેલ તથા એક બાટલી ચુનાના પાણીની ભરેલી, એટલી વસ્તુઓ રાખવી જોઈએ. આ બધાંનો તે તમને સલમ રાખવાનું લખ્યું નથી; કેમકે તે જલદી બીગડી જાયછે. તેને બદલે ચાખી અરધી રાખી હોયતો, તે સવાગની ગ-

રજ પુરી પાડેછે. રાઈની બાટલી રાખવાનું લખ્યું નથી તેનું કારણ એકે, પેટીમાં ઘણા દિવસ રાખવાથી તેનું જોર કમ થઈ જાયછે, તેથી તેને બદલે "ટરપીનટાયન" રાખવાનું લખ્યુંછે; અને "ટરપીનટાઈન" રાઈની ગરજ સારેછે. તે લાંબી મુદત સુધી શીશીમાં બુચ મારીને રાખવાથી બગડતું નથી.

વળી પેટીમાં એક "મેઝરીંગ ગ્લાસ" એટલે દવા આપવાના માપનું ગ્લાસ રાખવું જોઈએ. પ્રવાહી ઈઆને પાણી રૂપની દવા, ચમચાથી અપાયછે; પણ ચમચા નાહાના મોટા હોયછે, તેથી બાજે વખત દવા વજનસર અપાતી નથી; માટે આંકડા લખેલા માપના ગ્લાસ આવેછે અને જેના ઉપર એક બાજુએ "ટી-સ્પુનફુલ "અને બીજી બાજુ પર" ટેબલ-સ્પુન ફુલ "એવું લખેલું હોય, તેવાં ગલાસ લેવાં જોઈએ.

વળી સુતાં સુતાં ખવાએ એવું વાસણ પેટીમાં જોઈએ; કેમકે કોઈ આજારીની જાંગ ભાંગી ગઈ હોય અને તેનાથી ઉઠાતું નહીં હોયતો તે તેના કામમાં આવી શકે. તેને પાણી પી શકાયછે. આજારીના કોઈ વખતે પાણી વગર હોઠ તાવથી સુકાયછે તે વખત તેને, પાણી પીવાની ખાહેશ જોઈને દયા ઉપજેછે; અને ગલાસમાં પાણી આપીએ તો તેથી તે વડે સુતાં સુતાં પી શકાતું નથી તે વખતે એક થોડાં ઘાસના તૃણા લાવીને તેનો એક છેડો પાણીના ભરેલાં ગલાસમાં મુકવામાં આવેછે અને બીજો છેડો તેના મોહોમાં મુકવામાં આવે તો, આ તદબીરથી પાણી ઉતરીને તેના મોહોમાં જાયછે. આવી તદબીર તમે ગામડામાં હોઓતો ત્યાં તમે તે સેહેલથી કરી શકોછો; પણ શેહેરમાં તો રબરની નળીઓ મંગાવો તો મળી આવે અને તે વડે ખોરાક અથવા પાણી પાઈ શકાયછે અને તેને વરસો સુધી ભાંગવાની દેહેશત રેહેતી નથી.

કોઈ વખતે બાટલી માહેલી પાણીની દવામાંથી, થોડે થોડે વખતે જરા જરા દવા આપવી પડેછે. નાહાનાં બચ્ચાંનેતો શું, પણ કોઈ વખત મોટાને પણ જરા જરા કરીને આપવી પડેછે કોઈ વખતે આપણે

ગોટાં વારણામાં રેડી આપીશું તો તેનું મન તેમાં ઘણીછે એમ જાણીને પોતાના મનનું સમાધાન કરી પી જશે. બંન્નેને દવાઈ પાવાનું એક નાહાનું ગલાસ કરી રાખ્યું હોયતો, તેમાં દવા રેડીને તેને આપશો તો, તે પી જશે અને પૈસા વધારે કે ઓછાનો વિચાર તે મનમાં આણશે નહીં

ઉપર બતાવેલી વસ્તુઓ ભેગી કરી રાખવા સારૂ થોડા રૂપીઆનો ખરચ થશે; પણ આખે વખતે જે જણોમાંથી તમે ખરીદ કરો, તે જણોના ભાવ મુજબ ઓછું વત્તું આપવું પડશે; પણ તમારે ઓછા વત્તા ભાવ ઉપર નજર નહીં રાખવી. દવાના કામમાં ઠરાવ ઉપર ધ્યાન રાખીને ખરાબ અથવા જુની દવા લેવી નહીં. કોઈ વખતે થોડા પૈસામાં સઘળી દવા આપેતો તે ભેળસેળ અથવા ખરાબ હોયા વગર રેહેજ નહીં; માટે સ્વચ્છ દવાને સારૂ વધારે પૈસા લાગેતો તે કબુલ કરવા, ખરાબ જીણાકથી જેમ તબીઓતને નુકસાન થાયછે, તેમ ખરાબ દવા ખાધાથી, તે દવા ઝેહેરની જગો પુરીપાડેછે.

તમારે દવાના વજન ઉપર ઘણોજ વિચાર રાખવો જોઈએ. ડાકટર ફરમાવે તેટલા વજનમાં દવા આપવી. જો તેના ફરમાવેલા વજનથી ઓછી આપીએ તો, ગુણ થતો નથી અને વધારે આપીએ તો, મોતને શરણ થવું પડેછે, માટે એહાજ એ મોહોટી વસ્તુ છે તે ઉપર ધ્યાન રાખવું.

સઘળું કેરીને સઘળા દવાના બે વર્ગ કરવામાં આવ્યાછે—એક વર્ગની દવામાં એવો ગુણ હોયછે કે, તે સઘળો શરીરમાં એકઠી થવાનો ગુણ રાખેછે અને તે સઘળી એકઠી થઈને, એક દાહાડો શરીરના ઉપર નાશકારક અસર કરેછે; માટે તેને આગળ લેતાંલેતાં, તેના વજનમાં ઘટાડો કરવો જોઈએ. બીજા વર્ગની દવાઓનો ગુણ એવો છે કે, તે ઘણા દાહાડા લીધાથી, શરીરપરથી તેની અસર ઉતરી જાયછે; તેથી તે દવા વજનમાં વધારે વધારે લેવી પડેછે. તેનો દાખલો આગોતો અફીમછે.

અફીમ રોજ અને લાંબી મુદત સુધી કંઈ શરીરને થતાં દુઃખ દુર કરવા સારૂ લેવામાં આવે તો, જેટલાં વજનથી તે દુઃખ અવલ દુર થતું હતું, તેનાથી ઘણુંજ વધારે વજનમાં આગળ આવતાં આપ્યાથી તેટલી અસર થશે. આખરે તે વજન એટલું બહું થઈ જાયછે કે, તેટલું અફીમ પેહેલેજ દિવસે આપ્યું હોયતો, તેથી તેનો જાન નીકળી જાય. તેમજ જો આજારી લાંબી મુદત સુધી અફીમ રોજ વધારે વધારે લેતો જાયછે અને પછી વચમાં કેટલાએક મહીના લે નહીં અને પછી મુકી દીધું તે દિવસે, જેટલું વજનમાં લીધું હોય તેટલું પાછું શરૂ કરે તે દિવસે લેતો, તેટલાં વજનથી તેના જાનની ખુવારી થયા વના રેહેશે નહીં; એટલારાસ જે લોકોના અસતગ આજારીઓને કરવામાં આવેછે, તેઓને સદરહુ લખાણ એક મોટી સુચના આપેછે.

એક વખત એવું બન્યું હતું કે, એક ગૃહસ્થના શરીરમાં, ઘણું દુખી આવતું હતું તેને સારૂ ડાકટરે કંઈ દવા લખી હતી તેમાં અફીમ હતું. તેની ચોકસી તેની માયાળુ અને ખરી બૈરી રાખતી હતી અને તે ઘણી ચિંતાથી બરોબર વજનસાર તેને દવા આપતી હતી. કેટલાએક અઠવાડીઆં સુધી તે દવાઈ, જરાજરા અફીમનું વજન વધારતા જઈને, જારી રાખ્યા પછી, આજારી સારો થયો અને દવા છોડી દીધી. કેટલાએક મહીના નીકળી ગયા બાદ, એક દિવસે રાતરે એકાએક પાછું દુખી આવ્યું. તે વખતે તેની ઓરત

પારો, આગળ સારો થયા પછી જ્હી ગયલી દવા હતી તેમાંથી, વજનસર દવા તેણે માગી. તેની ઓરતે તેને વજનસર દવા આપી અને તેથી તે એવી ભર ઊંઘમાં પડ્યો, કે ફરીથી તેને તેમાંથી જાગવાનો વખત આવ્યો નહીં.

ઉપલા બનાવ ઉપરથી તમારે ધ્યાન રાખવું જોઈએ કે, હરેક અફીમવાળી દવા કે, જેનો ગુણ દુઃખને દુર કરવાનો છે, તેને લાંબી મુદત સુધી મુકી દીધા પછી, પાછી લેવાની જરૂર પડે તો જે દિવસે કે, તે દવા લેવી છોડી દીધી હોય અને તેમાં જેટલું અફીમનું વજન હોય તેટલું લેવું નહીં; પણ જ્યારે પેહેલવેલાં જે વજનમાં લીધું હતું, એટલુંજ પાછું ફરી શીરૂ કરતી વખતે લેવું.

---

## નિમકહલાલ કુતરો.

પારીસ શેહેરમાં સેંટ માર્સલ નામની જગા આગળ એક આસલી વખતનો શુન્યકાર મોહોલ્લો હતો, તેની અંદર ઇમારતો હારબંધ આવી રહી હતી; પણ તે હારમાં એક જગા-એ કેટલીએક જમીન ખુલ્લી પડી રહેલી જોવામાં આવતી હતી. તે ઉપર આગળ બે અગ્રબીલ મકાન ઉભાં હતાં; પણ હાલ તે જગાનો દેખાવ ઘણોજ ભયંકર દીસતો હતો. ત્યાં જતા આવતા આદમીઓને ચેતવણી તરીકે લખેલું હતું કે, આ જગાપર કોઇએ ઇમારત બાંધવી નહીં અથવા ત્યાં વાસો કરવો નહીં. આ કૌતક શું હશે કે, આવી સારી જગા નજરે પડવાથી આદમી ભય પામે અને કંટાળો આવે, તે જાણવાને હરકોઇને પણ આશંકા ઉત્પન્ન થયા વના નહીં રેહે.

બે તવંગર અને દીલોજાન પડોસીઓ ફ્રાંન્સની રાજધાની નજદીક એક પ્રાંતમાં રેહેતા હતા. તેઓને એક સમે કંઈ ધંધા રોજગાર સર શેહેરમાં જવાનો દસ્તિક્રાક બનવા ઉપરથી, બન્ને જણાએ સાથે જવા આવવાનો ઠરાવ કીધો. તેઓએ મુસાફરી પગે કરવાનો ઠરાવ કીધો; કેમકે ફ્રાંન્સમાં સારા આબરૂદાર લોકો-માં પણ એમ કરવાનો રવાજ્યો હતો.

તેઓ ઉપર લખેલા મોહોલ્લામાં દાખલ થયા અને વીચાર કીધો કે, ધારેલું કામ કીધા આગમચ અથવા બીજી તેવી રળીઆમણી જગોમાં ગયા પેહેલાં બેહેતરછે કે, આ નાઇ-ની દુકાને જઈ એહેરો કરાવી લેવો. તેઓ ધા-રયા મુજબ તે દુકાન ઉપર ગયા; પણ તેઓને જલદીથી ઘર તરફ પાછા ફરવું હતું અને વખત રહયો હતો થોડો તેથી, જે પેહેલો પરવારયો તેણે પોતાના સોબતીને કહ્યું કે, તું અહીંયા બેઠોછે એટલામાં, હું પડોસામાં મારે કંઈ કામછે તે કરીને, તાબડતોબ પાછો આવું છઉં. આમ કહી તે તો ચાલતો થયો. પાછો આવીને જુએછે તો તેનો સાથી ત્યાં મળે નહીં. તેને ખબર મળી કે, તે તો ત્યાંથી ક્યારનો ગયો. આ સાંભળી તેને ઘણુંજ તાજુબ જેવું લાગ્યું, પણ તેના સોબતીનો કુતરો દુકાનના દરવાજા ઉપર બેઠેલો હતો. તે જોઇ, તેણે ધારયું કે, કદી તે બાહાર ગયો હશે તો, આટલામાંજ કેહીં તેની ખોળ કરતો ગયો હશે અને સેહેજ વારમાં પાછો આવશે. આ પ્રતિજ્ઞાશેમાં તે બહુ ગીરફતાર થઈ ગયો અને હજામની સાથે વાતચીત કરવા લાગ્યો.

ઘણો લાંબો વખત ગયો પણ તેના સો-બતી ફરી આવ્યો નહીં તે જોઇ, તેનો જીવ ઘણો અધીરો થઈ ગયો. તે મોહોલ્લામાં એક છેડેથી બીજે છેડે ફરવા લાગ્યો; પણ પેલો કુતરો તો જ્યાં બેઠેલો ત્યાંથી જરા પણ ખસ્યો નહીં. તેણે હજામને પુછયું કે, તેનો

સાથી તેને કંઈ કહી ગયોછે. હજામે કહ્યું કે-ના, તે તો જેમ બાલ સાફ કરાવી રહ્યો કે, લાગલો ચાલતો થયો.

આટલું સાંભળ્યા પછી પણ તેને લાગ્યું કે, જ્યાંસુધી કુતરો અહીંયાથી ખસતો નથી ત્યાંસુધી, તેનો બાહ્યબંધ કેથાં નજદીકમાંજ હોવો જોઈએ. આમ વીચાર કરી, તે પાછો આણીમેર તેણીમેર પસાર કરવા લાગ્યો; પણ કંઈ પત્તો લાગ્યો નહીં. ધીમે ધીમે તેના મનની અધીરાઈ ઠરતું રૂપ પકડતી ગઈ. પેલો ગરીબ કુતરો પણ ઓસીઆળો આઈ, ઘણી દયામણી રીતે રડવા લાગ્યો અને તેના ગાલની ગટપટ ખતાવા લાગ્યો. આ જોઈ પેસાના મનમાં શક ઉત્પન્ન થયો કે, ગમે તેમ હો, પણ તેના સોબતીનો ગોટાળો આ દુકાન મરજ થયો છે. તેણે દુકાનના માલીક સાથે કેટલીએક રકઝક કીધી; પણ તેમાંથી સાર એ નીકળ્યો કે, બાઈને દુકાન ઉપરથી ધમકાવીને વહાએ કીધા.

તેણે તો દુકાન ઉપરથી ચાલવા માંડ્યું; પણ પેલો કુતરો તો કઈએ કરશે એક ડગલું ભરે નહીં. તેને તે જગો ઉપરથી ખસેડવાને હજારો યુક્તી કીધી; પણ તે બધી વ્યર્થ ગઈ.

આ રંકાશ ધીમે ધીમે એટલો વધી પડયો કે, રસ્તે ચાલનાર લોકો તે જોવાને એકઠા થઈ ગયા. તેઓની આગળ આ અફસોસકારક બીના પેસાએ માંડીને કહી. સર્વે જણનું ધ્યાન પેલા કુતરાપર ચોટ્યું અને તે જાનવરની તારીફ થવા લાગી. કુતરાને ત્યાંથી ઉઠાડવાને, ઘણાઓએ કંઈ કંઈએ તરકી યુક્તીઓ કીધી; પણ તે બધી નીશફળ ગઈ. કેટલાકોએ વીચાર કીધો કે, પોલીશને બોલાવવી. વળી કેટલાકોએ કહ્યું કે, સીહુસા ઉપાય એછે કે, ઘરની અંદર ઘુસીને તપાસ કરવી અને તે મુજબ એકદમ તેઓએ કરવા માંડ્યું. લોકોનું બધું ટોળું ઘરમાં દાખલ થઈ ગયું અને એક એક ખુણો ખોતરી સોધી વળ્યા; પણ મુદ્દો કંઈ હાથ લાગ્યો નહીં.

બારણા આગળ બાહાર, લોકોનો જમાવ એટલો બધો થઈ ગયો કે, દુકાનના દરવાજા બંધ કરવા પડ્યા. પણ આ બધી ગરબડાટમાં, પેલો કુતરો જ્યાં બેઠો હતો ત્યાંથી, એક તસુ પણ ખસ્યો નહીં.

જ્યારે આ બધી મેહેનત નીશફળ ગઈ અને ઘરધણી સાથે રકઝક કીધી તે નકામી એવું દીઠું ત્યારે, લોકો ત્યાંથી વીખરાવા માંડ્યા. તે વખતે હજામભાઈ દરવાજા આગળ આવી પોતે કસમાં નથી, એવું કેટલાએક શુભાખ્યાન શબ્દોમાં બોલવા જતો હતો એટલામાં, પેલા કુતરાએ તેના ઉપર એકદમ તરાપ મારી, તેના ગળાનો ટોટો પકડી, તેને ભરતોંશ કરી લાવ્યો અને આખા સુધીબતે કેટલાએક વખત પડી બંધને છોડ્યા; જેથી કરીને, પેલા બીચારાના ટુકડે ટુકડા ઉડી જતા બચ્યા. આવી વખતે જેમ માણસનો સાનો કેવો તપી જાયછે, તે મુજબ કુતરો પણ જોશમાં આવી ગયલો દેખાયો.

હવે બધાઓએ વીચાર કીધો કે, કુતરાને છુટો મુકી દેવો, ને જોઈએ કે, તે શું કરવા માગેછે, જેવો તેને છોડ્યો કે, તે દુકાનમાંથી દોડીજઈ, ઘરમાં ભોંઅર તળીએ એક અંધકાર ભોંએરું હતું ત્યાં જઈ ઉભો અને ઘણીજ દયામણી રીતે પોકાર કરવા લાગ્યો.

ત્યાં આગળ તાબડતોબ શોધની કરી દીધી અને તપાસ કરતાં, પાસેના ઘર સાથે સંબંધ કરવાને, દીવારની અંદર જે રસ્તો કીધો હતો,

તે માલમ પડી આવ્યો. ડોહોનો ભારે જમાવ ત્યાં આગળ થઈ ગયો અને પેલા કમનસીબ માણસની લાશ તે જગોમાંથી નીકળી. આ પાસેની દુકાનનો ધણી મીઠાઈ બનાવનાર હતો.

આ કાળાં કરમ કરનાર રાખસોને ઈનસાફની રૂએ તપાસવામાં આવ્યા હતા; અને તેઓ ગુનેહગાર ઠરવા ઉપરથી, તેઓને ફાંસીની સજા કરવામાં આવી હતી. આ તપાસ ચાલતી હતી તે દરમીઆન, કેટલીએક ખરેખરી બીનાઓ જાહેર પડી હતી અને જે પાછળથી ગુનેહગારોએ કબુલ પણ કીધી હતી, તે આ મુજબ હતી.—

આ ગાફેલ મુસાફરોએ ભોગજોગે આ ચંડાળની દુકાન ઉપર, તેઓ પાસે કેટલી નગદી હતી તે વીશે, વાતચીત કીધી. આ સાંભળી પેલાએ નીચાર કીધો કે, એ લોકોને સુરી મેદાન મુકવા. જ્યાંથી પેલા બેમાનો એક આદમી, દુકાનપરથી ખસ્યો કે, પેલાએ લાગલો પોતાનો અસતરો જે રાબસ દુકાનપર રહ્યો હતો તેના ગળાપર ફેરવી, તેને સફાઈ કરી દીધો અને તેના પૈસા ટકા વીગેરે બધું હજમ કરી ગયો. ત્યારબાદ તેનું શું કીધું, તે બીના એવી તો કમકમાટ ભરેલીછે કે, તે કાને પડેલી પણ નહીં સંભળાય.

પડોશમાં મીથાઈ બનાવનાર રેહતો હતો, તે તેની ઊંગદા મીઠાઈને સારૂ એટલો બધો વખણાએલો હતો કે, અમીર ઉમરાવો તેની મીઠાઈની આશેશ રાખતા હતા. એ મીઠાઈવાળાએ તેના પડોશી સાથે પંચાયું કીધું હતું અને તેમાં પાચ પૈસાનો દમવાળો પણ થયો હતો. તેઓએ એવી તદબીર કીધી હતી કે, હજામ જેનું ગળું અસતરે વતી નકી કરી મુકે તેને પેલો મીઠાઈવાળો પોતાની છરીએ સમારીને મીઠાઈમાં લપેટે.

આ કેસ ઘણોજ કમકમાટ ઉપજાવનાર હતો તે સબબસર, કોરટે સેનટંસ મારતી વખતે એટલો હુકમ કીધો કે, ગુનેહગારોને ગુળીએ ચડાવવા એટલુંજ નહીં; પણ જે ઘરોમાં તેઓ વસતા હતા અને જ્યાં આ ઘાતકી કામ તેઓએ કીધું હતું, તેને જમીન દોસ્ત કરવાં અને તે જગોપર આવતી ઓલાદમાનું કોઈ પણ ઘર નહીં બાંધે અને ત્યાં વાસો નહીં કરે તેને સારૂ એક જાતની જાહેર ચેતવણી આપવી.



## સીંધના અમીરે કીધેલો ઈનસાફ.

(લખાઈ આવેલું.)

સીંધ પ્રાંતના અસલી વતનીઓને સીંધી કરીને કેહેછે; પણ વાંચનારાઓને સુચના આપીએ છઈએ કે, મુંબઈમાં ફરોસીના સુંદર દાબડા અને ભરત કામની ઈજારો લઈને જે ફેરીઆઓ આપણી ત્યાં આવેછે, તેઓ સીંધના સીંધીઓ કેહેવાયછે. એઓમાં જેમ હિંદુઓ તેમ મુસલમાન પણ હોયછે. સીંધના મુસલમાન રીત ભાત અને સ્વભાવમાં હિંદુઓ જેવાછે. તેઓ પેહેરવારામાં અને બાહેરના દેખાવમાં એટલાતો એક ગણાતાછે કે, ત્યાંના અસલી રાજાઓને એવો હુકમ કાહાડવાની ફરજ પડી હતી કે, જે હિંદુ હોય, તેણે પોતાને કપાળે ચાંદલો રાખવો. એ ઉપરથી વાંચનારાઓ અનુમાન પણ કરી શકે કે, એઓના વડવાઓ અસલ હિંદુઓ હશે. એટલી ઓળખ આપીને અમો અસલ વિશય ઉપર આવીએ છઈએ. જેમાં એ લોકના વીવેકના અને બીજી પ્રકૃતીનો પ્રકાર આપણને માલમ આપેછે.

સીંધના અસલી રાજાઓ અમીરને નામે ઓળખાતા હતા. હાલતો સીંધમાં અંગ્રેજ રાજ કરેછે; પણ પુરવે અમીરો કરતા હતા. કેહેછે કે, એક પીતા એક કુટુંબમાં

નથી ત્યારે પોતાનો ચુકાદો જાહેર કરવાનો વખત જોઈને આગળથી બનાવી રખાવેલા એક શરખા વજનના બે નાહાના કુલીઆં (વાડકી) મંગાવ્યાં અને તે પૈકી એકએક પોતાના દુધથી ભરવા એવો હુકમ કીધો. હુકમ મુજબ શરખાં દુધથી કુલીઆં ભરાયા બાદ તે બન્ને કુલીઆંઓ ત્રાજુમાં તોળીયાં તો, ઓરતના દુધનું કુલીઊં વજનમાં વધ્યું. આ ઉપરથી અમીરે ચુકાદો આપ્યો કે, છોકરાની માવતરનું દુધ છોકરીની માના દુધ કરતાં વજનમાં જાસ્તી હોયછે. એ ઉપરથી છોકરા તરફથી ચોરેલા બાળકને ખરી માને એટલે કે, પેલી વહુને સ્વાધીન કરાવ્યો.

## ખરો પ્યાર તે શું?

(પાને ૫૫ થી સાંધણ.)

ત્યારબાદ મરતા માણસોની ઊંઘમાં ખલેલ ન પડે એવા વીચારથી, ફ્રાન્સને ઘોડાપર સામાન કસવાને પોતે મદદ કરવા લાગી અને બન્ને જણ ગાડીમાં બેસી, ત્યાંથી થોડે દુર રેલવે સ્ટેશન હતું, ત્યાં વખત સર જઈ પોહોંચ્યાં અને રાતની ટ્રેનમાં સ્વાર થઈ ગયા. મુસાફ્રી કરતાની આ જુવાન ઓરતમાં જે ફુરતાઈ હતી, તે પેલા સંદેસો લાવનાર ફ્રાન્સમાં જોવામાં આવતી નોતી; તે છતાં આ તકે તો તેણે પોતાથી બની શકે તેટલી ઝડપ કીધી અને સ્કેલોસ નામની જગોથી નીકળેલા, બીજે દાહાડે સાંઝના તેઓ ધારેલો મુકામે આવી પોહોંચ્યા. અહીંયાં ફ્લેરે ગાડીવાળાને કહ્યું કે, નજદીકમાં ગોર્ઝે નામનું ગામછે ત્યાં તાબડતોબ લઈ જશો તો, તને ખુશ કરીશું. આ ગામથી પેલી લડાઈની જગો ગ્રેવેનલોટ ઘણી દુર નોતી. ગાડીવાળો ફ્લેરના ફરમાવ્યા મુજબ એકદમ તેઓને તે ગામમાં લઈ ગયો. રસ્તામાં એક ચઢાણ જગો આવી; તેની નીચે તા૦ ૧૬ મી ઓગસ્ટને દીને લડાઈ થઈ હતી, એવું ફ્રાન્સના કેહેવાપરથી માલમ પડ્યું.

આ મુસાફ્રીના સઘળા વખતમાં, ફ્લેર એક અંદેશામાં મશગુલ થઈ ગઈ હતી કે, લડાઈની જગોપર જઈ પોહોંચ્યા પછી પણ, મેક્સને સોધી કાહાડવો એ ઘણું મુશ્કેલ કામછે, કેમકે ફ્રાન્સની સાથે સંદેસો મોકલતી વખતે, કહી જગોએ આવીને પાછા મળવું, તે વાત એનટોન કેટલીએક ગરબડાટમાં, કેહેવું ભુલી ગયો હતો. તેણે એટલુંજ કહ્યું હતું કે, ફ્લેરને આ જગોપર તેડી લાવ અને તે પાછો આવશે ત્યાં સુધી મેક્સની બરદાશ કરશે. આ જગો, તા૦ ૧૬મીએ લડાઈ થઈ તેની એક બાજુપર હતી. એ ભયંકર લડાઈના સમાચાર સાંભળી, ફ્લેરે ઘણી દેહેશત ખાધી અને તેના હોશ બાખતે થઈ ગયા. ફ્રાન્સે તેને કહ્યું કે, જે જગો પર લડાઈ ચાલતી હતી, તે ઠેકાણું બયાન કરવાને એક ઝાહાડ સરીખું પણ નોતું. ત્યાં દારૂ ગોળાનો ભારે મારો ચાલતો હતો અને ધુંમાડાના ગોટાઓથી ત્યાં એટલો અંધકાર થઈ રહ્યો હતો કે, એક બીજાને બરોબર ઓળખી શકવું પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. આવી મુસીબતમાં ભારે શ્રમ વેઠી, એનટોન પોતાના ખરા દોસ્ત મેક્સની બરદાસ્ત લેતો હતો અને ત્યાંથી એકાએક નીકળીને, મેક્સના જખમાયાની દુખદાયક ખબર તને આપવાનું મને ફરમાવી, લાચાર ત્યાંથી ચાલતો થયો.

આ લડાઈની જગો આગળ એક ઊંચાણ જગો હતી, ત્યાં ફ્રાન્સ ફ્લેરને લઈ ગયો. એ ટેકરી પેલા ગોર્ઝે નામના ગામથી ઘણીજ નજદીક હતી. તેની પેલીતરફ એક બાજુ પર કેટલાએક બળી ગયલાં ઝાહાડો દીસતાં

હતાં. તે ઠેકાણે લડનાઈઆઓને થોડી આરામીઓસ લેવાની જગો હતી. ફ્રાન્સીસે ફલેરને કહ્યું; જો તું મીરજ પકડીને દોડીનાર અહીંયાં ઉભી રહેલી, હું ઉતાવળો જઈ, એનટોનને સોધી કાહાડું અને મરકીની શી હાલતછે તેની પણ ખબર મેળવી લાવું. આ સાંભળી, ફલેરના જડબાં બંધ થઈ ગયાં અને તેનાથી હા કે ના કઈ કહી શકાયું નહીં. થોડીવાર પછે, માન ઠીક સુધ્ધાણી ફલેરે ફ્રાન્સીસને જવાબ દીધો કે, તે જગોનો બીહામણો દેખાવ જોઈને, તેનું દીલ એટલુંતો હેરાન થઈ ગયુંછે અને તેના શરીરની દરેક રગોમાં દહેશત એટલે લગી વ્યાપી ગઈ છે કે, હવે શું કરવું તેનું તેને જરાપણ ભાન નથી. તેના મન ઉપર આ વખતે જે અસર થઈ તે તેનીથી કદી તેની જીંદગીના છેલ્લા દીવસ લગી પણ વીસરનાર નથી. આખરે ફ્રાન્સીસને તો રવાને કીધો; પણ ફલેર એકલી ગયા પછી, આ ડરને માર્યે તેને એક જાતની ધ્રુજારી છુટી અને પારો એક નાનું આહાડ હતું તેને વળગી પડી અને એક બેહોશ થઇ ગઈ. આવી રીતીમાં ઘણો વખત કાહાડ્યા બાદ, તે પાછી હોશમાં આવવા લાગી અને ત્યાંથી બે ડગલાં ભરાય એટલી શકતી આવી એટલે, લાગલી બેઠી થઈને વીચાર કરવા લાગી કે, ઓરત જાતની સ્વભાવીક નાતવાની બતાવવાનો સમય આ નથી. આ વખત તો હિંમત પકડી, ખરૂં કામ કરવાનો છે.

તા૦ ૨૬મી ને દીવસે જે જગો પર લડાઈ થઈ હતી, તેની જમણી બાજુપર એક ટેકરા ઉપર ફલેર ઉભી હતી. ત્યાંથી આસપાસ જુએછે તો, જેટલે દુર નજર પડે ત્યાં લગી, કંઈજ નહીં પણ મુડદાંના ઢગલે ઢગલા જોવામાં આવ્યા. તા૦ ૧૮મીને દીને રેઝનવીલ નામની જગો આગળ લડાઈ થયાના સમાચાર વીલાયતમાં ફરી વળ્યા હતા અને તે લડાઈમાં લશકરની જેટલી કતલ થઈ હતી તેના કરતાં વીઓનવીલની લડાઈમાં ફ્રેંચ અને પ્રુશીઅન બંધે બહુજ માર્યા ગયા હતા. આ બધું ફલેરે પોતાની નજરે જોયું.

સવારના પોહોરમાં ઝુંપળકામાં ઉઠીને જુએછે તો, ઉપર આકાશ અને નીચે પૃથ્વિ શીવાય બીજું કંઈજ તેની નજરે પડ્યું નહીં. આકાશ બધું તેને ગંભીર દેખાવા લાગ્યું અને ઝળકતા તારાઓ પોતાનું તેજ ખોઈ બેઠા હોય તેમ કરમાઈ ગયલા ઝાંખા દીસવા લાગ્યા. આથુણી તરફ જુએછે તો, આફતાબ પોતાના ખુશનુમા ગુલાબી કીરણો, પાહાડોની પાછળ ફેલાવતો દેખાયો. ટુંકામાં તે વખતનો દેખાવ એવો તો સુંદર અને રમણીય હતો કે, તેની ખુબી જેટલી કરીએ તેટલી થોડી. આવાં નીરમળ અને શોભાયમાન આકાશની નીચે, લાખ્ખો આદમીના મુડદાંઓ લોહીની નદીમાં તરતાં હતાં. જાનવરોના મુડદાં પણ આ જગોએ કંઈ થોડાં પડેલાં નોતાં.

જેમ જેમ દાહાડો ચડતો ગયો અને આ કતલની જગોનો ભારી દેખાવ ખુલ્લો પડતો ગયો તેમ તેમ, પેલાં ઘણુંજ કીંમતી અને ફુલ જેવાં માણસોની લાશ, ફલેરના મન ઉપર ભારે અસર કરવા લાગી. ઈશ્વરની અપરંપાર શકતી અને મોહોટાઈનો વીચાર તેના મનમાં આવવા લાગ્યો અને એ વીચારોમાં તે એટલે બધે દરજ્જે ગુંથાઈ ગઈ હતી કે, તે પોતાના વાહાલા ભરથારના દીલાસાને સારૂ ત્યાં આવી હતી, તે વાત પણ તેના મગજમાંથી જાણે ખસી ગઈ હોય એમ દેખાયું.

આ મુજબ ફલેર વીચારમાં ગરક થઈ ગએલી ત્યાં ઉભી હતી એટલામાં, તેણે

એકાએક નજદીકમાં એનટોનનો સાદ સાંભળ્યો; અને તે કાને પડતાં વારજ આ બધા ખ્યાલો ઉડી ગયા અને તેના ધણી વીરોની દેહોન અને ફીકરે તેના અંતઃકરણમાં આવીને વાસો કીધો. તેનો ચહેરો ઉજળો ફીક થઈ ગયો અને તેની જબાન બંધાઈ ગઈ હોય તેમ દેખાઈ. આની બેહોશીમાં પણ તેણે જેના ઉપર તેના આવાર પછીના સુખદુઃખનો આધાર રહેછે, તેને વિશે કેટલાએક સવાલ એનટોનને પુછવાની કોશીસ કીધી. એનટોન બોલ્યો કે, એ માયાળુ અને ખરા-દીલની ઓરત, હુમર શુકરાના તે દાદગારના કે, તું આ જગોપર આવી પોહોંચી છે. એ મેડમ, તને અહીંયા બોલાવવાને તેં જે કોશીસ કીધી, તે બેશક ઘણીજ વખાણવા યોગ્ય છે. તારો ધણી અને ઈશ્વરના હાર શુકરનો ઘણી, ફકત તને મળવા સારૂજ આટકી રહેલો છે. આ આફસોસકારક ફિક્ર સાંભળતાંજ અલેરનો દેખાવ બદલાઈ ગયો અને તે ઘણોજ દયામણો દીસવા લાગ્યો. તેના અંગ ધ્રુજવા લાગ્યાં અને તેના મોહોમાં શું શબ્દો હતા, જે તે બોલી શકતી નહીં હતી તે, એનટોન તરત સમજી ગયો. એનટોન બોલ્યો કે, એ નીમકહલાલ બાઈ, તારો વાહાલો ખાવીંદ હજુ હયાત છે; પણ તે પોતાનો કીમતી જાન ખોળીગ્યામાં ક્યાં લગી રોખાવશે, તે ખોદા શીવાય બીજું કોઈ જાણતું નથી. આટલું બોલતાં બોલતાં, એનટોનનું મન ભરાઈ આવ્યું અને તેનીથી આગળ ચલાયું નહીં. અલેરે હળવે રહીને એનટોનના કાનમાં કહ્યું કે, તું મને એકદમ માહારા વાહાલા ધણીની પાસે લઈ જા. એનટોને તે મુજબ તુરત કીધું અને તેઓ એ. [illegible] આવ્યાં. રસ્તામાં એનટોને જે બનાવ બન્યો હતો તે કહેરને ભાંગાતુટા શબ્દોમાં કહી સંભળાવ્યો. એનટોને કહ્યું કે, એ પરીશેહરની બાજુ, મંગળવારને દીવસે, મારો પ્યારો શેઠ જેને બાઈ કે બાપ કહું તે એકજ છે, એવો જે મેકસ, તારો દીલદાર દીલોજાન દોસ્ત, ખભા ઉપર જખમ ખાધો; પણ તે જખમની જરાપણ દરકાર ન કરતાં, એ બાહાદુર જુવાન મરદ પોતાની જગોપર ગોયો એક પાહાડની ભીંસાડે ઉભો રહીને, પોતાના હાથ તળેના માણસોને હીંમત આપતો હતો એટલામાં, નજદીકમાંથી ગોળીઓનો મારો આવી લાગ્યો અને તેને એક કારી ઘા લાગવાથી, તે તકદીને ઘોડા પરથી નીચે પડ્યો. આ જગો આગળથી બીજે ઠેકાણે તેને લઈ જતાં, તેના આદમીઓને ઘણીજ મુશકેલી પડી. આ બનાવની ખબર જેવી મને પડી તેવો, લાગલો હું ત્યાં દોડી ગયો અને મારીથી બનતી મદદ કીધી. લડાઈના અગાઉના મેદાનની અંદર મેકસની નજદીક રેહવાને, મેં કંઈ થોડી કોશીસ કીધી નહીં હતી. જે સોલજરો મદદ કરવા આવ્યા, તેઓ તો આફતા થયા; કેમકે તેઓને તો હજુ બાજુ કામ કરવાનું હતું. એનટોને પોતાના જખમાયલા શેઠને એક ગોરાપર લઈ જવાનો વીચાર કીધો અને તે કામમાં મદદને વાસ્તે આસપાસના ગામડાંઓમાંથી કેટલાએક ખેડુતોને સોધવા નીકળ્યો, તે વખતે તેને યાદ આવ્યું કે, પેલો ફ્રાન્સ કેથ્રો આટલામાંજ ઉભો છે. જેવો તેણે ફ્રાન્સને દીઠો કે, તેને કહ્યું કે, તું એકદમ જઈને ફ્રેસેરને ખબર કેર કે, પ્યારો મેકસ જોખમાયોછે. વળી તેને કેહજે કે, આ ખબર આપવાનું મેં જે ઉતાવળમાં વચન આપ્યું હતું તે, આ [illegible] જણાવવામાં એનટોન છ આદમીને લઈને

આવી પોંહોંચ્યો; તે વખતે તથી બીયાન થઈ શકે એવી વેદનામાં મેકસ તરફડીયાં મારતો હતો. ઝાડની ઝાડી ડાળીઓની ડોળી જેવી કરી, તેમાં મેકસને નાખી, લડાઈના મેદાન આગળથી ફિલેઓક દુર લઈ ગયા. એનટોનની મરજી તો પાસેના ગોર્ઝ નામના ગામમાં તેને લઈ જવાની હતી; પણ જરા સેહેજ હીલચાલથી મેકસને એટલું તો ભારે દરદ થતું હતું કે, તેણે એનટોનની પાસે માગી લીધું કે, ભાઈ તું મને રસ્તાની એક બાજુપર ગમે ત્યાં નાખ. વળી પેલા ગોરૂંઓ મદદને સારૂ આવ્યા હતા, તેઓએ પણ મેકસનું કહેલું કબુલ રાખવાની ભલામણ કીધી; કેમકે જખમાએલાઓની એટલી મોહોટી સંખ્યા ત્યાં લઈ જવામાં આવી હતી કે, કદાચ મેકસને સારૂ જોઈએ તેવી આશા-એશની જગો નહીં પણ મળે. આ ઉપરથી એનટોને પોતાના શેઠને લડાઈની અને ગામની હદ વચ્ચે મુકામ કરાવ્યો અને પોતાથી બનીશકે તેટલી તેની શતહીન ચાકરી કીધી. ડોકટરની મદદ ઉતાવળે મેળવવાને જે કોશીશ કીધી તે સારી ભાગોગે પાર પડી. મેકસના જખમો જોઈ, ડોકટરે અભીપ્રાય આપ્યો કે, તે તદન સારા થઈ શકે એવા નથી અને તેને સારૂ હવે કંઈ પણ ઈલાજ રહ્યો નથી. ડાક-ટર તાજુબ થયો કે, આવો કારી ઘા લાગ્યા છતાં, હજુ તેનો જાન નીકળી ગયો નથી. લગરી વીસામો લઈ, એનટોન પાછો ધોમા આવીને બોલ્યો કે, માયાળુ બાઈ, હું તો ધારૂં છું કે, તેને મળવાની આશામાં તેનો જાન હજુ લગી ખોળીઆમાં રહેલો છે. કેમકે ઘણી વખતે જાણે તેનામાં કંઈજ નથી એમ તે દેખાતો હતો; પણ તારૂં નામ લઈ પાછો જરા જાગરૂત થતો. બાઈ, હું શું કહું તે બીચારાના દુખની વાત, તે નહીં બની શકાય તેવું છે અને હું તેના-મુખને સારૂજ ચાહું છું કે તે —આટલું બોલી તેનીથી આગળ ચલાયું નહીં અને તેનું દીલ છેક ભરાઈ આવ્યું અને તે ચોધાર આંસુએ રડવા લાગ્યો. ફલેર માથાથી તે પગ સુધી બળતી ઝળતી ધ્રુજવા લાગી અને બે હાથની મજબુત મુઠીઓ વાળી, પોતાના નસીબ ઉપર સંતાપ કરવા લાગી. બાદ થોડી વાર રહીને બોલી કે, એનટોન બાલ ઉતાવળ કર.

ફલેરને આવી ગભરાએલી જોઈને, એનટોને તેને જરા હિંમત આપીને કહ્યું કે, હવે આપણે તે જગો પર આવી પોંહોંચ્યા છીએ. જરા એક આગળ ચાલી તે અટક્યો અને જે જગો પર મેકસ હતો, તેનો દરવાજો ખુલ્લો હતો ત્યાં જઈ ઉભો. પહેલાં ફલેરને ત્યાં આવવાનું કહ્યું. ફલેર ત્યાં દાખલ થતાંને વારજ પોતાના ધણીને પગે પડી અને તેનો એક હાથ આટલા બધા ઘામાંથી બચ્યો હતો, તેને એક હીવાના આદમીની મીસાલે ચુંબન કીધો. (અપુરૂં.)

―――

## લાયક ઓરત કોને કહેવી!

લાયક ઓરત તેને કહેવી કે, જે ઉમ્મરે અને અકલે પુખ્ત હોય અને જેનામાં કેળ-વણીનો પુરતો પ્રકાશ હોય. તેને પોતનું ઘર સાફ રાખતાં, ઘરનો બંદોબસ્ત સાચવતાં, ચાકર નકુરો સાથે સભ્યતાઈથી ચાલતાં, તથા દરેક માણસ સાથે વાતચીત કરવામાં મીઠી જબાન વાપરતાં આવડવું જોઈએ.

તેણે નીરંતર સાચું બોલવું જોઈએ અને પોતાથી ભુલ થાયતો તે તાકીદથી કબુલ કરવી જોઈએ. તેણે એક પછી બીજું જુઠુ બોલી, પોતાની વાત જુઠાણાથી સાબીત કરવા-ને કોશીસ ન કરવી જોઈએ.

પોતાનો ધણી એટલે શું અને તેની તરફ પોતાના શું ધર્મોછે તે તેણે બરોબર સમજવા જોઇએ. તેની સેવા ચાકરી શી રીતે બજાવવી, તે વાત જાણવાની તેની મોહોટી ફરજ છે; અને જ્યાંસુધી એ ફરજ તે સમજી નથી ત્યાંસુધી તે પરણવા લાયકની અથવા સ્વતંત્ર રેહેવા જોગ ગણાય નહીં.

તેને સીવતાં, ભરતાં, ગાતાં વીગેરે દરેક જરૂરના કામો આવડવાં જોઇએ અને તેનામાં જાતે ખુશ થવાની અને સામાને ખુશ કરવાની આવડત હોવી જોઇએ.

બચ્ચાં થયા પછી તેની ગાવજત શી તરેહ રાખવી, કહી ઉમ્મરે, કહી જાતનો ખોરાક બચ્ચાંને આપવો વીગેરે બાબતોથી તે પુરતી વાકેફગાર હોવી જોઇએ. બચ્ચાંને સુવા બેસવાની જગો દુરગંધ વગરની છે, એ વાત તેણે સારી પઠે સમજવી જોઇએ એટલુંજ નહીં; પણ દુરગંધથી શું માઠાં પરીણામ નીપજેછે, તેનો પણ તેને ખ્યાલ હોવો જોઇએ. બચ્ચાંને સાફસુફ રાખવાનું તેને ભાન હોવું જોઇએ અને રૂતરૂતના કપડાં પેહેરાવી, બચ્ચાંનાં અંગની ગરમી રાખવાની વાત પણ જરૂર તેણે સમજવી જોઇએ.

તાજી હવાનો ઉપયોગ લેતામાં, જે અગણીત ફાયદાછે તે તેણે સારી રીતે સમજવા જોઇએ; અને પોતે તથા પોતાનાં બચ્ચાંને, તેનો પુરતો લાભ આપવો જોઇએ. આટલું સાધારણ જ્ઞાન, જો તેનામાં હોએ તો તે ઘર ઘાંને પણી તંદુરસ્ત હાલતમાં ઉછેરી શકેછે; પણ જેઓ એ જ્ઞાન નથી ધરાવતી, તેઓથી હજારો નાહાનાં બાળકોનો ઘાત થાયછે.

તેને સારી રીતે રાંધતાં આવડવું જોઇએ તથા ખોરાકની કહી ચીજો પૌષ્ટિક કરતા છે અને કહી નથી, તે સમજવું જોઇએ. તંદુરસ્ત તેમજ આજારી હાલતમાં, પોતાના ભરથારની ઇચ્છા, બચ્ચાંની ખાવા પીવા વીગેરેની બાબતોમાં અથવા દવા દારૂ આપવામાં તેણે વાકેફગારી ધરાવવી જોઇએ.

તેણે પોતાના આત્માના કલ્યાણને સારૂ ઇશ્વરની ભક્તી કરવી જોઇએ અને તેની અપરંપાર શક્તીનો તેના મનમાં ખ્યાલ આવવો જોઇએ.

આ શીવાએ બીજા ઘણા ગુણો સારી ઓરતમાં હોવા જોઇએ; પણ તે સઘળા વિસ્તારીને લખવા સારૂ જગો નથી તેથી, આઇંદે લખવામાં આવશે. પણ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, બધા ગુણોનો મુખ્ય આધાર મનની કેળવણી તથા પુખ્ત ઉમ્મરે લગન કરવા ઉપર રેહેછે. સ્ત્રી જાતને કેળવણી આપવાની કેટલી જરૂરછે અને તેથી શું ફાયદા નીપજે છે તે વિશે આ બાબતના સંબંધમાં પ્રથમ ખોલાણમાં આવશે.



## ફીમેલ નારમલ સ્કુલ એલેકઝાંડ્રા સ્કુલ સાથ મળી ગઇ.

બમ્બાઇ આવેલું.

હમારા સાંભળ્યા પ્રમાણે, આ બન્ને સ્કુલો મળી જવાથી એલેકઝાંડ્રા સ્કુલને ફાયદો થયોછે; પણ નારમલ સ્કુલને શું લાભ થયો તે કેહેવાને હમારી પાસે કઇ સાધન નથી. પાછલા મહીનાની તા૦ ૨૨મીના ટાઇમ્સમાં લખ્યું હતું કે, મદ્રાસની નારમલ સ્કુલમાં ફકત ત્રણ છોકરી હોવાથી, ત્યાંની સરકારે તે સ્કુલ કાહાડી નાખવાનો હુકમ કીધોછે. હવે મુંબાઇની નારમલ સ્કુલમાં છ છોકરીછે તે સ્કુલ કેટલા દીવસ ચાલશે તે જાણવાને, લાગતા વળગતાઓને ઘણી ઇંતેજારી રેહેછે.

હમારા સાંભળ્યા પ્રમાણે હિંદુસ્થાનના સેક્રેટરીએ દર ઈલાકાની ફીમેલ-નારમલ સ્કુલના કારભારને સારૂ રૂ ૫૦૦૦૦ની રકમ પાંચ વરસની મુદતે, અજમુદા તરીકે ઠરાવી હતી. તેમાના ચાર વરસ તો થઈ ગયાંછે અને એ લાંબા અરસામાં સરકારને ખરચે, કેટલી છોકરી તૈયાર થઈ અને સ્ત્રી શીક્ષક થઈને, આ દેશની સોસાઈટી ખુટ પુરી પાડી, તે જાણવાને હમો ઘણા આતુર છૈએ.

હાલમાં નારમલ સ્કુલની ૭ છોકરીઓ એલેકઝાંડ્રા સ્કુલમાં તાલીમ લેછે. હમારા સાંભળ્યા પ્રમાણે એક ગુજરાતી મેહેતાજી તેઓને દર ત્રીજે દાહાડે એક એક કલાક ગુજરાતી શીખવેછે. એલેકઝાંડ્રા સ્કુલની લેડી સુપરીનટેંડંત મીસીસ મોનેટ તેઓને અંગ્રેજી શીખવેછે. પણ તેઓ અંગ્રેજી તથા ગુજરાતી કહી ચોપડીઓ શીખવેછે તથા ફીમેલ નારમલ સ્કુલની કેલવણી લેનાર છોકરીઓને કહી બાબતમાં કાબેલ થવું જોઈએ કે, જેથી તેઓ શીક્ષકના કામને લાયક થાય. તે બાબતો હમો જાણવા માગીએ છૈએ અને તેના ખુલાસાની તમારી મારફતે આશા રાખીએ છૈએ—એવી ઉમેદથી કે તે કામ તમે મેહેરબાની કરીને કરશો.

મેદાનમાં બાઈબલ સોસાઈટીના બીજા માળાપર સ્કુલને લાવવાથી કોટની તથા બાહારકોટની છોકરીઓને સવળ પડશે.

* આ બાબતનો ખુલાસો કરવા નીચે તમોએ એલેકઝાંડ્રા સ્કુલના સેક્રેટરીને મળીને વાકેફ થવું. તમારી સ્કુલ બેસાડવાની બાબતમાં ઘણી દુરસ્ત છે.

~

For the information of our readers we publish the following extract from a paper read before the Allahabad Missionary Conference by the Rev. Dhanjhibai Nouroji which, no doubt, reflects great credit upon those gentlemen whom it concerns.

"The first English school for girls, in Western India at least, was established by a Parsi gentleman, Mr. Manockji Cursetji, who is about to retire from Government service after a long and honourable career. The Parsis were the first to introduce *foreign travel*, and the first also to establish mercantile houses in Europe. To them also belongs the honour of placing their family and social relationships on a firm and enlightened basis by a code of laws, part of which they themselves drafted, sanctioned by the Supreme Government some years since. For these important changes in their body, the Parsis are indebted to their leading educated men and their associates, such as Messrs. Dadabhai Nouroji, Nouroji Furdonji, Sorabji Shapurji Bengally, Cursetji Nasserwanji Cama, [K. R. Cama], Dosabhai Framji Karaka, Ardaseer Framji Moos, and others. These noble minded men are entitled to the esteem and gratitude not only of the Parsis, but also of all classes of Western India, *for their labours in the cause of education and progress have embraced them all.*"

~

## પાંડુરંગ હરીનો રમુજી કીસ્સો.

બાબ પહેલો.

મારા નાહનપણના દિવસ મને ઈયાદ છે કે, ઘણાજ દુઃખદાયક હતા. મને સારી પેઠે ઈયાદ છે કે, હું ગાય, ઢોર અને ઘોડાઓના પગની નીચે અથડાઈ જતા એવી રીતે પડેલો હતો તે જોઈ, મને એક બુજર્ગ માણસે બાહાર ઘસડી કાહાડયો. તોપણ ઠેક સાબીત હું થઈ શકયો નહી. એક ઢોરની ખરી મારા કુમળા હાથ પર પડી; જેથી હું મોટી મોટી

ચીસ પાડીને રહયો. પણ આફ્રીન છે પેલા દયાળુ બુઢ્ઢાને કે, જે મને વધારે બોખમથી બચાવી, પોતાના તંબુમાં લઈ ગયો અને મારા જોખમાયલા હાથ પર મલમ. પટા બાંધ્યા. તે બુઢ્ઢાનો ચહેરો અને પોશાક મને સારી પઠે હજીસુધી ઇયાદ રહી ગયલોછે. તે જાતનો મરાઠો હતો અને કામદાર જણાતો હતો; અને કંઈ કામસરજ ઠીકઠીકઠમાં ફરવા નીકળ્યો હતો. તેના માથાપર સફેત પાઘડી હતી. તે ઘણી મોટી અને વજનદાર દેખાતી હતી. શરીર પર ફુઇદાર ડગલો હતો. પગમાં ચેડાંધિવાર બુટ હતાં અને તેની બાજુ પર એક મોટી તલવાર લટકેલી દીસતી હતી.

આ બુઢ્ઢાએ મને પોતાના તંબુમાં લઈજઈ, પોતાના એક ચાકરને સ્વાધીન કીધો. તેણે મને પુછ્યું કે, હું કોણ છઉં? ક્યાંથી આવ્યો? મારા માબાપ કોણ હતાં? આ બધાના જવાબમાં, હું એટલુંજ બોલ્યો કે, મને કંઇ ખબર નથી. ચાકરો માહો માહે મારી વય વિશે તકરારો કરતા હતા. કોઈ કેહેતું હતું કે, હું ચાર વરસનો હતો અને કોઈ કેહેતું હતું કે, હું પાંચ વરસનો હતો. આખરે પાંચ વરસ ખરાં ઠર્યાં. પછી તેઓ મારી જાત વિશે વાત કરવા લાગ્યા. મારા કપાળ પર લાલ નીશાણી જોઈને તેઓએ નીશ્ચે કીધો કે, હું ખરેખરો હિંદુ છઉં. બાએગ સારો કે તેઓએ એ પ્રમાણે કહ્યું. જો ચમાર અથવા શુદ્ર ઠર્યો હોત તો, ઢોરોનાં ટોળાંમાંજ મારો છેડો આવત. ચાકરોએ મને શીકવ્યું કે, જ્યારે હું પેલા બુઢા શેઠજીની રૂબરૂ જાઉં ત્યારે ત્યારે, રામરામ માહારાજ, એ પ્રમાણે બોલવું.

હું આ પ્રમાણે માહારાજને હંમેશ આદરમાન આપતો હતો કે નહીં, તે હું કહી શકતો નથી. તેણે મને કપડાં પેહેરાવવાનો હુકમ કીધો તથા લાલ પાઘડી પેહેરવાને કહ્યું. આવી તરેહના હુકમથી ચાકરો મારા પર માયા બતલાવવા લાગ્યા અને મને બાબા સાહેબ એવે નામે બોલાવા લાગ્યા. આવાં મોહોટાઈ વાળાં નામથી, તથા પ્યાર ભરેલી રીતે બોલાવા ઉપરથી મારામાં મગરૂરીએ પ્રવેશ કીધો. વળી મારા મનમાં આવ્યું કે, જ્યાંસુધી આ મારો અનદાતા મારા પર મેહેરબાનછે ત્યાંસુધી, હું તેના આ માણસોમાં મારી ખુશી પ્રમાણે ચાલી શકીશ. મારા મનમાં એમ આવ્યું કે, કદાચ એજ મારો બાપ હશે. તેણે મારૂં નામ પાંડુરંગ હરી રાખ્યું.

નાહનપણના દાહાડાઓ મેં વાંચવા લખવામાં કાઢ્યા. બાદ મારો ગુરૂ એક માવથ (હાથીનો હાંકનાર) થયો. મારાં સોળ વરસ પુરાં થવા આવ્યાં તે વખતે, મરાઠાઓમાંનો મોટો રાજા હુલકર, લશકર એકઠું કરતો હતો. તેની એક ટુકડીનો હુકમ કરનાર મારો પાલન કરનાર શેઠ હતો. તેનું નામ સાંવંતરાવ ગોપાળરાવ હતું. લડાઈ થવાને ઘણા મહીનાની ઢીલ હતી; તોપણ તઈયારી આગળથી કરી મુકવામાં આવી હતી. મેં પણ મારા અભ્યાસમાં સારી માહીતગારી મેળવી હતી અને તેથી સાંવંતરાવ મારા પર ઘણો ખુશ હતો. મારા શેઠના નરા કારભારીએ, મને બીજા લોકોને પાકીટો કરીને મોકલવાનું કામ સોપ્યું. આ ઉપરથી સાંવંતરાવના નોકરો મારો મ્હોબ્બો સમજવા લાગ્યા. એક છોકરો મારૂં કલમદાન પકડવાને અને બીજો મારા પર છત્તર ધરવાને ઠરાવવામાં આવ્યા. જ્યારે હું તટ્ટુ પર બેસી બાહાર જતો ત્યારે બાર બાર ખીદમતગારો મારી પનાહમાં હાજર રેહેવા લાગ્યા. બીજા લોકો પણ મારી ચાકરી કરવામાં ઘણા આતુર રેહેતા અને ખુશામત કરતા હતા. તેઓમાંથી

એ જણને મારી જુતી પકડવાને કામે લગાડયા. પણ આ સઘળું કરવા પછી, મારા મનમાં વિચાર આવ્યો કે, આ બધા માણસોને હું પગાર શી રીતે આપી શકીશ.

આ બાબત પર મેં પેલા મોટા કારભારીની સલાહ લીધી. તેણે હસીને જવાબ દીધો કે, એ નીમકહરામ ગુલામોને પગાર શાનો જોઈએ. તેણે કહ્યું કે, તેઓને તારી ચાકરી કરવા દે. થોડા વરસ પછી તેને સરકારમાં મોકલી આપજે. ત્યારે પૈસા જોઈએ તેને સારૂ તું સાંવતરાવ માહારાજને એમ કહેજે કે, મારે માણસોને પૈસા આપવાને જોઈએ છઈએ. તે તને પૈસા આપશે તે તું તારા ખપને સારૂ રાખજે. આવા ગુલામોને પૈસા આપવા તે ઊંડા નદીમાં ફેંકી દેવા બરોબર છે.

હું કેટલાંએક વરસ સુધી સાંવતરાવ સાથે રહ્યો અને મરેઠાઓની લડાઈ ધીમે ધીમે શીકવા લાગ્યો. જે કામ હું કરવા લાગ્યો તેમાં ફતેહ મળવા લાગી. પેલા કારભારીએ મને કહ્યું કે, જેમ બને તેમ પૈસા ભેગા કર. બાપુ, આ દુનીયામાં પૈસાને તોલે બીજું કંઈ નથી. તે હશે તો સઘળું મળશે. લડાઈ થનાર છે અને તેમાં આપણને બાએગેજ કંઈ લુટનો ભાગ મળશે. કદાસ લુટવાને બદલે લુટાઈ પણ જઈએ; માટે પૈસા સમાલ. વળી તે ગુસ્સે મરડીને બોલવા લાગ્યો કે, લડાઈમાં આપણાં સઘળાં માણસો ઘણાં બળવાન છે અને તેઓ લડાઈમાં કદી પણ પાછળ હટનાર નથી. આપણે દુનીયા જીતી શકીએ એવા છઈએ. હું ખરૂં કહું છઉં કે, તને તેની જીતાવળે ખબર પડશે.

બીજે દહાડે અમોએ કુચ કીધી અને લડાઈમાં લઈ જવાને સારૂ તઈયાર કીધેલા હાથીઓ જોયા. નગારાં તથા ડુમકાઓના અવાજ સાંભળ્યા. મેદાનમાં પલટનો તથા મોટે ઘરાને ઉભેલા જોયા અને બીજી બધી લડાઈની તઈયારીઓ જોઈ, ત્યારે મારા મનમાં મરાઠાઓની અસ્વારી બાહાદુરીનો વિચાર કરયો તથા મારે લુટફાટ શી તરેહ કરવી તથા પૈસા મળે તો શી તરેહ વાપરવા, તેનો વિચાર કરવા લાગ્યો. અમારા મુકામ કરવાની જગા પર હું આવી પોહોંચ્યો ત્યારે, રીવાજ મુજબ, મેં મારા શેઠને હાજરી આપી. તેણે મને પોતે જમી રહે ત્યાંસુધી તંબુમાં ઉભા રેહેવાનું કહ્યું. મેં એક ગોશામાં બેસી દવાત કલમ મંગાવ્યાં અને મોટો કામદાર છઉં એવું ડોળ ઘાલ્યું. જમતી વખતનો તેની નજર મારા પર પડી નહીં; પણ પછી હુક્કો પીતી વખત મારી તરફ જોઈને બોલ્યો, અલ્યા બાપુ, તને લખતાં આવડે છે કે? મેં જવાબ દીધો હાજી. મારા દસખત જોઈ તે ઘણો ખુશ થયો. પછી તેણે મને કેટલાએક કાગળો, તે બોલતો જાય તેમ લખતા જવાનું કહ્યું અને તંબુની બાહારના માણસોને હુકમ લખી મોકલવાને ફરમાવ્યું પછી તેણે કોઈને ફરીઆદ કરવી હોય તો, તને તેની રૂબરૂમાં મોકલવાનું મને કહ્યું. હું પાસેના એક નાહાના તંબુમાં જઈને બેઠો. તે તંબુમાં થઈને, લોકોને માહારાજની રૂબરૂમાં જવાનો રસ્તો હતો. ફરીઆદ કરનાર લોકો માહારાજની રૂબરૂ જવા સારૂ, મારી ખુશામત કરવા લાગતાં તે વખત, હું ગંભીર થઈ બેદરકાર બેસી રેહેતો અને કેહેતો કે, માહારાજ પોહોઢ્યા છે અને તેના આરામમાં ખલેલ નહીં થઈ શકે. અરજદારો ગરજને લીધે કોઈ પણ રીતે માહારાજને મળવાની ગોઠવણ કરવા સારૂ મને કેહેતા તે વખતે, તેઓ મારા હાથમાં મુઠ્ઠી ભરીને રૂપીઆ મુકતા અને વચન આપતા

મીસ પાડીને રડયો. પણ આફ્રીન છે પેલા દયાળુ બુઢાને કે, જે મને વધારે જોખમથી બચાવી, પોતાના તંબુમાં લઈ ગયો અને મારા જોખમાયલા હાથ પર મલમ પટા બાંધ્યા. તે બુઢાનો ચેહેરો અને પોશાક મને સારી પઠે હજુસુધી ઇયાદ રહી ગયલો છે. તે જાતનો મરાઠો હતો અને કામદાર જણાતો હતો; અને કંઈ કામસરજ ફોજોફટમાં ફરવા નીકળ્યો હતો. તેના માથાપર રાફેત પાઘડી હતી. તે ઘણી મોટી અને વજનદાર દેખાતી હતી. શરીર પર રૂઇદાર ડગલો હતો. પગમાં ગોલાંમેલાં બુટ હતાં અને તેની બાજુ પર એક મોટી તલવાર લટકેલી દીસતી હતી.

આ બુઢાએ મને પોતાના તંબુમાં લઈજઈ, પોતાના એક ચાકરને સ્વાધીન કીધો. તેણે મને પુછ્યું કે, હું કોણ છઉં? ક્યાંથી આવ્યો? મારા માબાપ કોણ હતાં? આ બધાના જવાબમાં, હું એટલુંજ બોલ્યો કે, મને કંઈ ખબર નથી. ચાકરો માંહો માંહે મારી વય વિષે તકરારો કરતા હતા. કોઈ કેહેતું હતું કે, હું ચાર વરસનો હતો અને કોઈ કેહેતું હતું કે, હું પાંચ વરસનો હતો. આખરે પાંચ વરસ પાકાં કરયાં. પછી તેઓ મારી જાત વિષે વાત કરવા લાગ્યા. મારા કપાળ પર લાલ નીશાણી જોઇને તેઓએ નીશ્ચે કીધો કે, હું ખરેખરો હિંદુ છઉં. બાએગ સારાં કે તેઓએ એ પ્રમાણે કહ્યું. જો ચમાર અથવા શુદ્ર કરયો હોત તો, ઢોરોનાં ટોળાંમાંજ મારો છેડો આવત. ચાકરોએ મને શીકવ્યું કે, જ્યારે હું પેલા બુઢા શેઠજીની રૂબરૂ જાઉં ત્યારે મારે, રામરામ માહારાજ, એ પ્રમાણે બોલવું.

હું આ પ્રમાણે માહારાજને હમેશા આદરમાન આપતો હતો કે નહીં, તે હું કહી શકતો નથી. તેણે મને કપડાં પેહેરાવવાનો હુકમ કીધો તથા લાલ પાઘડી પેહેરવાને કહ્યું. આવી તરેહના હુકમથી ચાકરો મારા પર માથા બતલાવવા લાગ્યા અને મને બાબા સાહેબ એવે નામે બોલાવા લાગ્યા. આવાં ગોહોટાઈ વાળાં નામથી, તથા પ્યાર ભરેલી રીતે બોલાવા ઉપરથી મારામાં મગરૂરીએ પ્રવેશ કીધો. વળી મારા મનમાં આવ્યું કે, જ્યાંસુધી મારો અનદાતા મારા પર મેહેરબાન છે ત્યાંસુધી, હું તેના આ માણસોમાં મારી ખુશી પ્રમાણે ચાલી શકીશ. મારા મનમાં એમ આવ્યું કે, કદાચ એજ મારો બાપ હશે. તેણે મારૂં નામ પાંડુરંગ હરી રાખ્યું.

નાહનપણના દાહાડાઓ મે વાંચવા લખવામાં કાઢ્યા. બાદ મારો ગુરૂ એક માવધ (હાથીનો હાંકનાર) થયો. મારાં સોળ વરસ પુરાં થવા આવ્યાં તે વખતે, મરાઠાઓમાંનો મોટો રાજા હુલકર, લશકર એકઠું કરતો હતો. તેની એક ટુકડીનો હુકમ કરનાર મારો પાલન કરનાર શેઠ હતો. તેનું નામ સાંવંતરાવ ગોપાળરાવ હતું. લડાઈ થવાને ઘણા મહીનાની ઢીલ હતી; તોપણ તઈયારી આગળથી કરી મુકવામાં આવી હતી. મે પણ મારા અભ્યાસમાં સારી માહીતગારી મેળવી હતી અને તેથી સાંવંતરાવ મારા પર ઘણો ખુશ હતો. મારા શેઠના વડા કારભારીએ, મને બીજા લોકોને પાકીટો કરીને મોકલવાનું કામ સોંપ્યું. આ ઉપરથી સાંવંતરાવના નોકરો મારો મ્હોભ્ભો સમજવા લાગ્યા. એક છોકરો મારૂં કલમદાન પકડવાને અને બીજો મારા પર છતર ધરવાને ઠરાવવામાં આવ્યા. જ્યારે હું તટ્ટુ પર બેસી બાહાર જતો ત્યારે બાર બાર ખીદમતગારો મારી પનાહમાં હાજર રેહેવા લાગ્યા. બીજા લોકો પણ મારી ચાકરી કરવામાં ઘણા આતુર રેહેતા અને ખુશામત કરતા હતા. તેઓમાંથી

# મીસલાવડો

OR

# THE MISCELLANY.

અંક ૬.  મુંબઈ, માસ નવેમ્બર, સને ૧૮૭૩.  કીં૰ આના ૨.

## ડાકટર આવે ત્યાં સુધી શું કરવું?

(સાંધણ પાને ૬૮ થી.)

### દામ અને દાઝવા વિશે.

આવા બનાવો ગરીબ તેમજ તવંગર કુટુંબોમાં હમેશાં બને છે. બચ્ચાંઓની મોહોટી સંખ્યા આવા બનાવોથી નાશ પામેછે. બચ્ચાંઓને, *ખાસકરીને* ન્હાનાંઓને, દાઝવાનો ડર હોયછે. તેઓના પોશાક જેમ પોહોળા, ઘેરદાર અને ખુલાસે હોયછે તેમ આબાપ બહુ રોકેછે; પણ તેવાં કપડાં પેહેરી આતશબાજી પાસે જવાથી તે સળગી ઉઠવાની દેહશત ધાસ્તી રેહેછે તેનો ખ્યાલ તે લોકોને હોતો નથી. બાજે વખતે દીવાસળીની પેટી ભોંય ઉપર પડી હોય તે ઉપર પગ લાગવાથી તે સળગી ઉઠી, પેહેરેલાં કપડાંને સળગાવી દેછે. કેટલાએક લોકો ગજવામાં દીવાસળીની પેટી રાખેછે તે ઘસાવાથી સળગી ઉઠેછે અને કપડાં બળી જાયછે. કેટલાએક લોકો બચ્ચાંઓને રમવાની જગો પર ગરમ પાણી અથવા બીજો કંઈ ગરમ પ્રવાહી રાખેછે તેથી બચ્ચાંઓને રમતાં રમતાં બાજે વખતે બહુ ભોગવવું પડેછે.

બૈરાંઓના લુગડાં સળગી ઉઠતાં તમારા જોવામાં ઘણી વખતે આવ્યાં હશે. આંગપરના, હાથપરના, ગરદન પરનાં કપડાં એકદમ શોલો લઈ ઉઠેછે. બાલ બળી જાય છે ને આસપાસના ધુમાડાથી તેઓ ઓર ગુંગળાયછે. તેને તે વખતે સમજ પડતી નથી કે, હવે શું કરવું; ને એવા ગભરાટમાં આમથી ત્યાં દોડેછે. દોડવાથી પવનની લપાટ લુગડાં પર સારી રીતે લાગેછે તેથી તે ઓર વધારે સળગેછે. માટે તેને સરસમાં સરસ આગને બુજાવાનો રસ્તો એકજ છે કે, તેણે તેજ વખત જમીનપર લોટવા પડી જવું. પાસે કોઈ બબ્બરદાર માણસ ઉભું હોય તો તેણે તેનો ઝટ હાથ પકડીને અગર નહીં સળગેલા કપડાના ભાગને પકડી તેને જમીનપર લાવી દેવી. અને પાસે કંઈ સતરંજી કે કામળ અથવા પેહેરેલો ડગલો અથવા કંઈ પણ તે વખતે મળી આવે તો ઝટ લઈને તેની ઉપર નાખી દેવું અને તેને તેમાં લપેટી દેવી. આમ કરવાથી તમારા હાથને આગ નહીં લાગે અને પેલીના સળગેલાં લુગડાં દબાઈને બુજાઈ જાય. પછી તુરત ઠંડું પાણી તેના ઉપર રેડવું. બાદ તેને એક ગરમ એટલે હુંફવાળા ઓરડામાં લઈ જઈ, જમીનપર અથવા શેતરંજી કે સાદડી પાથરેલી હોય તે પર અથવા ટેબલ પર સુવાડી દેવી; પણ બીછાવેલી તળાઈ ઉપર સુવાડવી નહીં. પછી તેને જરા સાહા બા આપવી કે તેથી તેનો જીવ

નીરાંત થશે. એટલામાં ડાકટર આવી પોંહો-ચશે ને જે વધારે કરવાનું હશે તે તે કરશે.

શરીર પરનાં કપડાં દુર કરવામાં સાવચેત લેવાની આવા બનાવમાં ઘણી જરૂર છે. જે ઓરડામાં આજારી સુતું હોય તેમાં ફકત ત્રણ માણસે રેહેવું જોઈએ. - એકએકજણ આ-જારીની બાજુપર અને એક જણ લાવા લઈ જવાપર. આવે વખતે બળેલાં કીમતી કપડાંમાંથી કંઈ ભાગ બચ્યો હોય તો તેને સાચવવાની બીલકુલ મતલબ રાખવી નહીં; પણ એકદમ કાતરથી અથવા તેજદાર ચપ્પુથી તેને કાપી કુપીને દુર કરવાં, પણ ખેંચ તાણ જરા કરવી નહીં. લુગડાંનો કંઈ કકડો બળેલા ભાગ ઉપર ચોંટી ગયો હોયતો તેને તેમનો તેમ રેહેવા દેવો, આસ્તે આસ્તે તેની મેળે તે ખરી પડશે. જો તેને કાહાડવામાં જોર કીધું હોય તો બાજવાથી ઉઠેલા ફોલ્લા ફુટી જાય અને તેથી આજારીને ભારે વેદના ખમવી પડે.

**ઊપાય**—પેહેલાં તો બળેલા ભાગને ઓલવી ઠંડો પાડવો. પછી તેના અંગની ગરમી રાખવાની ફીકર રાખવી. વગરે એવી વસ્તુ કંઈ લગાડવી નહીં અને બળેલા ભાગ ઉપર ખુલ્લી હવા આવતાં અટકાવવી.

હવે આ વખતે પેલી દવાની પેટીનો ઉપ-યોગ કરવામાં આવેછે, તેમાં જે પેલા જુના કપડાના કટકા હોયછે તે કાહાડો. પછી પેલાં લીનસીડ ઑઈલ એટલે અળસીના તેલની બાટલીમાંથી તેલ લઈ અથવા મીઠું તેલ લઈ તેની સાથે ચુનાની બાટલીમાંથી સરખા પ્રમા-ણમાં નીતરચું પાણી લઈને, તે બંનેને મેળવીલો; ને તેમાં પેલું કપડું બોળીને દાઝેલા ભાગપર મુકો અને તેના ઉપર બીજો એક કપડાંનો અથવા ફલેનલનો કકડો મુકીને પાટો બાંધી દો. જો આ તેલ ને ચુનાનું પાણી મળી નહીં આવે તો એક બાટલીમાં સરખે ભાગે ગરમ પાણી અને દુધ એકઠાં કરીને તેમાં એક ચમચી ભરીને **કારબોનેટ ઑફ્ સોડા** (સાફ કરેલો સંચોરો) નાખો તે પાણીથી કામ ચલાવો. પણ કદી ઈત્તેફાક એવો બને કે દુધ પણ મળી નહીં આવે તો સાધારણ સાબુ પેલાં પાણી સાથે મેળવીને તેથી કામ લો. પણ કોઈકોઈ વખતે સાબુ પણ મળી નહીં આવે તો એખલું ઊકળેલું પાણી **કારબોનેટ ઑફ્ સોડા** સાથે મેળવી તેથી નીભાવો. આમાંની ગમે તે વસ્તુ લો, પણ કપડું દવામાં સારી પઠેમ ભીનું કરીને બળેલા ભાગ ઉપર મુકવું અને તેના ઉપર બીજું કપડું ઢાંકવું. જો આવે વખતે ઓઈલસિલ્ક અથવા મીણકપડ જેઓ પાણીથી ભીંજાઈ નથી જતાં તે હોય તો, ડોક્ટીઆ પર બીછાનું કરવું હોય તે ઉપર તે પાથરો અને બાજુ ઉપર એક ધાબ-ળીની ઘડી કરીને મુકી છોડો. આટલું કીધા બાદ આજારીના સઘળાં કપડાં કાહાડી નાખી, પેલા બળેલા ભાગ પર ઉપર કહ્યા મુજબ દવા મુકી, તેને આહીસ્તે રહીને બીછાનામાં સુવાડો અને તેને હુંફ આવવાને સારૂ પેલી ધાબળી તૈયાર રાખી હતી તે ઓઢાડો.

ઉપર કહેલું છે કે બળેલો ભાગ ઢાંકીને રાખવો. હવામાં બીલકુલ ખુલ્લો રેહેવા દેવો નહીં. તેને ઢાંકો તે ઉપર બતાવેલી દવામાં એક બીજું કપડું બોળીને તેથી ઢાંકો અને જરા સુકાવા આવે એટલે પેલી દવા વારે વારે મુકી તેને ભીનુંને ભીનું રાખો. જ્યારે મુકેલી પટ્ટી ખરાબ થઈ જાય ત્યારે તેને ઘણી નરમાશથી કાહાડી નવી મુકો.

આજારીને ઘણું દુઃખ થતું હોય અને ઘણી બુમ પાડતો હોય અને તે જુવાન હોય

તો તેને એક ચમચું વાઈન ગ્લાસ પાણી ને તેમાં ૩૦ ટીપાં લોડનમ એટલે અફીમના અરકના નાખી દેવાં. આથી જો તેને આરામ નહીં મળે તો એક કલાક રહીને તેટલીજ દવા ફરી આપવી અને જરૂર પડે તો એક કલાક રહીને ત્રીજી વખતે તેટલીજ આપવી. દશ વરસના છોકરાંને એક ચમચો પાણી અને પાંચ ટીપાં અફીમના અરકના એકજ વખત આપવાં પણ છેક નાહાન બચ્ચાંને આપવું નહીં. આથી વધારે કામ તમારે હાથે કરવું નહીં, તે ડાક્તર આવે તેને સોંપવું. ડાક્તરના આવવાની અગાઉ તમારે જે કરવાનું હતું તે તો તમે કરી ચુકયા.

છોકરાંના જોવામાં અકસ્માત બનાવો ઘણીવાર આવેલાછે તેઓને ખબરછે કે, શરીરનો કોઈપણ મોટો ભાગ જોખમાયલો હોયછે તો તેથી આજારીને ઘણું દુઃખ થતું નથી. અને કદાચ તે માણસ મોતને શરણ થાયછે તો તે જ્ઞાન તંતુઓને ધકો લાગવાથી થાયછે. ઘણી વખતે આજારીના સગાં, આજારીને કંઈ દુઃખ નહીં થતું જોઈને તથા તેને શાંત અને ચેહેનમાં જોઈને તેની જંદગીને કંઈ જોખમ નથી એમ સમજેછે. પણ તેઓ આવી સમજમાં ભારે ઠગાયછે. કેમકે દુઃખ નહીં થવું એજ ભયની નીશાણીછે. જો નાહાનું બચ્ચું અતીશય દાઝેછે અને તે દાઝેલો ભાગ ઘણો મોટો હોયછે તો બચ્ચું ઘણું સુનું સુઈ રેહેછે અને કંઈપણ ફરીઆદ કરતું નથી; પણ ધીમે ધીમે ઝુસકાં ભરયા કરેછે અને વારે વારે ઠંડું પાણી પીવાને માગ્યા કરેછે. આ સઘળી નીશાણીપરથી તમારે ખાતરજમે રાખવી કે, તેની જંદગીનો છેડો નજદીક આવતો જાયછે.

જે થોડો ભાગ દાઝેલો હોયછે તે ઉપર ટરનર સીરેટ એટલે ટરનરે બનાવેલો મલમ, લીનટ એટલે ઘા પર લગાડવાના કપડાના સુંવાળા ભાગ પર પાથરી, તે પેલા જગામ ઉપર મુકવી. જેથી કરી તે બળેલો ભાગ ઘણી મેહેનત વગર સારો થઈ જશે. જો આજારીથી ઘરમાં રહી શકાય એમ હોય અને દાઝેલું થોડું હોય તો આ નીચે લખેલો મલમ બહુ કામ લાગશે.

થોડો ચાક તથા અળશીનું અથવા સાધારણ સાલીટનું તેલ લેવું અને તેઓને મધ જેવું નરમ થાય તેવી રીતે મેળવવું. પછી તેની અંદર થોડો વીનીગર ઈયાને સરકો મેળવવો. આ તૈયાર થએલા મલમને રુંવડે અથવા પીછાંની દાઝેલા ભાગ ઉપર વારેવારે લગાડવો; જેથી કરી આજારીને ઘણીજ ઠંડક વળશે. પણ આજારી ઘરમાં રહી નહીં શકતો હોય તો પેલો ટરનરનો મલમ વાપરવો અથવા દાઝેલી જગો પર આટો ભભરાવો અને તે ઉપર જાડું કપડું મુકીને બાંધી રાખવો. પણ પાણી વાળી દવા વાપરી હોય તો તે વધારે સારી; કેમકે તે દાઝેલી જગો પર ચોંટી જતી નથી. ચોંટી જવાથી બળેલા ભાગ પર આજારીને ઘણુંજ દરદ થાયછે. થોડું બળેલું હોય તે ઉપર ઠંડી પાણી વાળી દવા લગાડયા કરવાં, ગરમ લગાડી હોય તો તેથી આજારીને વધારે આસાએશ મળેછે.

કોઈ માણસ પલાળેલા ચુનામાં પડેલો તેને બાહાર કાહાડી તેના ઉપર વીનીગર અને પાણી મેળવીને મુકવાથી ફાયદો થશે. જો ચુનો આંખમાં જાયતો થોડો વીનીગર ઘણા પાણીમાં ભેળીને તેવડે આંખ ધોવી. પણ જો ગંધકનો તેજાબ અથવા બીજા ખારોક શરીર પર પડવાથી બળ્યું હોય તો તે પર એકલું ચુનાનું પાણી અથવા ચાક અથવા કારબો-

## પાચન ક્રિયા.

(સાંધણ પાને ૮૨ થી.)



[પાને ૨૮ બીજે પાચન યંત્રની બનાવટ વાંચી જુઓ. તેમાં જણાવેલા જુદા જુદા ભાગો આ આકૃતી ઉપરથી સમજવામાં આવશે.

માણસની પેશાણુ નળી—અ. ગલેટ: બ. પેટ: ક. કારડીઅક ઓરીફીસ: ડ. પાયલારસ: ઈ. નાનાં આંતરડાં: ફ. બીલીઅરી ડક્ટ: ગ. પેનક્રીયાટીક ડક્ટ: મોટાં આંતરડાં જેને નામ સીકમ—ઇ. તેનો ઉપર ચડતો ભાગ: ધ. તેનો આડો ભાગ: જ. તેનો ઉતરતો ભાગ: મ. ગુદદ્વાર.]

**થુંક શું કામ કરેછે?**—થુંકના બે કામ છે. પેહેલું તો, તે ચાવવાને મદત કરેછે. આ અસર સુકા ખોરાકના પદાર્થને ચાવતાં જે મુશકેલી પડેછે, તે જોવા ઉપરથી સમજાયછે. સુકમાલું ખાવામાં ઘણી મેહેનત પડેછે; પણ પાછળથી થુંક સાથે મળવાથી તે કામ સેહેલું થાયછે. થુંક ખોરાક સાથે મળ્યાને લીધે તેને ગળી જવામાં મદત મળેછે, નહતો સુકો ખોરાક જેકે થુંકથી ભીનાયો નથી, તેને ગળી જવામાં મોટી મુશકેલી પડેછે.

જાનવરોનામાં પણ થુંક મોઢામાં છુટી ન પડવાથી, તેઓના ખોરાક ગળવામાં મુશકેલી પડેછે. મોહાને મોઢામાં ઘણા આવતી વખતે તેમાં થુંક નીકળીને આવતી નથી તો, તેના વગર તેને પોતાનો ખોરાક ચાવવામાં તથા ગળી જવામાં ઘણી જ્યાદે મેહેનત પડેછે.

બીજું, થુંક પાચનશક્તિને મદત કરવામાં પણ ઘણી કામની છે. થુંક સાથે મળેલા ખોરાકને પેટમાં ગયા પછી, તેમાંથી નીકળતા પાચન-કરતા રસને પીગળાવવામાં ઓછી મેહેનત પડેછે. પેટ માહેલા રસોને પાચનક્રિયા વખતે તે માહેલા ખોરાકના સઘળા ભાગોમાં પ્રવેશ થવું પડેછે. પેટમાં વગર થુંક સાથે મળેલો ખોરાક દાખલ થયાથી તે પર તે માહેલો રસ તેમાં તુર્ત પ્રવેશ થઈ શકતો નથી. હરેક પ્રવાહી જેમકે, નક્કર પદાર્થમાં સુંસાવવું પડેછે તો. તેની અવસ્થા પણ એજ પ્રમાણે થાયછે. જો સુકી વાદળી પાણી પર નાખીએ તો, તે ઘણીએક વખત સુધી પાણીની સપાટી પર રહ્યા કરેછે; પણ જો તેને ભીનવીને પાણીમાં નાખીએ તો, તે તુર્ત તેને ઉતાવળે ચુસી, તળીએ જાયછે.

આ ઉપરથી ખોરાકને ચાવીને તઈયાર કરવાની ક્રિયા કેટલી અગત્યની છે તે સમજાવામાં આવશે. ખોરાકને ઉતાવળે તથા અધુરી રીતે ચાવવો ન જોઈએ તથા બીલકુલ ચાવવો વિસરી ન જવો જોઈએ; કેમકે તેમ કરવાથી ખોરાક પાચન થવામાં ઢીલ તથા હરકત થશે એટલુંજ નહીં; પણ કેટલીક વખતે તો, બીલકુલ પાચન થવામાં અટકાવ થશે. જો પેટમાં લીધેલો ખોરાક અમુક વખતમાં પાચન ન થાયતો, તે માઠી અસરનું કારણ થઈ પડેછે; અને તે પાછો પેટમાંથી નીકળી જાય ત્યાંસુધી તેથી અતીશે બે-ચેની થાયછે.

**ચાવતી વખતે જીભ શું કામ કરેછે?**—ખોરાકને ચાવવામાં જીભ એક અગત્યનું કામ કરેછે. જીભ એ સ્વાદ ઇંદ્રિછે અને તેથી આપણે કેટલીક ખોરાકની વસ્તુઓ વાપરવામાં લેની કે નહીં તેની યોગ્યતાનો વિચાર કરી શકાયછે. જે ખોરાકના પદાર્થો કે, પોષણ કરે એવા હોયછે તથા તેઓને સ્વાદ લાગે એવી રીતે પકાવી તઈયાર કીધેલા હોયછે, તેઓને પેટ પોતામાં વગર વિલંબે દાખલ કરેછે; પણ જો ખોરાકની વસ્તુઓ સડી ગયલી હોયછે અથવા સારી હોતી નથી અથવા બરોબર પકાવી તઈયાર કીધેલી હોતી નથી તો, એવી વસ્તુઓના બાદ સ્વાદ ઉપર જીભ, તેઓ પેટમાં લેવા લાયકની નથી એમ સમજાવી શકે છે; અને પેટ એવી વસ્તુઓ કબુલ ન કરવા છતાં, તેઓ કદાચ જોગજોગે પેટમાં ઉતરે તો, તેઓને તે પાછું કાઢી નાખેછે.

વળી જીભમાં ઘણી તીક્ષ્ણ લાગણી શક્તિનો ગુણ રહેલોછે અને તેથી, જીભે અંતરમાં લીધેલા ખોરાકના ગુણોની તે પરીક્ષા કરી શકેછે, તથા જોઈએ તેટલો ચવાઈને ખોરાક તઈયાર થયલોછે કે નહીં તથા તેમાં વગર ચાવેલો કાચો રહી ગયલોછે કે નહીં, તે વાતનો

જીભ નિરન્તર કરી આપેછે. વળી જીભમાં તરેહવાર રીતે વળી જવાનો ગુણછે, તેથી કરીને તે મોઢાંમાંના ખોરાકને એક બાજુ પરથી બીજી બાજુ ઉપર લઈ જાયછે અને તેમ કરવાથી સઘળો ખોરાક આખરે દાંતની નીચે આણુાયછે.

**થુંકની તથા ચાવવાની એકઠી અસર**—મોઢાંમાં લીધેલો ખોરાક થુંકની સાથે મળીને તૈયાર થશામાં કંઈ ખીજો ફેરફાર થયલો નજરે દેખાતો નથી; પણ દાંતથી ચાવેલો ખોરાક એકમેક થઈ જાયછે અને તે, જડબાના, ગાલના તથા જીભના હાલવા ચાલવાથી થુંકની સાથે મળીને, મુલાયમ થઈ જાયછે અને પેતામાં પાચન રસોને પ્રવેશ થવાને લાયકનો થાયછે.

જીભ, મોઢાંમાં લોપેલા દાંતથી ચવાયલા ખોરાકને મોઢામાં ખુણેખાતરેથી રજેરજ શોધી કાઢીને પોતાના ઉપર એકઠો કરેછે અને પછી પોતાના રેશાઓના જોરથી તેને પાછળ હડસેલેછે અને "ફેરીંગસ"ના મોઢાંની મારફતે "ગલેટ (અ)"ના ઉપલા ભાગમાં લઈ જાયછે.

"ગલેટ"માં ખોરાક ગયા પછી આપણી ઈચ્છાનો તે પર કંઈ પણ હુકમ રહેતો નથી. મોઢાંનું, જડબાનું તથા જીભનું હાલવું ચાલવું એ ઈચ્છાને તાબેછે. આપણી મરજી પ્રમાણે તેઓને ગતીમાં મુકાય અથવા અટકાવી શકાય. તેઓની પાસે તાકોદથી અથવા ધીરેથી કામ કરાવી શકાય; પણ ઉપર બતાવ્યા મુજબ ખોરાક "ગલેટ"માં પોહોચેછે એટલે તે બીજી ઈન્દ્રિઓના હુકમતળે જાયછે અને પછી તે પર ઈચ્છાનું કંઈ પણ ચાલણ રેહેતું નથી.

**ખોરાકનું ગળાણું**—"ગલેટ," એક સાંકડી નળી "ફેરીંગસ"થી તે નીચે પેટ સુધીની છે, એવું તમોને આગળ સમજાવ્યામાં આવ્યુંછે. તે લાંબા અને ગોળ, એવા બે જાતના રેશાની બનેલી છે.

ઉપલા ગોળ રેશાઓ સંકોચ પામીને "ગલેટ"ના ઉપલા ભાગમાં દાખલ થયલા ખોરાકને આગળ ચલાવી આપેછે અને લાંબા રેશાઓ સંકોચ પામીને નળીના નીચલા ભાગને ઉપર ખેંચેછે અને એમ કરવાથી ખોરાકનો નીચે જવાનો માર્ગ ખુલ્લો કરેછે, આ પ્રમાણે રેશાઓના સંકોચ પામવાથી તેઓ મોજાંની માફક કામ કરતા દેખાયછે અને તે પ્રમાણે ઘડીએ ઘડીએ થવાથી ખોરાક એકદમ નહીં, પણ ધીમે ધીમે નીચે જતો જાયછે અને આખરે નળીના નીચલા છેડા "કારડીયા" (ક) આગળ જઈ પોહોચેછે અને ત્યાં તેનાં મોઢાં પર ભાર થવાથી તે ઉઘડેછે તથા ખોરાક પેટમાં દાખલ થાયછે.

**પેટ તથા તેનું આચ્છાદન**—તમોને આગળ સમજાવ્યુંછે કે, પેટ (બ) "એલીમેનટરી કેનાલ"નો એક મ્હોટો ભાગ છે અને તેનો આકાર મશકના જેવો કેટલોક સરખોછે. તેમાં પાચન ક્રિયાનું મુખ્ય કામ ચાલેછે. દાંતથી ચાવેલો તથા થુંક સાથે મળેલો ખોરાક જે પેટમાં જઈ પોહોચેલોછે, તે હમણાં પીગળી જાયછે તથા પ્રવાહી આકારમાં થઈ જાયછે તથા તેના ગુણમાં પણ ફેરફાર થઈ જાયછે.

પેટનું આચ્છાદન નર્મ અને મુલાયમછે અને તેમાં પુશકળ લોહીની નળીઓછે. તે કંઈ સાફ એક સરખું સપાટ દેખાતું નથી; પણ તેમાં કેટલાક ઉપસેલા ટેકરાઓ દેખાયછે અને તે દર એકમાં એક ન્હાની ઝીણી નળી હોયછે તથા તે આસપાસની બીજી નળીઓ સાથે સંબંધ રાખેછે.

આચ્છાદનની નીચે "ગ્લાંડસો" છે. તેઓ લાંબી નળીઓ જેવાછે. આ નળીઓ બારીક છેદ વડે પેટની અંદર ઉઘડેછે.

જઠરસ—જે રસ કે પેટના આચ્છાદનમાંથી નીકળીને તેમાં દાખલ થયલા ખોરાક પર કામ કરેછે તેને જઠરસ કહેછે.

જ્યારે કે ખોરાક પેટમાં દાખલ થાયછે કે, તુર્ત તેના આચ્છાદનમાંથી આ જઠરસ છુટવા માંડેછે. જે પ્રમાણે કે, ખોરાક મોઢામાં લઈએ છઈએ ત્યારે તે માહેલા "ગ્લાંડસો" માંથી થુંક છુટવા માંડેછે, તેજ પ્રમાણે ખોરાક પેટમાં ગયા પછી તેના આચ્છાદનને લાગવાથી, તેમાંથી રસ છુટવા માંડેછે. પેટ જે કામ કરેછે, તે કંઈ આપણે જાણી શકતા નથી. તેનું આચ્છાદન જે ઉસ્કેરણી પામેછે, તે પણ આપણે કંઈ લાગણી શક્તિ વડે જાણી શકતા નથી. પેટ માહેલા "ગ્લાંડસો" પોતાનું કામ સ્વતહા 'પોતાની મેળે કરવા જાયછે તે પર ઈચ્છાનું કંઈ પણ ચલણ નથી.

જ્યારે કે પાચનક્રિયા પુરી થઈ રહેછે એટલે પેટ ખાલી થઈને છાનું બેસેછે; પણ જેવો કે ખોરાક તેના "કાર્ડીઅક" મોઢાંમાંથી દાખલ થાયછે કે, તુર્ત તેના આચ્છાદનમાં લોહી તરાતસી આવેછે તથા તે માહેલી નળીઓ સાફ પાણી જેવો તથા આસોડની ખાસીયતનો રસ છોડવા માંડેછે. જેમકે ચામડીમાંથી પસેવો ટીપાના આકારમાં નીકળેછે, તેમ આ રસ પણ આચ્છાદનમાંથી ટીપાંના આકારમાં નીકળેછે તથા ખોરાકના સંબંધમાં આવીને, તે જેજે વસ્તુનો બનેલોછે, તે તે વસ્તુ પર કામ કરવા મંડી જાયછે.

**પેટમાં ખોરાકનું ફરવું**—જે પ્રમાણે કે "ગલેટ" લાંબા અને ગોળ રેશાઓનું બનેલુંછે, તેજ પ્રમાણે પેટની દેવાર આ બે જાતના રેશાની બનેલીછે. જ્યારે કે પેટમાં ખોરાક જાયછે તથા તેમાં જઠરસ છુટવો શરૂ થાયછે એટલે પેલા રેશાઓ સંકોચ પામેછે અને તેમ થવાથી પેલો ખોરાક એક બાજુ ઉપરથી બીજી બાજુ પર તથા પેટના એક છેડાથી તે બીજા છેડા સુધી ફરવા માંડેછે. મોઢાંની હાલ ચાલથી જેમ ખોરાક દાંત તરફ આવવાને સારૂ લઈ જવાયછે, તેજ પ્રમાણે પેટમાંના ખોરાકનું ફરવું થાયછે તથા સઘળી બાજુએ લઈ જવાયછે. તફાવત માત્ર એટલોજ છે કે, મોઢામાંના ખોરાક પર ઈચ્છાનો દસ્ત છે; પણ પેટતો પોતાનું કામ આપણા વગર જાણે કરતું જાયછે. પેટમાં ખોરાકના ફરવાથી, તેમાં જઠરસ સઘળી જગો પર સારખી રીતે પ્રવેશ થઈ શકેછે.

પેટમાં ખોરાકનું ફરવું જાનવર તથા માણસના જોવામાં આવ્યુંછે તથા તે માહેલો જઠરસ કાઢીને તેની પરીક્ષા કરવામાં આવીછે.

**જઠરસ કહી કહી વસ્તુનો બનેલોછે ?**—જ્યારે કે જઠરસને પેટમાંથી કાઢીને તપાસી જોઈએ છઈએ તો, તે સાફ પારદર્શક અને કેરબાના રંગનો દેખાયછે. તેમાં સેહેજ "આસીડ"નો ગુણ રહેલોછે. જઠરસ આ નીચે લખેલી વસ્તુઓનો બનેલોછે-

જઠરસના ૧૦૦૦ ભાગ લઈએ તો તેમાં

| | |
|---|---|
| પાણી | ૯૭૫.૦૦ |
| "એન્ઝમ્યુમીનાસ મેટર" | ૧૫.૦૦ |
| "લેકટીક એસીડ" | ૪.૭૮ |
| ધાતુના પદાર્થ | ૫.૨૨ |
| | ૧૦૦૦.૦૦ |

## ખરો પ્યાર તે શું?

(પાને ૭૫ થી સાંધણ.)

મેક્સ એક ઘાસના ઢગલા ઉપર સુતો હતો. એનટોનની પાસે આ વખતે મેક્સને સુવાડવાને કંઈ બીજું લુગડું હાજર નહીં હતું તેથી તેણે તેનો લશ્કરી ડગલો તે કામમાં લીધો. અગરજે મેક્સનો ખુબસુરત ચેહરો કરમાઈ નહીં ગયો હતો તોપણ દરદની વેદનાથી તે ઘણોજ બદલાઈ ગયો હતો. તે ફીકો પડી ગયો હતો અને તેની આંખમાં ખાડા પડી ગયા હતા. ટુંકાણમાં આખર નીરાશીના સઘળાં ચીન્હો જાહેર દીસતાં હતાં.

આવી વેદના અને અશક્તીની સાથે પણ જેવી કલેર તેની નજરે પડી કે લાગલો તેનામાં હોશ આવ્યો, અને બોલ્યો કે મારી પ્યારી કલેર, મારા હઈયાંનો હાર—આટલું બોલી તેનીથી આગળ ચલાયું નહીં. કલેરના અંતઃકરણે આ જોઈએ કહ્યું કરવું નહીં અને તેની આંખમાંથી એટલાં તો આંસુ પડયાં કે મેકસનો હાથ જે તેણે પકડી રાખ્યો હતો તે બધો ભીજી ગયો. બાદ તેણે આ ગમીનો બોજો સેહેજવાર ઓછો કરવાને પોતાના ધણીની સાથે પ્યારના બોલ કરવા માંડયાં. આ જોઈ મેકસે બોલવાને ઘણુંજ પ્રયત્ન કીધું અને તેના મોમાંથી શું શબ્દો નીકલેછે તે હરેક સાંભળવાને કલેર ઘણીજ આતુરતાથી તૈયાર થઈ ગઈ. મેકસ બોલ્યો કે એ દીલદાર કલેર, એ ઘણીજ અફસોસીની વાત છે કે, મારી ધણીઆણી તરીકેનો તને એકજ દાહાડો ઓરીઓ પડયો અને પછી—પણ હજુ તારી જીંદગી સલામત છે. તને કોઈ પણ બીજા ઘરમાં જોઈતું સુખ મળી આવશે. આટલું બોલતાં મેકસને કેટલી મેહેનત પડી હશે તેનો ખ્યાલ વાંચનારે પોતેજ કરી લેવો. આનો જવાબ કલેરે એવી નરમાશથી આપ્યો કે, જાણે તેના બોલ કલેરનાં મરતાં અંતઃકરણ ઉપર તાહાડા હીમ જેવા પડયા. તે બોલી, મારા પ્યારા મેકસ, તું એટલું ખાતરીથી માનજે કે, બીજા આદમીની સાથે મારી આખી જીંદગી ગાળવા કરતાં, તારી સાથે એક દાહાડો જે સુખ મળ્યું છે તે મારૂં સદાનું સુખ છે.

આ પ્યાર ભરેલા બોલોએ મેકસના જીવને ઘણી રાહેત બક્ષી અને તેનો ચેહરો જરા હરખુખો દેખાયો. જેમ એક આદમી આતીશી તરસથી મરતો હોય તેવામાં જો એક બરફનો કકડો તેને આવી મળે તો તે કેવો આનંદ પામેછે તે મીસાલે આ વફાદાર અને સમજુ કલેરના બોલોથી તેના પ્યારા મેકસને આખર વખતે જોઈએ તેટલો દીલાસો મળ્યો.

મેકસ બોલ્યો કે એ નેકજાત પ્યારી, તારા જેવી શાહાણી અને ખુબીદાર ઓરતને તારા એક દાહાડાના માશુકની તરફ વફાદારી બતાવા ખાતર તારો આખો જનમારો બધા કરી નાખવાનું તને કોણ કેહેનાર છે! તું હજુ ભર જુવાનીમાં છે. તે આ દુનીઆનું સુખ જોઈતી રીતે ચાખ્યું નથી; માટે એતો સાધારણજ છે કે તારી આવાર પછીની જીંદગીમાં તે સુખ મેળવવાને તારે કોશીશ કરવી જોઈએ. આ બોલો સાંભળતાંજ કલેર પોતાનું ગાળું મેકસ આગળ નમાવીને બોલી કે એ પ્યારા જાન, તારીથી જે સુખ મને મળ્યું છે તેજ મારૂં આ દુનીઆનું સઘળું સુખ છે અને તે મારી જીંદગીના છેડા લગી કાયમ રાખવાને હું જોઈતી કોશીશ કરવાનું રેહેનાર નથી. તું ખચીત માનજે કે તે એક દાહાડાની

મોજમઝા તે મારી આખી સારી જીંદગીની મોજમઝા રેહેશે. જેટલું સુખ મને તારીથી મળ્યું તેજ મારૂ ખરૂ સુખ છે અને હું તેવું સુખ કદીપણ બીજા કોઈ પાસે મેળવવાની ખાએશ રાખનાર નથી. જે દીવસથી મે મારો પ્યાર તને અરપણ કીધો તે દીવસથી હું તારીજ છઉં અને કદી મોત આવીને કેમ નથી સપડાવતું તોપણ તું યાદ રાખ કે જ્યાં લગી આ ખોળીઆમાં હેઉં છે ત્યાં લગી હું મેકસનીજ, વળી ફરી બોલું છઊં, મેકસનીજ, અને બીજા કોઈની થનાર નથી.

મરનારનું નાતવાન અંતકરણ બોલવા લાગું કે ઓ જીગર, મુજતરફના તારા પ્યારમાં નહીં ઘટાડો થાય એતો ઘણી ડાહાપણની વાત છે; પણ તું આ ખીલતી જુવાનીના બાહારમાં તારા દીવશ કેમ કાહાડશે વારૂ? કદી મારાં માબાપ તારી સંભાળ લેશે તો તે કેટલા દાહાડા. આટલું બોલતાં તેને જે દમ પડયો તેથી તે હાંફી ગયો તે ફરીથી બોલી શકાયું નહીં. ફલેર આંખમાં આંસુ સાથે બોલી કે, ઓ વાહાલા ખાવીંદ, કદી મારી રક્ષા કરનાર તારાં સગાંવાહાલાં જેની હું દીકરી થઈને રહીશ, તેઓ ઝાઝા દીવસ આ દુનીઆમાં નહીં કાહાડશે તો તારી સાથે ભોગવેલા એક દાહાડાના સુખની યાદગારીમાં, આ ઝાહાનની અંદર બીજા અગણીત દરદીઓ હશે તેઓનું દુઃખ ઓછાડવાને હું મારીથી બનશે તેટલી કોશીસ કરીશ. તું એટલું ખાતરીથી માન કે જ્યાંસુધી તે પાક પરવર દેગાર મને તારી કોહની પાસે એક વખત હંમેશના આરામને સારૂ મુકે ત્યાં સુધી હું એક તારી સદાની ખરી વીધવા તરીકે બહું પરોપકારી કામ બજાવીશ.

આ રીતે એક વફાદાર ઓરતે પોતાના ધણીના મૃત્યુકાળ વખતે તેનાં હજાર ફીકરથી ભરેલાં અંતકરણને પોતાની કાબીલીઅત અને શીરીન જબાન વડે મીઠા બોલો બોલાવીને સંતોશ પમાડયું. મેકસના મનનું સમાધાન થયું એટલે તેણે પોતાનું માથું બીજી તરફ ફેરવ્યું અને જાસ્તી બોલવાની કોશીસ કીધી નહીં. પણ જ્યાંસુધી તેના ખોળીઆમાં પ્રાણ રહ્યો ત્યાંસુધી તેણે એકી નજરે પોતાની પ્યારી ફલેર તરફ જોયા કીધું. પણ તે ઝાઝીવાર પોહોંચ્યું નહીં. જે ઉમેદને વાસ્તે તેનો જાન આસ્થાભેર કાયમ રહ્યો હતો તે મુરાદ હાંસીલ થઈ એટલે તેની જીંદગીનો ચરાક હોલવાઈ ગયો. આ વફાદાર અને નીમકહલાલ ઓરતથી તેના આત્માને જોઈએ તેટલો આરામ મળવાથી તે વધારે ધમકતું બંધ પડી ગયું અને તેને આખે શરીરે સરદી વ્યાપી ગઈ, જે ઉપરથી બધાને ખાતરી થઈ કે, મેકસ પોતાના સદાના આરામમાં થઈ ચુકો. એટલામાં તેના ચેહેરાપર સહવારની રોશની જેમ ડુંગર પર પડેછે તેમ પડી અને તે વખતે તેનો ચેહેરો દીપવા લાગ્યો. તેણે છેલ્લીવાર બોપમાં ઊચકી આસમાન તરફ નજર કીધી અને પછી સદાને સારૂ તે બંધ થઈ ગયાં.

આ લડાઈની જગો જ્યાં જરૂરીઆત સાહીત્યો ભાઓરોજ મળી આવે ત્યાં મેકસની લાશને દફનાવાનો ઠરાવ કીધો. સમી સાંહાંજને વખતે એલનટોને તેને લશકરી પોશાકમાં વીટાંળી પોતે જે કબર ખોદીને તૈયાર કીધી હતી તેમાં કેટલાએક સોબતીની મદદ લઈને તેને દફનાવ્યો. એ જગો પર ધારા મુજબ ક્રિયા કરવાને એક પાદરી પણ હાજર નહીં હતો કેમકે ત્યાં આગળ હજારો જીંદગી વગરનાં ખોખાંના ઢગલા પડયા હતા. પેલી જુવાન

લીધવા ફકીર પણ કબર આગળ એક બાજુ પર ઉભી હતી. પેલા નીમકહલાલ એમનાએને મોહોટી આનાકાની અને હલગીરી સાથે મેઇસના માથાનું અને ખુબસુરત ચેહેરાને કબરમાં મુકી પોતાની અને ફકીરની ચશમોથી તેને સદાને સારૂ દુર કીધો.

આ થઈ રહ્યા બાદ ફકીર પોતાના હાથ જોડી આસમાન તરફ નજર કરી આવા ગજબના વખતમાં તે દાદગારે તેને હીમત અને ધીરજ બક્ષી તેને સારૂ તેનો પાડ માનવા લાગી. આ વખતે સુરજ તરતજ આસ્ત પામ્યો હતો અને તે વખતના તેના મહીમાં ભરેલાં કીરણો પેલી કબરની આસપાસ પડેલાં દેખાયાં.

આ પુરૂં થઈ રહ્યા બાદ ફકીર પોતાનું બધું ઢીલ આ કબરમાં મરનાર તરફથી વેગળું કરી પાછી ઘર તરફ રવાને થઈ અને તેણે જેજે વચનો મરનારને આપ્યાં હતાં તે સઘળાં અમલમાં લાવવાની તજવીજમાં મશગુલ થઈ ગઈ અને આવી આફતમાં પોતાના મન ઉપર જેજે અસરો થઈ હતી અને જે નસીહતો મળી હતી તે બીજોનો હેવાલ એક સીખામણ અને સલાહ તરીકે બીજાં ભરેલાં લોકોને આપવા લાગી. (સમાપ્ત.)



## હિંદુસ્થાનનો પેહેલો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૭૭ થી.)

વાહાણના ઉતારૂઓમાં જર્મની દેશનો એક રેહેવાશી "ઈમહોફ" નામનો હતો. તે આબરૂદાર કુટુંબનો અને મ્હોટો ખાનદાર હતો; પણ પૈસેટકે લાચાર થઈ ગયો હતો. તે છબિ ચિતરતો હતો અને મદ્રાસમાં દેવમંદિર અને, દેવસ્થાનના નકશા ચિતરી લેવા જતો હતો. સંઘાતે પોતાની ઓરત હતી; આ ઓરતની જન્મભુમી "આરચેન્જલ" હતી; અને શરીરે રૂપાળી, અકલમંદ અને સારા અને મળતાવડા સ્વભાવની હતી. અંદર આનેથી તેનો તેના ખાવિંદપર ચાહ નોહોતો. વાહાણપર હેસ્ટિંગસની વાત ચીતમાં ખુબ મશગુલ રેહેતી અને એમ કરતાં તેની પ્રીતિ પણ તેના પર થવા લાગી. ઈત્તેફાક એવા બન્યો કે, હેસ્ટિંગસ આજારી પડયો. પેલી ઓરત તેની ખુબ બરદાસ્ત લેતી હતી. તે તેને દવા દારૂ વખતસર આપતી હતી, અને વાહાણમાં તેના સુવાના ઓરડામાં (કેબીનમાં) સારી રાત બેસી તેને સાચવતી હતી. વાહાણ મદ્રાસ પોહોંચવાના ઘણા દિવસ આગમચ તેઓની પ્રીતિ એક બીજાપર અતિશે વધી પડી. આ ઓરત તેનો ખાવિંદ અને આશિક બન્ને કંઈ તોડ કાહાડવાને એક જગાએ મળ્યાં; અને ત્યાં એવો બંદોબસ્ત થયો કે, "ઈમહોફ"ની ઓરતે ફ્રેન્કોનિયાની અદાલતમાં છેડા ફાડી આપવાની ઈચ્છાને તલાક લેવાની ફરીયાદ માંડવી; અને તેમાં ધણીએ તેમ કરવામાં મદદ કરવી અને વાંધો લેવો નહીં; અને જ્યાંસુધી ફેસલો થાય ત્યાંસુધી ધણી ધણીઆણીએ સાથે રેહેવું. વળી એવો ઠરાવ થયો કે, આ શુરીળ અને મિલાપી શખ્સ ઉપર હેસ્ટિંગસે કંઈ મેહેરબાની બતાવી તેના ફાયદા ઉપર નજર રાખવી, અને જ્યારે કોઈ તલાકનામું બાહાલ રાખી શકાઈ તોડવાની રજા આપે ત્યારે હેસ્ટિંગસે એ ઓરત સાથે શાદી કરવી અને તેને પેટે "ઈમહોફ"થી થયલાં બચ્ચાં પોતાનાં કરી લેવાં.

હેસ્ટિંગસ મદ્રાસમાં આવીને જુએછે તો કંપનીના સઘળો વેપારનો મામલો મધુરેકે તરફે થઈ ગયલો હતો. પોતાનું મન પણ

વેપારના કામ કરતાં રાજ કારભારમાં દાખલ થવાનું વધારે હતું. પોતાના ઉપરીઓનું ચિતને ડિવિડંડમાં હતું; અને તેઓ તો જે કારભારી લોકો, વેપારમાંથી વધારે ડિવિડંડ મળે એવી તજવીજ કરતા, તેઓપર મેહેરબાની રાખતા હતા; અને એટલા વિચારથી હેસ્ટિંગસે કંપનીના ફાયદા તરફ અતિશે દિલ લગાડ્યું. કંપનીના બીજા નોકરો તો જ્યારથી કલાર્ક ઇઆને નવીસન્દાનું કામ છોડી, મોહોટા હોદાને લડાઇઓ અને સરતો અને સલાહ કરવાના કામમાં પડયા, ત્યારથી કંપનીના વેપારથી થતા ફાયદા વિષે ઝાઝી દરકાર નહીં રાખતા લાગ્યા. હેસ્ટિંગસે તેમ નહીં કીધું; અને થોડા મહિનામાં કંપનીનો કારભાર એટલો બધો સારી રીતે સુધારી દીધો કે, ડીરેક્ટર લોકો તેના ઉપર ઘણા ખુશ થઇ ગયા ને વળી તેઓએ તેને બંગાળાના રાજ્ય કારભારનો મુખ્ય અધિકારી ઠરાવ્યો. ઇ॰ સ॰ ૧૭૭૨માં તેણે મદ્રાસ છોડયું, અને કલકત્તે પોતાની નવી જગાનો ચાર્જ લેવા ગયો. પેલો "ઇમહોફ" તથા તેની ઓરત પણ તેની સાથે કલકત્તે ગયાં, અને જેવી રીતે બે વર્ષ કરતાં વધારે વખત સુધી મદ્રાસમાં રહ્યાં તેવી રીતેજ ત્યાં પણ રેહેવા લાગ્યાં. [અધુરૂં]

—❧—

## વિલાયતમાં તસવીરની કિંમત.

તવારીખ ઉપરથી માલમ પડેછે કે, તસવીર પાડવાનો ઉત્તમ હુન્નર ઘણા લાંબા વખતથી ચાલ્યો આવેછે. ઉત્તર હિંદુસ્થાનમાં દીલ્હી, આગ્રા, જેપોર વગેરે કેટલીએક જગો, ત્યાં જે ખુબીદાર અને તારીફ કરવા લાયક છબીઓ બનેછે તેને સારૂ વખણાએલી છે. તે છબીઓની અંદર એવું ઝીણું કામ હોયછે કે, માથાનો એકેએક વાળ અને શરીરપરનું દરેક રૂવાડું પણ આબેહુબ દેખાયછે. આવું બારીક કામ કરવાને એટલી બધી મેહેનત પડેછે અને વખતનું રોકાણ થાયછે કે, તેના પ્રમાણમાં તસવીરની કિંમત પણ ભારે થાયછે; અને આ કારણસર એ હુન્નરને પૈસાદાર અને શ્રીમંત લોકો તરફથીજ થોડું ઘણું ઉત્તેજન મળતું આવ્યુંછે. મધ્યમ સ્થીતીનાં આદમી તેનો લાભ લઇ શકતા નથી. પણ જ્યારથી અંગ્રેજ લોકોનું અત્રે આવવું થયું અને તેઓનો તસવીર પાડવાનો સેહેલો અને સસ્તો મારગ લોકોની જાણમાં આવતો ગયો તેમ તેમ તેનો લાભ લેવાનું કેટલાએકોને બની આવ્યું. તોપણ હજુ સુધી તેનો ફેલાવો જેટલો થવો જોઇએ તેટલે દરજ્જે થયલો દીસતો નથી.

એ હુન્નરની ખુબીથી આપણે આપણાં વાહાલાં માબાપ અને ભાઇ ભાંડરૂની છબી પડાવી આપણી પાસે રાખી શકીએ છૈએ. જ્યારે તેઓ દુરગામ ગયાં હોયછે અથવા આ દુનીયામાંથી કુચ કરી જાયછે ત્યારે આ તેઓની તસવીર, તેઓના ચેહેરાનો અને સુરતનો આપણા મનમાં ખયાલ આણેછે અને તે જોઇ આપણે પણેજ સંતોષ ઉપજેછે. જે લોકોથી બની શકે તેઓ જો દર વરસે પોતાની છબી પડાવે તો તે ઘણી ડાહાપણની વાત છે. એ ઉપરથી એક વરસના અરસામાં પોતાના શરીરની અંદર કેટલો ફેરફાર થયો તે દેખાઇ આવેછે.

વિલાયત અને બીજા સુધરેલા દેશોમાં એ હુન્નર ઘણોજ ફેલાયોછે અને તે લોકોનો શોક એ વિશેનો એટલો બધો વધ્યોછે કે, મોહોટી મોહોટી રકમો એ કામમાં રોકી તેઓ

તરેહવાર જાતની તસવીરો, પોતરો અને બાંધકામોના દેખાવો વીગેરે કહાવેછે.

ગયા જુન મહીનાની તા૦ ૧૫ મીએ વિલાયતમાં મી૦ જેન હારગ્રીવસ નામના શખસે પાસે જે છબીઓનો સંગ્રહ હતો તે વેચાયો તેના બધું મળી રૂ ૪,૫૩,૦૦૦ ઉપજ્યા. એની અંદર એક છબી રૂ ૨૦,૦૦૦ ની બીજી રૂ ૧૬,૦૦૦ ની અને વળી એક રૂ ૧૪,૦૦૦ ની કીંમતે વેચાઈ હતી.

વળી એજ અરસામાં પેરીસમાં મોનશેર ફ્રાવરની તસવીરો વેચાઈ હતી તેના રૂ ૨,૦૬,૦૦૦ આવ્યા હતા. તેમાં એક તો રૂ ૩૧,૮૦૦ વાસ્તે ગઈ; બીજાના રૂ ૨૪,૦૦૦ આવ્યા; વળી એક રૂ ૧૩,૬૦૦૦ સારૂ વેચાઈ. આ સીવાય આથી ઉતરતી કિંમતની છબીઓનો બહુ મોહોટો જથો તેમાં હતો.



## વિજળી પેદા કરનાર માછલી.

આ જાતની માછલી કોરીનાકો અને બીજી કેટલીએક જગો આગળ પાણીના ઝરા અને ખાબોચીઆંઓમાં મોનશેર હમબોલટના જોવામાં આવી હતી. એના શરીરનો ઘણો મોહોટો ભાગ ખાવા લાયકછે; કેમકે વિજળી પેદાકરનાર અવયવ આસરે એક સતીઆંશ ભાગ રોકેછે, તે ભાગ બીલકુલ ખાવા લાયક નથી અને તે શરઅસર કુદરતે તેને બીજાં અવયવોથી તદન નીરાળો મુકેલોછે.

પાણીમાં વસનાર પ્રાણીઓ જેવાંકે દેડકા, કાચબા વીગેરે આ માછલીઓથી બહુ કાએર થાએછે. મઘર, સીસવાટ વીગેરે મોહોટાં જાનવરો પણ એનાથી દુરના દુર રહેછે. યુરીટક નામની જગો આગળ એક નદીમાં એ માછલીનો એવડો ભારે જથો હતો કે, તેણી તરફથી જતા આવતા લોકોના ઉંટ ઘોડા નદીમાં પાણી પીવા જતા, તે આ માછલીના શીકાર થઈ પડતા હતા. આ કારણસર તે રસ્તો બીજી તરફ લઈ જવાની જરૂર પડી હતી.

એ માછલી આસરે પાંચ ફીટ લાંબી હોયછે અને એનો આકાર પાણીમાં સાપોલીઆમાં થાયછે તેના જેવો હોયછે. એનું વિજળી પેદા કરનાર અવયવ કંઈ હરદમ કામ કરતું નથી; પણ જ્યાંથી કંઈ અવાજ સંભળાયછે કે, કાદવની અંદરથી તેઓ બાહાર નીકળી તેનો ઉપયોગ કરેછે. એ ચમતકાર જોવાને એ માછલીનો મોહોટો જથો એક ખાબોચીઆમાં હતો ત્યાં કેટલાએક ઘોડા તથા ઉંટને લઈ જવામાં આવ્યા હતા. આ જાનવરોના પગનો અવાજ સાંભળતાંવારજ સઘળી માછલીઓ કાદવની અંદરથી નીકળી ઉપર આવી અને પેલાં જાનવરોના પેટની નીચેના ભાગ તળે થોડી થોડી એકઠી થઈ ગઈ. બાદ તેઓના અદ્રશ્ય ચમકારાઓ ચાલવા માંડયા; જેના જોરથી ઘોડાઓ એટલા બધા હેરાન થઈ ગયા કે, તેઓએ કોઈપણ પ્રકારે ત્યાંથી છુટકાત થઈ જવાને ઘણુંજ પ્રયત્ન કીધું. કેટલા એક તો એવા અશક્ત થઈ ગયા હતા કે, ત્યાંથી એક ડગલું પણ આગળ ભરવાને તેઓનામાં તાકાત રહી નોતી.

એ જાતની માછલી પકડવામાં માછીઓને પણ બાજે વખતે ભારે આયેશ લાગેછે. એની સંગાતે જાળમાં જે બીજાં દરીઆઈ જાનવરો આવેછે તે બધાં અધમુવાં થઈ રહેલાં હોયછે.



## ઈસ્ટ ઈંડીઆ આસોસીએશન.

આ સભા વિલાયતમાં આપણા હિંદુસ્તાનના કલ્યાણને અર્થે પ્રોફેસર દાદાભાઈ નવરોજજીની મેહેનતથી સ્થાપવામાં આવીછે. એ સભામાં ઘણા નામીઆ અંગ્રેજો આપણા દેશનું ભલું કરવાનું કામ. માથે લઈ શામલ થયાછે. આવા માલારત કામ ઉઠાવવામાં તથા તેને મજબુત પાયાપર મુકવા સારૂ પૈસાની ઘોણેરી જરૂર રેહેછે. પ્રોફેસર દાદાભાઈએ આપણા દેશી રાજાઓ તથા સરદારો તથા દોલતમંદ સખી ગૃહસ્થો તરફથી મદદ મેળવીછે અને તે કામને સારૂ પ્રોફેસર દાદાભાઈને તથા મદદ આપનાર સાહેબોને મ્હોટી શાબાશી ઘટેછે. રાજાઓ તથા દેશીઓ આવી સભાની જરૂર સમજવા લાગ્યાછે, એ એક હિંદુસ્તાનને ફાયદો થવાની રૂડી નીશાણી છે.

જે મુખ્ય ગૃહસ્થોએ ઈસ્ટ ઈંડીઆ આસોસીએશનની સભાને પૈસાની મદદ આપીછે, તેઓના નામ તથા રકમ નીચે મુજબ:—

| | |
|---|---|
| કછના રાવે જ્યાંસુધી કે, એ સભા કાયમ રહે ત્યાંસુધી ૫૦૦૦ રૂપીઆની સરકારી નોટ અર્પણ કરી તેનું વીઆજ એ સભાના ખરચમાં વાપરવાને આપ્યુંછે ................ | રૂ ૫૦૦૦૦ |
| જુનાગઢના નવાબ સાહેબે વીસ વરસને સારૂ વીસ હજાર રૂપીઆ આપ્યાછે ........ | ૨૦૦૦૦ |
| નવાનગરના જામ સાહેબે વીસ વરસને સારૂ પંદર હજાર રૂપીઆ આપ્યાછે ........ | ૧૫૦૦૦ |
| ભાવનગરના દીવાનજી સાહેબ રાજેશ્રી ગવરીશંકરજી ઉદેશંકરજીએ વીસ વરસને સારૂ દસ હજાર રૂપીઆ આપ્યાછે. | ૧૦૦૦૦ |
| વઢવાણના સરદારે વીસ વરસને સારૂ પાંચ હજાર રૂપીઆ આપ્યાછે ................ | ૫૦૦૦ |
| પાલીતાણાના સરદારે પચીસ વરસને સારૂ ચાર હજાર રૂપીઆ આપ્યાછે ................ | ૪૦૦૦ |
| જસદણના સરદારે વીસ વરસને સારૂ હજાર રૂપીઆ આપ્યાછે. | ૧૦૦૦ |
| | ૧૦૫૦૦૦ |

---

## પાંડુરંગ હરીના રમુજી કીસ્સા

બાબ બીજો.

(પાને ૮૦ થી સાંધણ.)

લશકરની તઈઆરી તો સઘળી થઈ રહી હતી; પણ હજુ લડાઈ કયારે થશે તેની બાતમી કંઈ જણાતી નોતી. નદીની બાજુ પર આવેલી દુર ટેકરી પર એક મોટા વડના ઝાડની નીચે અમારા તંબુઓ મારવામાં આવ્યા હતા. તે જગો ઘણી એકાંત હતી અને હું ત્યાં સાંજને વખતે જ્યારે હવાની લેહેર આવી રહી હોયસ તે વખતે દરરોજ જતો અને મારી હાલત પર વિચાર કરતો અને મનમાં કેહેતો કે, બીજાના ઉપર આધાર રાખતાં મારા દાહાડા કેમ પુરા થશે. અરે હું કમબખત છઊં. કોણ માબાપને પેટે અવતર્યો છઊં, તેની પણ મને ખબર નથી. પણ ભાગ્ય સારાં કે સાવંતરાવ સરખાનો આશરો નહીંતો અરે કુદો તો મારો એવત પર અથવા મારા બીજા જાતભાઈ પર શો હક છે. હાલતો મારો આસરો સાવંતરાવ છે. ભોગે જોગે એની જીંદગી વધી નહીં તો મારૂં શું થશે. વલી કદાચ તેની ઇચ્છા-

તીમો તેની ખફગી મારા પર થઈ તો મારી આસપાસના સઘળા દમદમામનો થોડા વખતમાં છેડો આવશે.

આબરૂ ઇજ્જત અને સીધા ઉપાયથી પોશાકી પોશાકો મેળવવી એવો ગને અશકય લાગેછે. સાચાઈ જેવો એક નફાવાળો બીજો કોઈ પણ ધંધો નથી. સાચ્ચા તથા સીધા થવાના કરતાં ચોરૂં થવું વધારે બેહેતર છે. એમ કરતાં થોડા હજાર રૂપીઆ હાથ લાગ્યા તો પછી ઇનદોરમાં અનાજવાળાની દુકાન માંડીશ અને પછી મારી જીંદગીના દીવશ શાનચાઈ અને વાજબીને રસ્તે કાઢીશ.

આવા વિચારમાં દિલ ખુબ ગીરફતાર હતું. એટલામાં જોઉંછતો દુર એક ઉંચો માણસ મોઢા તથા આંગપર શાલ વીંટાળેલી મારી નજરે પડ્યો. તે છાનોમાનો આણીમેર તેણીમેર કંઈ તલાશમાં હોય એવી રીતનો દેખાયો. તેની નજર કંઈ મારા પર પડી નહીં; કેમકે ફોજના ઘોડાઓના દોડવાથી ધુળનું વાદળ થઈ રહ્યું હતું; પણ મેં તેના મનનો મુદ્દો જાણવાનો ઠરાવ કીધો. હું તુરત ઝાડ પર ચડી પાંતરાંઓનાં ઝાપામાં સંતાઈ ગયો. થોડી વારમાં પેલો માણસ પેલા ઝાડ આગળ આવી પોંહોંચ્યો. ત્યાં એક હરમાનની મુરતી હતી. શાલની ઘડી કરી બાજુ પર મુકી; તે હરમાનની પુંજા કરતા બેઠો અને ગણગણુની રીતે બોલતો હતો કે "અહીંયાં નથી. હજુ હું અહીંયાં વેહેલો આવેલો છઉં. હું રાહ જોઇશ. મારી ખાત્રી થઇછે તે હંમેશ એ જગો પર આવેછે અને ચાટુ કંઈ નવી ધાપ રોજ મારેછે."

આ પ્રમાણે બોલી તે માણસ મુગો ઝાડની નીચે ઉભો રહ્યો. એ પણ મારી સ્વાસ ખુબ રોકી શકયો નહીંતો માલુમ પડી આવત. મારા મનમાં ખાતર જમા થઈ કે, એ માણસ મારી શોધમાં છે. એ કોણ હશે. કદાચ મારો બાપતો નહીં હોય. થોડી વાર વિચાર કરી મેં નીચે ઉતરીને તેને પુછપરછ કરવાનો ઠરાવ કીધો, પણ એટલામાં બાપગ શાવાં કે મારે કાને એક આવી તરેહનો બોલો આવાજ સાંભળાઓ કે, હે દેવ! દુશમન મારી અરજનો સારો નીવેડો નલાવતાં મારા પૈસા ખાઈ ગયો અને મને બેઠુરમત કીધો. મારાં આ ખંજરથી તેનો જાન લઉં ત્યાંસુધી મુજો રહું નહીં. તે દુષ્ટ પાંડુ મુળસારજીની સોબતમાં રેહેછે; પણ તેને તો પુરો કરી કુવામાં પાડવાનો છે. આટલું બોલી તે અટક્યો.

ઉપલા બોલો સાંભળતાંજ મારા જનાબ નરમ થઈ ગયા અને પડતો પડતો અટક્યો અને પાંતરાંની બાજુએથી નીગાહ કરી જોઉં ચતો પેલો અરજદાર હતો, જેણે મને મારા ધણી પાસેથી ઇનશાફ મેળવવાને ખુબ લાંચ રૂશવત આપી હતી. પેટ ભરીને નાણું આપ્યા છતાં મેં તેનું કામ કીધું નહીં. જીવતો એવો ધભરાતો હતો કે, જરા હાલો કે પાંતરાં હાલશેતો તે માણસ પામી જશે; માટે જાણે જીવમાં જીવછે નહીં એમ દમ રોકી મુડદાંનો પેઠમ બેસી રહ્યો. મારે માથેથી પરસેવાના ચોધડા પડતા હતા. ઓણા ઝાડ પરના જીનાવરો કે હુંગેશ મુગાં બેસી રેહેછે તે મારા કાનની આસપાસ ઘુંઘું અવાજ કરવા લાગ્યાં. મેં તુરત એક બીજો આવાજ પેલા હેબતીનો સાંભળ્યો કે, "ઓ શીવ, ઓ બ્રહ્મદેવ, કર્મબખતે મારૂં નાણું લીધું અને મારી આબરૂ પણ લીધી. હવે હું કોઈની મદદ માગતો નથી. હવે તો મેં જમા કરારગીજ તેનો અંતલાવવાનો પાકો ઠરાવ કીધોછે."

આ પ્રમાણે બોલીને હુબ્તી થોડીવાર પછી જરાએક તફાવતે પીપળાના ઝાડ નીચે ગયો. ત્યાં તે કંઇ કામ કરતો હતો પણ તે મારીથી દેખાયું નહીં. પણ મેં જોયું કે તે જમીનમાં ખાડો ખોદી કંઈ ચોરી આણેલું ધન દાટતો હતો. તે ત્યાંજ રહ્યો એવી તલાશમાં કે હું કોઈ રીતે તેને હાથ લાગું. થોડીવારમાં પાછો તે મારા વડના ઝાડતળે આવ્યો અને ઘણુ ગુસ્સાથી ખંજર મીયાનમાંથી ખેંચી બોલ્યો કે હે દુષ્ટ પાંડુ, મને ગાયના સમ છે કે, તારી જીંદગી પુરી કરયા વીના કદી નહીં છોડું. હું તારા લોહીનો તરસ્યો છઉં. હું ઉજ્જન જઇશ; ત્યાંથી દિલ્હી જઇશ; અને ત્યાંથી છેક કેપ કામોરીન યાને કન્યા કુમારીમાં જઇશ; પણ આ દીલને તારા લોહીનો નીકાલ કરયા શીવાય ચેહેન પડનાર નથી."

આ પરમાણે બોલી થોડી મીનીટમાં તે પાછો શાલબાલ લાદી પોતાને રસ્તે ચાલતો થયો. બાદ મારા જીવમાં જીવ આવ્યો, તોપણ દીલમાં અંદેશો ઘણો રહ્યો અને મનમાં એમ લાગ્યું કે, જ્યાંસુધી છાવણીમાં જઈ દોસ્તદારોને ભેગો થાઉં ત્યાંસુધી હું સાબીત બચ્યો એમ મન માનતું નથી. તે કામ પેહેલું કરવું; બાદ એણે મારૂં ખુન કરવાના સપત લીધાછે તો મારે એનો નીકાલ કરવો. એણે મારી જીંદગી લેવાનો ઠરાવ કીધોછે તો મારા દિલને, એને જીવતો જોઇ શી તરેહ આરામ મળી શકે. મારે ગમેતેમ કરીને મારી સોધને સારૂંની એની મેહેનત ઉજ્જન દિલ્હી અને કન્યા કુમારીમાં જવાની બચાવવી.

અવે હુબ્તીનો ગાઠ શારીતે ઉતારવો તેની તજવીજમાં દિલ બીલકુલ પેઠું. હું મારા મનમાં વિચાર કરતો હતો કે, વાઘના પંજા કાઢી લીધા વગર તથા સહીના દાંત દુર કરયા વગર તેની સાથે ફતેહથી બાથ ભરી શકાય નહીં. મારા દુશમનનો ખજાનો તે ઓના તેના પંજાછે; પણ તેઓ મારા હાથમાં આવ્યાછે. હું કેહેવો બેવકુફ છઉં. તેણે તે ખજાનો પીપળા તળે દાટ્યોછે. હું ત્યાં ગયો અને મારી કટારે વતી ખાડો ખોદયો તો તેમાંથી એક પીતળનો લોટો જેનું મોહું ચામડે વતી બાંધેલું હતું તે મને હાથ લાગ્યો. બીજુ કંઈ હાથ લાગ્યું નહીં. મેં ખાડાને બરાબર કરી મારી છાવણી તરફ રસ્તો લીધો. તંબુમાં ગયા બાદ દીવો સળગાવી લોટામાં શું હતું તે જોવા બેઠો. લોટામાંથી તુળસાજીનું ખુન કરી, તેની નવુ કહ્રી રૂપાની નીકળી તે આસરે રૂ૨૦૦ ની હશે, બીજી એક વાંસળી સુનાના મોહરની ભરેલી જે મુસાફરીમાં કમરે બાંધેછે તે નીકળી. વળી થોડા રૂપીઆ અને બઈરીઓના ઘરેણાં. વળી તુળસી પાટીયાં, કરણ ફુલ, બાજુબંદ તથા કેટલીક સોનાની વીંટીઓ તથા થોડાં છુટાં મોતી અને તાંબાના પૈસા નીકળ્યા. આ જોઈ પાંડુએ વિચાર કીધો કે ધાપતો ઠીક હાથ લાગી. હુબ્તીએ મોટું કામ કરીને આ ખજાનો ઠીક એકઠો કીધોછે. તે બધો મળીને આસરે રૂ ૨૦૦૦ નો હશે. જે સાદડી ઉપર પોતે સુતો હતો તેની નીચે ખાડો ખોદીને આ સઘળુ દાટ્યું. હવે પોતાના દુશમન હુબ્તીને સુળીના બોકડાં ઉપર કોણ તજવીજ અને ઉપાએથી લાવી મુકવો તેના વિચારમાં મશગુલ રહ્યો.

---

## પોહોંચ.

**જ્ઞાન વર્ધક**—ચોપાનીયું હુંગો માન સાથે કબુલ રાખીએ છઈએ.

---

# મીસલાવડો

OR

THE MISCELLANY.

અંક ૭. મુંબાઈ, માસ ડીસેમબર, સને ૧૮૭૩. કીં૦ આના ૨.

## પાચન ક્રિયા.

(સાંધણ પાને ૮૮ થી.)

જઠરરસ માહેલા એલબ્યુમીનસ મેટરને "પેપસીન" કરીને કહેછે. ગરમી લગાડવાથી તથા પક્કું "આલકોહોલ" મેળવ્યા થકી પેપસીન ઠરી જાયછે અને પછી તેને સુકવીએ છીએ તો તેના સફેત ઝીણા ભુકા થઈ જાયછે. આ ભુકો પાણીમાં પીગળી જઈ શકેછે. જઠરરસમાં પેપસીન, એ એક મોહોટી અગત્યની વસ્તુછે.

"લેકટીક એસીડ" એક બીજો પદાર્થ છે જે કે દુધમાં રહેલી ખાંડ ખાટી થઈ જવાથી થાયછે. તેનામાં પાચન ક્રિયાને મદદ કરવાનો ગુણછે. પેપસીનને આસીડમાં પીગળાવ્યા વગર તે ખોરાકપર અસર કરી શકતું નથી.

જઠરરસમાં રહેલા ધાતુના પદાર્થો વજનમાં ઘણા જુજ હોયછે. આપણે જે નીમક ખાઈએ છીએ તે તેમાં છે અને તે ઉપરાંત પોટાશ, ચુનો, મેગનેશીયા, અને લોહું એ ધાતુઓ છે.

ખોરાકપર જઠરરસની અસર—ઉપર સમજાવ્યા પ્રમાણે તઈયાર થયલા જઠરરસની ખોરાકપર એક અજાયબ તરેહની અસર થાયછે. જો આપણે એક ગોશનો નાહાનો કટકો, અથવા રોટલી, અથવા ઈંડાની ગરમ કરેલી સફેતી, અથવા પનીરના ઝીણા ઝીણા કટકા કરીને જઠરરસમાં મુકી, જરાએક ગરમી લગાડીએ તો, તે સઘળા એકરસ થઈને, પીગળી જાયછે.

જઠરરસની પેહેલી અસર આ ખોરાકની બાહારની બાજુપર થયલી દેખાયછે. તે ભાગ વધારે પારદર્શક તથા વધારે સુવાળા થઈ જાયછે અને ધીમે ધીમે ઓગળી જાયછે. જો આપણે તેઓને હલાવીએ તો તે પીગળી જવાની ક્રિયા વધારે તાકીદથી ચાલેછે અને જઠરરસ ધીમે ધીમે ખોરાકના દરેક ભાગમાં પોહોંચી વળેછે તથા પ્રવાહી અવસ્થામાં કરી નાખેછે.

આ ભિન્ન ભિન્ન પ્રવાહી પદાર્થોને તપાસી જોવાથી માલમ પડશે કે, ખોરાકની સઘળી વસ્તુઓની રચના ઉપર સરખી અસર થતી નથી. ખોરાક માહેલા એલબ્યુમીનસ મેટરનો ભાગ માત્ર જઠરરસથી પીગળી જાયછે; પણ તેથી સ્ટાર્ચના તથા તેલના ભાગપર તેની અસર થતી નથી. જો સ્ટાર્ચના તથા તેલના ખોરાકને ઉકળીને તેને એલબ્યુમીનસ મેટરથી અપેડીએ તો જઠરરસ માત્ર એલબ્યુમીનસ મે-

ટરને પીગળાવી નાખી, બીજા પદાર્થને છુટા કરી નાખેછે.

આ પ્રમાણે રોટલી, આટા માહેલા નક્કર "ગ્લ્યુટીનસ મેટર" તથા સ્ટાર્ચની મેળવણીથી બનેલીછે. જ્યારે તે માહેલો "ગ્લ્યુટીનસ મેટર" જઠરસની અસરથી પીગળી જાયછે ત્યારે સ્ટાર્ચના ભાગો પણ, આગરજો છુટા પડી જાયછે તોપણ, તે પોતાના ખાસ ગુણ કાયમ રાખેછે.

પનીર, દુધ માહેલાં ઠરી ગયલાં "કેસીન"નું બનેલું છે. તેમાં આપણના ગ્લોબ્યુલસ ઇયાને ગોળ રજકણો હોયછે. જઠરરસ કેસીનને પીગળાવી દેછે; પણ તે માહેલા આપણના ઇયાને તેલ જેવા ભાગપર કંઈ અસર કરતો નથી. પીગળી ગયલા કેસીનના ગથાળા પર તેલનો ભાગ માત્ર તરયા કરેછે.

પેટમાં લીધેલા ખોરાકનો મોટામાં મોટો ભાગ એલબ્યુમીનસ મેટરનો હોયછે; અને જઠરરસ તેના પરજ અસર કરેછે.

પાચન ક્રિયામાં જઠરસ જે એક અગત્યનું કામ કરેછે તે, તેમાં રહેલાં પેપસીનનાં ગુણપર આધાર રાખેછે. આ પેપસીન પદાર્થ ફેરમેંટની માફક કામ કરેછે. તે જ્યારે એલબ્યુમીનસ મેટરની સંગતમાં આવેછે ત્યારે તે તેનો સ્વભાવ બદલી નાખેછે તથા તેને પીગળાવીને પ્રવાહી રૂપમાં બનાવી દેછે. એલબ્યુમન, જઠરસથી પાચન થઈ ગયા બાદ તે કંઈ એલબ્યુમન કેહેવાતું નથી; પણ તે કંઈ બીજાજ રૂપમાં બદલાઈ જાયછે. આ બદલાયલા પદાર્થને "એલબ્યુમીનોસ" કેહેછે અને તે પોતાના ખાસ ગુણોથી ઓળખાઈ આવેછે. ઈંડાંનો સફેદી પોતાની સ્વભાવીક અવસ્થામાં ગરમી લગાડેથી ઠરી જાયછે; અને તે હાલતમાં જાયછે; પણ તે જઠરસથી પેટમાં પ્રવાહી અવસ્થામાં થઈ જઈ, તેનું એલબ્યુમીનોસ રૂપમાં બદલાઇ ગયા બાદ તેને ગરમી લગાડ્યાથી ઠરી જતું નથી; પણ તે પ્રવાહી રૂપમાં કાયમ રેહેછે અને લોહીની નળીમાં ચુસાઈ જવાને તઈયાર રેહેછે.

બીજા ફરમેંટોની પેઠે જઠરસમાં રહેલાં પેપસીનને પોતાની અસર કરવા સારૂ તેમાં કંઈ નીયમીત ગરમીનો ગુણ હોવો જોઈએ; એટલે ઘણી ગરમી અથવા ઘણી ઠંડી એમ હોવું ન જોઈએ. પાણી ઠરી જાયછે તે ડીગરીની ગરમી જઠરસની કરીએ તો તે ખોરાક પર અસર કરી શકતી નથી. તેમજ જો તેની ગરમી પાણી ઉકળેછે તેની ડીગરીની બરબીપર લાવીએ તો તેથી પણ તે ખોરાકપર અસર કરી શકસે નહીં. ત્યારે આ બે ડીગરીઓની વચમાંની ગરમી પેપસીનની હોવી જોઈએ. પેપસીનની ગરમી આશરે સો (૧૦૦) ડીગ્રીની હોયછે તો તે પોતાનું કામ ઘણી ચંચળાઈથી કરી શકેછે. પેટની અંદરની ગરમી પણ તેટલીજ છે.

કેટલીએક બાબતોમાં જઠરસ એક ખાસું તાજુબ ભરેલું કામ કરેછે. દુધને પ્રવાહી રૂપમાં પેટની અંદર લઈએ છીએ તો તે પહેલવેલું ઠરી જાયછે; અને આજ ગુણને લીધે વાછરડાના પેટમાંનો સુકાએલો રસ જેને "રેનેટ" કરીને કેહેછે તેને પનીરના કારખાનામાં દુધને ઠેરવી દેવાના કામમાં લવાય છે. પાચન ક્રિયામાં આ દુધને ઠરી જવાની અસર પેટમાં જતાંવારને તુરત થાયછે. પણ આ ઠરી ગયલા "કેસીન" ઉપર "પેપસીન" કામ કરી રહ્યા પછી, તે પાછું પ્રવાહી રૂપમાં બદલાઈ જાયછે. જે પદાર્થ પાચન ક્રિયાની શરૂઆતે ઠરી ગયો હતો તે પાછળથી જઠરસની મદદથી પીગળી જઈ, પ્રવાહી અવસ્થામાં

થઈ જાયછે. આ ઉપરથી સાબીત થાયછે કે, પાચન ક્રિયાથી ખોરાક માત્ર પીગળી જાય છે એમ નથી, પણ તેઓના આલબ્યુમીનસ પદાર્થોનું તદન બીજા રૂપમાં બદલાઈ જવું થાયછે.

સઘળા પાચન રસોમાંનો જઠરસ વજનમાં રાઉથી વધારે છુટો પડેછે. જ્યાંલગી કે ખોરાક નાહીં પચેલો પેટમાં રેહેછે ત્યાંસુધી તે તેના આચ્છાદનમાંથી નીકળવો જારી રેહેછે. પેહેલવેલો જે રસ છુટો પડેછે તે તે ખોરાકના "આલબ્યુમીનસ મેટર" પર અસર કરેછે. આલબ્યુમનસ મેટર પ્રવાહી અવસ્થામાં બદલાઈ ગયાપછી તે પેટના "પાયલોરસ (ડ.)" ગોળામાં થઈને નાહાનાં આંતરડાંમાં જાયછે; અને વળી બીજો તેની સાથેનો બાકી રહેલો ખોરાક, જેપર જઠરસની અસર થવી બાકીછે, તેપર જઠરસ પોતાની અસર કરી પીગળાવીને નાહાનાં આંતરડામાં ગોટલી આપેછે. આ પ્રમાણે પેટમાં લીધેલો સઘળો ખોરાક આંતરડામાં જાય ત્યાંસુધી, જઠરરાને પોતાનું કામ કરવું પડેછે.

આ પ્રમાણે સઘળું કામ થઈ રેહેછે એટલે રસ નીકળવો બંધ થઈ જાયછે. પેટનું હાલવાલ થવું પણ અટકી જાયછે અને તે આરામ લેછે.

આ પ્રમાણે પેટ કેટલીએક વખત કામ કરીને આરામ પણ લેછે. જ્યારે પાચન ક્રિયા જારી હોયછે ત્યારે તે પોતામાંથી રસ છોડી ચંચળાઈથી કામ કરવા મંડી જાયછે; પણ જ્યારે પાચન ક્રિયા ચાલતી નથી તે દરગીઆનમાં તે છાનું બેસેછે. (અપૂર્ણ.)

―――

## દુધીયા દાંત.

દુધીયા દાંત એટલે જે દાંત થોડી મુદત સુધી રેહેછે તે. માના પેટ માહેલાં બાળકમાં પાંચમે મહીને દાંતનો આકાર દેખાય છે અને આસરે સાતમે મહીને તેમાં પુરણી થવા માંડેછે.

જનમ્યા પછી બચ્ચું જેમજેમ મોટું થતું જાયછે અને તેને ખોરાક લેવાની જરૂર જણાવાનો વખત પાસે આવતો જાયછે તેમતેમ, જે દાંતો જનમ્યાની અગાઉ અને જનમ્યા પછી તૈયાર થતા હતા તે હવે દેખાવ દેવા માંડેછે.

દુધીયા દાંત વીસછે. દશ ઉપલા જડબામાં અને દશ નીચલા જડબામાં. તેઓને નીકળવાના વખતમાં ફેરફાર હોયછે; પણ ઘણા ખરા દાખલાઓમાં જે મુદતે એ દાંતો ફુટેછે તે નીચે મુજબ—આ નીચેની આકૃતિમાં ઉપલાં તથા નીચલાં જડબાંની એક બાજુપરના દાંત દેખાડવામાં આવ્યા છે.



૧. વચલો કાપે એવો દાંત. ૨. બાજુપરનો કાપે એવો દાંત. ૩. આઈટુથ યાને બીલી અથવા શક્ષી. ૪. દાઢનો પેહેલો દાંત. ૫. દાઢનો બીજો દાંત.

દાંતોના છેડા, પાળાઓને ફાડીને નીચે જણાવેલે જુદે જુદે વખતે બાહાર નીકળેછે.

૪—વચલા કાપે એવા દાંત. જનમ્યાપછી ૫ થી તે ૭ મહીના લગીમાં નીકળેછે.

૪—બાજુપડખા કાપે એવા દાંત. જનમ્યાપછી ૭ થી તે ૧૦ મહીના લગીમાં નીકળેછે.

૪—દાઢના દાંત. જનમ્યાપછી ૧૨ થી તે ૧૫ મહીના લગીમાં નીકળેછે.

૪—આઈટીથ એટલે ચીલા. જનમ્યાપછી ૧૪ થી તે ૨૦ મહીના લગીમાં નીકળેછે.

૪—દાઢના બીજા દાંત. જનમ્યાપછી ૧૮ થી તે ૩૬ મહીના લગીમાં નીકળેછે.

ઉપર જણાવ્યા મુજબ દાંત નીકળવાની વખતમાં ફેરફાર હોયછે. કેટલાંએક બચ્ચાંમાં ઘણા વેહેલા નીકળેછે. ઘણું કરીને નીચલા દાંત ઉપલા કરતાં વેહેલા નીકળેછે. કેટલાંએક બચ્ચાંઓ, પાળામાંથી બાહાર નીકળેલા દાંત સમેત જન્મેછે. ફ્રાન્સનો 14 મો લુઈ રાજા જનમ્યો ત્યારે તેના પાળામાંથી દાંત નીકળેલા હતા. કેટલાંએક બાળકો જનમતી વખતે બે દાંત નીકળેલા સમેત જોવામાં આવ્યાં છે. કેટલાંએક બચ્ચાંઓમાં તે ધારેલા વખત કરતાં ઘણા મહીના મોડા આવેછે અને બાજે વખતે તો પાંચ વરસનું બચ્ચું થાય ત્યાંસુધી આવતા નથી. કેટલીએક વખતે તંદુરસ્ત બચ્ચાંઓ ચાલતાં થાયછે ત્યાંસુધી તેઓમાં દાંત જણાતા નથી. કેટલાંએક નબળાં અને ન ચાલી શકે એવાં બચ્ચાંમાં દાંત ઉતાવળે આવેછે. પણ આવા દાખલા જુજ હોયછે.

માબાપોએ નાહાનાં બાળકોના દાંતને હંમેશાં સાફ રાખવાની કોશીશ કરવી જોઈએ. દરરોજ ઘણીવાર ગાભે બચ્ચાંના દાંત સાફ કરવા જોઈએ. કેહવું મીઠાઈ અથવા બીજો પદાર્થ દાંત વડે ભાંગતાં અટકાવ કરવો જોઈએ. દાંતોની ચીંતા ન રાખ્યાથી બચ્ચાંમાં આડાઅવળા દાંત ઉગેછે અને તેઓ સડેછે. બાજે વખતે આગળ જતાં પાળાઓમાં જગાની કોતાઈને લીધે, દાંત એકપર એક ચઢેલા દેખાયછે. આ અડચણ દુર કરવાનો વખત બાળપણ છે, જે વખતે માબાપે દાંતના રક્ષણ તરફ પુરતું ધ્યાન આપવું જોઈએ અને તેમ ન કરવાથી બાળકને મોટપણે ભોગવવું પડેછે. કેટલીએક વખતે બચ્ચાંઓના દુધીઆ દાંતો કાઢી નાખવા પડેછે; જેમ કરવાથી આપુક દાંતોને જોઈએ તેટલી જગો મળેછે.

કોઈ વખતે સડેલા દાંતમાં થએલાં છેદને રુંનાથી અને બીજા પદાર્થોથી પુરી નાખી, દરદનો અટકાવ કરવો પડેછે. વાસ્તે દાંતને સાફ રાખવાની તથા બાળકને ઈજા થતી જણાતી હોય તો તુરત દાંતના ડાક્ટર પાસે જઈ તેની સલાહ લેવાની માબાપની ફરજછે.

કેટલીએક વખત હોઠકટ્ટાં બચ્ચાં જનમેછે અને આ એબને લીધે તેઓનાં દાંતની ગોઠવણમાં વાંધો પડેછે. અંગ્રેજ સોલજરોમાં આવાં બચ્ચાં જનમેછે તો માબાપને બહુ ફીકર લાગેછે; કેમકે એવાં એબવાળાં બચ્ચાંને મોહોટાં થયા પછી સોલજરની નોકરીમાં રાખતા નથી; કારણકે આ એબને લીધે તેઓથી કારતુસો તોડી શકાતી નથી. વળી અંગ્રેજ લોકોમાં છોકરીઓને આવી એબ, પરણવામાં આડે આવેછે અને તેટલા સારુ તેને દુરસ્ત કરવાને તેઓ ઘણી મેહેનત લેછે અને કાબીલ ડાક્ટરો તે દુરસ્ત પણ કરી શકેછે. આવી તરેહની ચીંતા આપણા લોકો લેતા નથી અને હોઠની એબ તાહેવાર વહેમને લીધે સદા કાયમ રેહેવા દેછે. કેટલાંએક માબાપો એમ

સમજેછે કે, આ એક સારાં નસીબની નીશાણીછે. કેટલાએક વળી જુદી તરેહના વીચારો રાખેછે. પણ આ એમ દુરસ્ત કેરવી એ તેઓની આઈન કુરજછે એમ તેઓએ સમજવું જોઈએ અને આવી તરેહના વેહેમોમાં અકુળાવવું નહીં જોઈએ.



## પારો ખાધાથી થતાં નુકશાનો.

નીઓનાંમાં પ્રોફેસર હેટ ભાશણ આપતો હતો તે વખતે, એક મરવા પડેલા દરદીના પગનું હાડકું, તે છોકરાઓને દેખાડવાને સારૂ લાવ્યો હતો. આ હાડકું તેણે ટેબલ ઉપર જ્યમ અફાળ્યું એટલે તેની અંદરથી ઝીણી ઝીણી પારાની રજકણો નીકળી, અને તે બધી રજકણો એકઠી કરતાં અર્ધો પારો જણાયો. તેણે કહ્યું કે, આ માણસને ઉતાવળે મરવાનું કારણ આ ધાતુ હતું અને એના નળા ઉપર પારાનો મલમ ઘણો ઘસવાથી કદાચ તે પારો શરીરમાં ચુસાયો હશે. બીજી રીતે એટલો બધો પારો ચુસાયો હોય એવું તેની નજરમાં આવ્યું નહીં.

આપણા ભોળા લોકો અજાણ્યા આવા નેરાગીમાં વગર વિચારે અતીસે વિશ્વાસ રાખી, તેઓની આશા લેછે. તેમાં નગર સમજે માફેલો પારો ખવડાવી ઘણાઓની જીંદગી તેઓ રદ કરી નાખેછે. આવા દાખલા આ જાતોના અનુભવી ડાકટરોના જોવામાં તથા સાંભળ્યામાં ઘણી વખતે આવેછે. જે મરજમાં પારો કદી પણ આપવો નહીં જોઈએ તેવા મરજમાં આવા વેરાગીની સલાહ પ્રમાણે ચાલેલા દરદીઓ ઘણી વખતે ઈસ્પીતાલમાં આવેછે અને તેઓની હાલત એવી હોયછે કે, તે ઉપર કંઈ પણ ઉપાય અસર કરી શકતો નથી.

હાલ થોડા મહીનાના અરસા ઉપર એક ઘણા આબરૂદાર હિંદુ ગૃહસ્થની ઓરત, અને અતીસારથી ભોગવતી હતી; તેમાંથી તે સારી થઈને કછ્માડવી તરફ હવા ફેરને સારૂ ગઈ અને ત્યાંની હવાએ થોડા દાહાડામાં તેના ઉપર ઘણો સારો ફેરફાર કીધો. અતીસારની બીમારી ફરી જણાવવા લાગી તે ઉપરથી, થોડા મહીના પછી વગર સમજના લોકોની સલાહ પ્રમાણે ચાલવા માંડ્યું અને તેઓએ અણસમજુ બાવા વેરાગીની માત્રા તેને ખવડાવી. આથી ફરી તે ઓરતનું મોહો આવી ગયું; શક્તી બીલકુલ નાબુદ થઈ ગઈ અને થોડાં વખતમાં તે આ દુનીઆમાંથી મુકામ ઉઠાવી ચાલતી થઈ.

દમ અને અતીસાર જેવા મરજોમાં તો પારાથી એટલી બધી ખરાબી થાયછે કે, તેમાં ફરીથી સારા થવાની ઉમેદ રેહેતી નથી. આવા આજારોમાં વિદ્વાન ડાકટરોની ઉત્તમ સલાહ પડતી મુકી, અણસમજ બાવા વેરાગીને તાબે થાયછે, એ બીના કેવી કમકમાટ ભરેલી છે. આશા છે કે, જેમ જેમ કેળવણીનો પ્રસારો થતો જાયછે, તેમ તેમ પેહેલી લોકો ધુતારા બાવા વેરાગી ઉપરથી પોતાનો એતકાદ ઉઠાવી, વિદ્વાન ડાકટરની સલાહ પ્રમાણે ચાલી, તેનેજ હાથે મરવું અથવા મોતને શરણ થવું કબુલ કરશે. વિદ્વાન ડાકટરના સઘળા ઉપાયો અજમાવ્યા પછી મોતને આધીન થવું, તે અજાણેલ, બેવકુફ અને ધુતારા બાવા વેરાગીઓની ધુળની ચીમટીથી સારાં થવા કરતાં, હજાર દરજ્જે બેહેતરછે.

ઘણા લોકોના કિંમતી જાનની આ રીતે ખુવારી થાયછે; માટે સમજુ લોકોને આ એક સુચના તરીકે આપીએ છે, જે ઉપર તે લોકો આવાર પછી પુરતું ધ્યાન આપશે એવી ઉમેદછે.

—⸙—

## હિંદુસ્થાનનો પહેલો ગવરનર જનરલ.

(આંગણ પાને ૮૨ થી.)

હેસ્ટિંગ્સે બંગાળાની કાઉનસીલના પ્રમુખનો ભાર લીધો. ત્યાંનો કારભાર હજીસુધી ક્લાઈવના ઠરાવ કરેલા રેવાજ પ્રમાણે ચાલતો હતો. કંપનીના નોકરોએ ત્યાં ઘણી સત્તા મેળવી હતી; તોપણ તેઓ કંઈ ત્યાંના રાજ્ય કરનાર કહેવાતા ન હતા; તેઓ દિલ્હીના પાદશાહના નોકર ગણાતા હતા; અને તેના હુકમથી મેહેસુલ ઉઘરાવવા કલેકટરની માફક એકઠું કરવાની તેઓને પરવાનગી મળી હતી. હજીક દસ્તાવેજોપર પાદશાહની મોહોર ચાલતી હતી; અને સીક્કાપર પણ તેની છાપ રખાતી હતી. કલકત્તામાં હજી નવાબ હતો, અને તે રાજાના જેટલી શાહેમતથી મુર્શિદાબાદમાં રહેતો હતો. તેને સારી રીતે આબરૂઇજ્જત મળતી હતી. પણ દેશના કારભારમાં જેટલું કંપનીના નોકરોનું ચાલતું હતું તેટલું તેનું નહીં ચાલતું હતું.

કલકત્તાની કંપનીના રેવાજમાં ફેરફાર થઈ ગયો હતો. કાઉનસીલમાં જે ગવર્નર કરે તે થાય. કંઈ લડાઈ અથવા સલાહ કરવાનું કામ તથા કોઈને કંપનીની નોકરીમાં રાખવા કાહાડવાની સત્તા તેના હાથમાં આવી હતી; અને કાઉનસીલમાં બીજા એની સાથે બેસનારના મતની સામા એ જે ગમે તે કરી શકતો હતો. આવી તરેહના રેવાજની સામા મી૦ બર્ક થયો હતો. પણ મી૦ પીટ અને મી૦ ડંડાસે તે ચલાવ્યો. હેસ્ટિંગ્સ જ્યારે ગવર્નર હતો, ત્યારે કાઉનસીલના બેસનારા સઘળા પોતાનો મત આપે તેમાં, જો બે બાજુ તરફ સરખા મત પડે તો ગવર્નરને "કાસ્ટિંગ વોટ" ઘાલીને એક વધારે મત ગમે તે બાજુપર આપવાનો હક હતો.

ફોર્ટ વિલિયમમાં કંપનીના નોકરો દેશી રાજાઓની સાથે સલાહ મસલતના કામમાં ભાગ પડતા હતા. બીજા ત્યાંના રાજ મામલામાં તેઓનું જરાપણ ચલણ નોહોતું. ત્યાંના લોકોના રક્ષણ સારૂ પોલીસ, અથવા લેણ દેણ તથા ગુનાહની ફરીયાદો સુણવા સારૂ અદાલત પણ નોહોતી. ત્યાંના રાજ ચલાવવાનું કામ મુર્શિદાબાદના નવાબને હસ્તક હતું. લશકરી કામ તેના હાથમાંથી પાદશાહે લઈ લીધું હતું. બીજો બધો કારભાર તેને હસ્તક રાખ્યો હતો. તેને દશ લાખ રૂપિયા પોતાની ચાકરીના બદલામાં સાલીઆનું મળતું હતું, તથા તે શિવાએ ત્રીશ લાખ રૂપિયા કરતાં વધારે ભાગના મળતા હતા. મેહેસુલ એકઠું કરવાનું તથા ઇનસાફ કરવાનું કામ પણ નવાબને હાથ હતું. આટલી બધી નવાબની સત્તા છતાં પોતાનામાં આવડત ન હોવાને લીધે સઘળો એતબાર અંગ્રેજોપર રાખતો હતો. બંગાળાનો કારભાર સારી રીતે ચલાવવા સારૂ કોઈ કાબેલ શખસને નવાબના હાથ નીચે રાખવાની ભલામણ અંગ્રેજોએ થઈ. આવી હકુમત અને મોટી આમદાનીની જગો લેવાને કોણ નહીં લલચાએ? એ જગોને સારૂ બે ઉમેદવારોએ અરજ કીધી. તેમાં એકનું નામ મહમદ રેજાખાન અને બીજાનું નામ મહારાજા નંદકુમાર હતું.

મહમદ રેજાખાન ઇરાનના મુસલમાનના નામીચા ખાનદાનમાંનો હતો અને તે ઘણો ચંચળ અને ખબરદાર હતો, તથા તેને તેની જમાતના લોકો ઘણી આબરૂ ઇજ્જત આપતા હતા. આ દેશના લોકોની નીતિના વિચાર

પ્રમાણે તે આબરૂદાર અને ભલો જણાયે; પણ વિલાયતમાં એવા શખસ ભાગ્યેજ આવ્યા વગર રેહે નહીં.

નંદકુંમાર એ મ્હોટા કુળનો બ્રાહ્મણ હતો; અને સુજાઉદૌલાના વખતથી બંગાળામાં સઘળા થયલા ફેરફારમાં સામીલ હતો. એ ઘણો હોસીઆર અને અક્કલમંદ હતો. વળી એ ઉત્તમ કુળનો બ્રાહ્મણ એટલે સઘળા લોકો એને ઘણું માન પ્રતિષ્ઠા આપતા હતા. તેની નીતિનો વિચાર બરોબર આપવો એ કંઈ સેહેલું કામ નથી. તે શરીરે ઘણો નબળો હતો. તેનામાં હિમ્મત અને સ્વતંત્રપણું નોહોતાં; જેમ પાડો પોતાના શિંગડાં વડે, વાઘ પોતાના પંજાવડે, માખી પોતાના ડંખવડે, ઓરત પોતાની ખુબસુરતીવડે પોતાના હરીફોને જેર કરેછે તેમ બંગાળી પોતાના દુશમનોને પોતાની ઠગવિદ્યાથી કાહિલ કરેછે. બંગાળીઓમાં ઠગવાનો ગુણ વિશેષ કરીછે. વળી બિજા ખસલત મ્હોટાં મ્હોટાં વચન આપવાં પણ પાળવાં નહીં; જુઠાણું, લાંચ રૂશવત, જુઠા સોગંદ ખાવા, અને જુઠા દસ્તાવેજો બનાવવાના કામમાં તેઓ એક્કા કેહેવાયછે. તેઓ ઘણા જરૂરી હોયછે; એક વાતની હઠમાં પછી પોતે પોતાના બચ્ચાંકચ્ચાં ઘરબાર સઘળાં કુનાકુતીઓમાં થઈ જાય તથા ફાંસીએ જતાંસુધી પણ પોતાની હઠ છોડતા નથી. પૈસાના લેણદેણની બાબતમાં તથા વકીલાતના કામમાં તેઓ ઘણા ખબરદાર હોયછે. ઉપર જણાવેલા આ સઘળા ગુણો નંદકુંમારમાં હતા. કંપનીના નોકરોએ તેને ઘણી વખત મ્હોટા મ્હોટા ગુનહા કરતાં પકડ્યો હતો. એક વખતે તે એક હિન્દુ ઉપર જુઠો ચાર્જ લાવ્યો હતો, અને તે સાબીત કરવામાં તેણે જુઠા દસ્તાવેજો બનાવ્યા હતા. તે અંગ્રેજોની સાથે બાહારથી ઘણી દોસ્તી રાખતો હતો; પણ અંદરખાનેથી તેની નજર તેઓને મારવાની હતી. તે દિલ્લિના બાદશાહને અંગ્રેજોના બીહા સંપતો હતો, અને કર્નાટકમાં અંગ્રેજોના દુશમન ફ્રેંચને સઘળી તેઓની ખાનગી ખબરોથી વાકેફ કરતો હતો. હરેક અંગ્રેજની સામા ફીતુર કરનારાઓની સાથે અંદરખાનેથી સામીલ રેહતો હતો. આ અને બિજા ગુનહાને સારૂ તેને કેદમાં રાખ્યો હતો; પણ પોતાની અક્કલમંદી અને વસીલાથી તે બંદીખાનામાંથી છુટો થયો. અંગ્રેજ લોકોની પણ ખાતર જમા થઈ કે તેનામાં કંઈ જવાહીરછે.

કલાઈવની મુરાદ બંગાળાનો કારભાર મુસલમાનને સોંપવાની નોહોતી. નંદકુંમારના સઘળા ગુણોથી વાકેફ એટલે તેને તેનો મ્હોટો કારભાર સોંપવામાં આવ્યો નાહીં. આખરે કલાઈવે મહમદ રેજાખાનને કારભારી મુકરર કીધો. તેના કારભારના સાતમા વર્ષ વીત્યાબાદ હેસ્ટિંગસ્ ગવર્નર થયો. આ વખતે મિર જાફરનો ન્હાનો છોકરો નવાબ હતો અને તે બાલ્યાવસ્થામાં હોવાને લીધે, મહમદ રેજાખાન તેના નાએબ તરીકે કામ કરતો હતો.

નંદકુંમાર પોતાના બરોબરીઆ મહમદ રેજાખાનને તોડવાની કોશીસ કરતો હતો, અને તેમ કરવું કંઈ મુશ્કેલ નોહોતું. હિંદુસ્થાનમાં મોહદ ધનછે એવું અંગ્રેજ લોકોની ધારણામાં હતું. ત્યાં હીરા મોતીના ઢગ ને ઢગ મોહોલોમાં હતા, અને અશરફીનો તો કંઈ પાર નોહોતો; પણ તેઓ તેઓની ધારણામાં ઠગાયા. કલાઈવના વખતમાં કંપનીએ જેટલું બંગાળાનું મેહેસુલ ધારયું હતું તેટલું કંઈ પેદા થયું નહીં.

તેઓના આ દેશથી અજાણપણાને

લોધે મેહેસુલ મ્હોટું મળશે તે બાબે તેઓ નાઉમેદ થયા. ડીરેકટરોએ પોતાની ભુલનો વિચાર ન કરતાં, મેહેસુલ કમી મળવાનો સઘળો ઠપકો મહમદ રેજાખાનપર ઢોળ્યો. વિલાયતમાં "લીડનહાલ સ્ટ્રીટ"માં* પણ નંદકુમારનો આડતિયા હતા; અને તેઓએ મહમદ રેજાખાન વિશે ડીરેકટરોના માથાં ફેરવ્યાં હતાં. હેસ્ટિંગસને કલકત્તે પોહોંચ્યાને થોડા દિવસ ન ગયા, એટલામાં તેને કોર્ટ ઓફ ડીરેકટરનું એક પાકીટ મળ્યું; અને તે ઉઘાડીને વાંચેછે તો તેમાં મહમદ રેજાખાન પાસેથી કારભાર છીનવી લઈ, તેને કેદ કરવાનું, તથા તેણે દેશમાં જી તરેહનો કારભાર ચલાવ્યો હતો તે બાબતની તજવીજ નંદકુમારને સાથે રાખી કરવાનું લખ્યું હતું. તેઓ નંદકુમારના દુરગુણ વિશે વાકેફ હતા. ગવર્નરનો પણ નંદકુમાર તરફ સારો વિચાર નોહોતો. ઘણા વર્ષ ઉપર મુર્શિદાબાદમાં તેઓની વચમાં ભારે કજીઓ થયો હતો, અને ત્યારથી તેઓ એક બિજાને સારી રીતે પીછાનતા હતા. પણ આ વખતે તો તે નંદકુમાર સાથે પોતાની મતલબ કાહાડવા સારૂ મળી ગયો. ખબરદાર માણસ મતલબ હાંસલ કરતી વખતે દુશ્મન સાથે મળી જાયછે. મહમદ રેજાખાન સાથે કંઈ ગવર્નર હેસ્ટિંગસને દુશ્મની નોહોતી પણ કંપનીનો હુકમ બજાવવાની તેને ફરજ હતી. ઘણી વખતે કંપનીનો હુકમ પોતાના વિચાર સાથે નહીં ગળતો તો તે હુકમ હેસ્ટિંગસ બજાવતો નોહોતો; પણ આ હુકમ પોતાને પસંદ પડતો હતો તેથી તે પ્રમાણે કરવાને વિલંબ નકીધો. મધ્ય રાત્રે મુર્શીદાબાદમાં મહમદ રેજાખાનના મેહેલની આસપાસ ચોકી પેહેરો મુકી દીધો; અને પછી તેને ભર ઊંઘમાંથી ઉઠાડી ખબર કરીકે, તેને કેદી કરી લીધોછે. તે બાબું નમ્રતાથી બોલ્યો કે, ખુદાની મરજી, એમ કહી પેલા હુકમને તાબે થયો. મહમદ રેજાખાન એકલોજ પકડાયો નહીં. સીતાબરાય નામનો સરદાર બહારનો કારભાર ચલાવતો હતો; અને તે મહમદ રેજાખાનના કાબસમાં હતો; તેને પણ પકડી કેદી કરી લીધો. સીતાબરાય ખરો જુવાંમર્દ હતો; અને તે અંગ્રેજનો ઘણો ભેરૂ હતો. તેની બાહાદુરી વિશે અંગ્રેજો ઘણી તારીફ કરેછે. જ્યારે કેપટન નૉકસ પટનામાં પોતાની ટુકડી સાથે મોગલના લશ્કરની સામે ચઢ્યો હતો, તે વખતે તે સીતાબરાયની બાહાદુરીપર ફીદા ફીદા થઈ ગયો હતો; અને સાફ બોલતો હતો કે, આ દેશમાં તેના જેવો બાહાદુર દેશી લડવૈયો તેના જોવામાં કદી આવ્યો નોહોતો. જ્યાંસુધી આ બે શખ્સોને કેદી કરી કલકત્તામાં લઈ જવાનો હુકમ કીધો, ત્યાંસુધી, કાઉન્સીલના બિજા મેમ્બરોને આ ગોઠવણી વિશેની જરા પણ ખબર નોહોતી. [અપુરૂં.]

* લીડનહાલ નામના મોહોલામાં કંપનીની આફીસ હતી.

—

## હિંદુ લોકોમાં દાંત રંગવાની ચાલ.

દાંતને રંગવાથી તેનું આવરદા ઓછું થાયછે. દાંત રંગવાનો કહો રેવાજ ગુજરાતમાં વાણીઆ, ભીસરી અને શ્રાવક વગેરે કેટલીએક જ્ઞાતમાં દાખલ છે. એ લોકો લગનશાદી વખતે છોકરીના તેમજ છોકરાના દાંત લાલ રંગેછે. જ્યારે છોકરી પુખ્ત ઉમરે આવેછે ત્યારે તેના દાંત કાળા રંગવામાં આવેછે. આ બંધે રંગો મુકયા પેશતર દાં-

તને આમલીની ખટાસ લગાડવી પડેછે. બાદ તેના ઉપર ધીથી ભુકવાથી લાલ રંગ ચડેછે; અને પીડ, કે હરડાં, બેડાં, આમળાં અને હીરાકસીનો બનેલોછે તે ભુકવાથી કાળા થાયછે. આમલીની ખટાસ જેમ વધારે વખત રાખવામાં આવેછે તેમ રંગ જ્યાદા ચડેછે; પણ આમલીથી દાંતને જેવું મહાભારત નુકસાન થાયછે તેની તે લોકોને થોડીજ સમજ હોયછે. ઘણીજ વખતે એ ખટાસથી બાળક છોકરીઓ તથા પુખ્ત ઉમ્મરે પોહોંચેલી ઓરતો નબળાઈ પામેછે, તેઓની ધોરી નસો ખેંચાયછે, વીગેરે ઘણા ઉપદ્રવોને તેઓને તાબે થવું પડેછે, એવું ઘણાઓના જોવામાં આવ્યું હશે.

આટલું બધું નુકસાન વેઠીને દાંત રંગવાનો શું હેતુ હશે તે બરોબર કહી શકાતું નથી; પણ એટલું તો દેખાઈતું છે કે, આવી રીતે રંગ લગાડવાથી દાંતને દરરોજ સાફ કરવાની મેહેનતનો ઉગારો થાયછે અને તે ઓરતોની ફુવડતા જાહેર પડતી નથી. જેવી રીતે એક ગળીનાં લુગડાં પર ડાઘ પડ્યા હોય તો તે તરત જણાઈ આવતા નથી પણ સફેત કપડાંપેર પડેલા તરત દેખાઈ આવેછે, તેજ મીસાલે આ ઓરતોના દાંત ઉપર કેટલી ફુગ ગાંઠેલી છે તે આ રંગની અંદર માલમ પડતું નથી.

આવી રીતે રંગ લગાડવાથી દાંત ખુબસુરત દેખાયછે એવા વિચારથી તેમ કરવામાં આવતું હોય અથવા તો એ રેવાજ ઘણા જુના વખતથી ચાલતો આવેછે માટે તેને માન આપવા ખાતર કાયમ રાખવામાં આવ્યો હોય તો, એથી કરી જે મહાભારત નુકસાન દાંતને વેઠવું પડેછે અને વૈદકના કાયદાથી તદન સામા ચાલવું પડેછે તે ઉપર વિચાર કરી સમજુ લોકોએ તેનો એકદમ અટકાવ કરવો સલાહછે. મોતીના જેવા સફેત દાંત જેવા ખુબીદાર દેખાયછે તેવા રંગેલા દેખાતા નથી.

—∞—

## પાંડુરંગ હરીના રેમુજી કીસ્સો

(સાંધણ પાને ૯૬ થી.)

### ભાગ ત્રીજો.

બીજે સહવારે જે ગામમાં મારો ગુજરાન ચાલતો રહેલો હતો તે ગામમાં હું ગયો અને ત્યાંના પટેલ મુસ્તીઆન મળ્યો. તે સાહેબ કારભારી એટલે તેઓને હંગેશ હજૂર કચેરીમાં રેહેનારની સાથે કામ, તથા તેઓ મને મોટા આદરમાન સાથે મળ્યા. તેણે સારીપેઠે ખાતીર રાખી હતી અને સાન આગત ઠીક રાખ્યો હતો. મારી ઉમર અઢાર વરસની હતી. પણ ચેહેરાને ટીકટાક કરવાથી હું બાવીસ વરસનો જુવાન દેખાતો હતો. ઉમર નાહાની એટલે શરીર બરાબર ખીલ્યું નહીં, તે ખોડ દૂર કરવા સારૂ હું માથે લાલ પીંછાવાળી રાખતો હતો. નાયકાદાર શાનથી લોકો મારી ખજમત રાખતા હતા એટલા સારૂ હું ટીકટાક રેહેતો હતો.

તેણે ગામના પટેલ મુસ્તીઆને પોતાનો તેઓની પાસે જવાનો શું મકસદ હતો તે કહ્યો. તેણે કહ્યું કે, એક દેખડી નામના શખસે તુલસાજીની સામે ફરીઆદ કીધીછે. હું તેની તજવીજ માટે આવ્યો છઉં માટે તે ફરીઆદ કરનારને બોલાવી મંગાવો.

દેખડીને બોલાવી મંગાવ્યો. તે પેહેલવેહેલો પાંડુને જોઈને ગભરાયો. તેના મનમાં હતું કે, વડની નીચે ઉભા રહીને બોલેલા બોલની પાંડુને ખબર ક્યાંથી. મેં તેના મોહો ઉપરથી ફિકર કરી પણ કાંઈ જણાવા શક ન આવતાં તેને કહ્યું કે, મારા પ્યારા દોસ્ત, હવે તને ખબર પડશે કે, હું તારૂં કામ વિરાગી

ગયો નથી. તે ઘણું ઉતાવળો થાત; પણ શું કરે બાપાર. મહારાજાનો સઘળો વખત રાજ્યકારભારમાં એવી તરેહથી ગુંથાઈ ગયો હતો કે, હું મારી વાત તેના કાનપર નાખી શકયો નહીં, હવે તું તારી ફરીઆદ માંડીને બેઠે અને તને ઇનસાફ મળશે.

મારું આવું નહીં ધારેલું મેહેરબાની ભરેલું બોલવું સાંભળી, હેમવતી ઢીલી પડી ગઈ. તેની નજર મારી તરફ એવી તો કરી દેખાતી હતી કે, જે મેહેરબાની બતાવવાની પેતરણમાં હું તતપર હતો તે ઉતાવળે અમલમાં લાવવાને હું કોશીશ કરવા લાગ્યો. હેમવતી જરા રહીને તુળસાજીની ઉપરની ફરીઆદ પુરા જુસ્સામાં બોલી અને જાણે તે હજુ આ દુનીઆમાં છે એવી રીતે વારે વારે એમ બોલતી હતી, તમે તેને સમન કરી બોલાવો અને પછી તેને તમે પુછો કે, હું જે સઘળી ફરીઆદ કરું છઉં તેનો તે ઇનકાર કરી શકેછે?

મેં જવાબ દીધો કે તું જે સઘળું કહેછે તેનો તે કદી ઇનકાર કરનાર નથી; તોપણ તારી ખુશી એમછે કે, તેને સમન કરી બોલાવવો તો બેલાશક તેમ કરશું.

મેં તુળસાજીને બોલાવી મંગાવવાનો સમન કીધો, તે જોઇ આ દુષ્ટ અને રાક્ષસ જેવા હેમવતીની આંખ મારી તરફ વીકરાળ દેખાવા લાગી. થોડીવાર પછી સીપાઇઓ તુળસાજીના સગાંવહાલાં તરફથી ખબર લાવ્યા કે, તુળસાજી કામ સર પાસેના ગામડામાં ગયાછે; પણ હજુ તે પાછા આવ્યા નથી, તેથી તેઓ ગભરાટમાં પડયાછે.

મેં મારા મનમાં વિચાર કીધો કે સઘળું ઠીકજ થયું. પોલીસ સુબેદારોને મેં ફરમાવ્યું કે, ફીકર નહીં, તુળસાજી આવે ત્યાંસુધી રાહ જુઓ અને પછી પંચાયત મેળવી હેમવતીની ફરીઆદ ધીરજથી સાંભળી તેને વાજબી ઇનસાફ આપો. એટલું બોલી હું રવાનો થયો.

પછી આ પ્રમાણે મામલો જોઈ ગોઠવણી કરવાનો મતલબ એ હતો કે, હેમવતી ઉપર ખુન સાબીત થતી વખતે તે પોતે મારા પર એવો આરોપ ના લાવી શકે કે, મેં તેની અરજ પર લક્ષ આપ્યો નહીં.

બાદ હું પરગણાના મામલતદાર સાહેબ પાસે ગયો અને મેં તેને તુળસાજીના ખુન વિષેનો શક જણાવ્યો અને કોણે કીધું તે પણ કહ્યું. મેં મામલતદારને કહ્યું કે, આ કામમાં તમારો જાનનો પણ તાબો કરવાનો વખત આવ્યોછે; કેમકે એ ખુન કરનાર હેમવતી મારો પણ નાખુશ છે. જો દંડ કરીને જુલમ ના કરતા તે તો પોતે ગરીબછે એમ કહેતી વખ; પણ તે પર ભરોસો નો રાખતાં રૈયત પાસેથી એટલો દંડ નહીં કરતાં અને તમે વળી દંડ કરવાથી, તે ખુનની તોહોમતથી દુર થશે એવી ખાતરી તેને થયા ઉપરથી, તે તમારી આગળ ખુન પણ કબુલ કરશે.

મામલતદારે આ ખબરને સારુ મારો મોટો ઉપકાર માન્યો અને હેમવતીની તપાસ કરવાનું વચન આપ્યું. મારું નામ પણ તેણે મારી મરજી ન છતાં કહેવાની ફરજ પાડી.

થોડા દહાડામાં મને હેમવતી પકડાયાની ખબર મળી. મામલતદારે તેના પર ખુનનો આરોપ મુકયો અને હેમવતીએ તેનો બીલકુલ ઇનકાર કીધો. હું ખાનગી રીતે તુરત મામલતદારને મળ્યો અને કહ્યું કે, તું કેદીને એ પ્રમાણે કહેકે, તેં તેનું ખુન કીધું અને તેને મોટા કુવામાં નાખ્યોછે.

મારું આ બોલવું સાંભળી મામલતદાર ઘણો તાજુબ થયો અને વિચાર કરવા લાગ્યો કે, મારીથી આટલું બધું વગર જાણે કેદીને શી રીતે કહી શકાય. મેં તેને કહ્યું કે, શકનો મુદો બાહાર પડવા દે એટલે તને સઘળી વાતની સમજ પડશે.

મામલતદારે હેમવતીને ફરીથી કહ્યું કે, તેં તુળસાજીનું ખુન કીધુંછે અને તેનું મુડદું મોટા કુવામાં સંતાડયુંછે. આ પ્રમાણે તેનું બોલવું સાંભળીને હેમવતી નરમ પડી ગઈ અને મનમાં કબુલ કીધું કે, મામલતદારને

કરવાથી જરા ચચરશે તો ખરૂં પણ તે ગભરાટ જલદીથી બંધ થઈ જશે. ત્યાર બાદ વીંટનો કકડાપર ટરનર સીરેટ એટલે ટરનરનો મલમ ચાપડીને તે પટ્ટો જખમ પર બાંધવો. જો તે જખમી પગ ઊંચો રાખીને પડી રહેશે તો વહેલો સારો થશે પણ જો હીલચાલ કરશે તો સારો થતાં વાર લાગશે.

જો માછલી પકડવાનો હુક શરીરમાં પેસી ગયો હોય તો તમે તેને બાહાર ખેંચી કાહાડવાને કોશીસ કરવાથી વધારે જ્યાદા નુકશાન કરશે; પણ જો તે જખમને જરા કાપીને મોહોડો કરયા પછી પેલા હુકને પાછો ઘોંપીને બાહાર કાહાડશો તો તે સેહેજ નીકળી આવશે. પણ આ કામ ડાકટરને હાથે કરાવવું જોઈએ. (અધુરૂં)

---

### ડાકટર, ઇજનેર અને વકીલનું કામ એક બીજા સાથે કેટલો સંબંધ ધરાવેછે તેનો મુકાબલાઓ દર્શાવે.

માણસ જાતના શરીરની આરોગ્યતા જાળવવાને કુદરતે જે અગત્યનાં સાધનો બક્ષેલાં છે તેમાં રેહેવાના ઘરની બાંધણી અને તેની અંદરની ગોઠવણ કંઈ થોડી અગત્ય ધરાવતી નથી. કાબેલ ડાકટરોને મોહોડે આપણે ઘણી વખત સાંભળીએ છૈએ કે ઘરોની બાંધણી એવી તરેહની હોવી જોઈએ છે, તેની અંદર બાહારની તાજી હવાનો આવજાવ થાય અને પુરતું અજવાળું આવી શકે; કેમકે એ બે ચીજો તંદુરસ્તી જાળવવાના કામમાં ઘણીજ અગત્યની છે.

વાડા પોશાળની જગો, જેનાપર તંદુરસ્તીનો મોટો આધાર રહેલોછે, તે જગો ખુલાસે તથા મોકળી અને આરોગ્યતાના કાયદાને અનુસરતી, કાબેલ ઇજનેરો ઘણી સારી રીતે કરી શકેછે. આપણા લોકોને સમજવાનુંછે કે, ઘર બાંધવામાં હમેશાં વિદ્વાન ઇજનેરોની સલાહ-મશવરત લેવી અને તેઓની સલાહ પ્રમાણે ઘર બાંધવાથી તે ઘર નીરોગી થાયછે.

જો મકાન બાંધતી વખતે આડોસી પાડોસીના ઘરની અંદર હવા અને રોશની વીગેરે આવવાનો મારગ બંધ થતો હોય અને તેમ થવાથી તે ઘરમાં વસનાર લોકોની તંદુરસ્તી જાળવવાના સાધનમાં ભંગ પડતો હોય તો, તે અડચણ કાયદાની મદદથી વકીલ દુર કરાવી શકેછે. જો પડોસમાં ગંધકી વાળી જગા હોય અથવા દરરોજ બકીનું કામ ચાલતું હોય અથવા એવાં બીજાં કારણો જેથી કરી તંદુરસ્તીનો બગાડો થતો હોય તો તેનો અટકાવ પણ વકીલ કરાવી શકેછે.

આ ઉપરથી માલમ પડશે કે, આ ત્રણે જાતના ધંધાઓ એક બીજા સાથે ઘણો નજદીકનો સંબંધ ધરાવેછે.

---

### લખનોના બંધવાઓ.

આગલા એક અંકમાં દેશી ક્રીસ્તાનની હાલતનો બળવા વખતનો એહેવાલ આપવામાં આવ્યો છે, હવે એક અંગ્રેજ કુટંબને કેટલું દુઃખ ભોગવવું પડ્યું તે આ નીચેના એહેવાલ પરથી માલુમ પડશે.

અંગ્રેજ લોકોને કઈ પોતાના ધર્મને વાસ્તે મરવું પડ્યું નથી; પણ પોતાના દેશને સારૂ પોતાની જાનની ખુવારી કરવી પડીછે. એક અંગ્રેજનું નાહાનું કુટંબ, આઉદના એક પ્રગણામાં રેહેતું હતું, તેઓ ધણી ધણીઆણી અને એક બચ્ચું તથા બીજા ૭ અંગ્રેજો એકઠા રહી, સારી મોહે દીન ગુજારો કરતા હતા.

ત્યાં દેશી સીપાઇઓ ઘણા હતા; પણ તેઓ, તેઓને કંઈ પણ ઉપદ્રવ કરશે, એવો તેઓના મનમાં જરા પણ શક નોતો.

સને ૧૮૫૭ના મે મહીનાના વચલા ભાગમાં, મીરતમાં તથા દિલ્હીમાં રવીવારને દાહાડે અંગ્રેજોની જે ભારી કતલ થઈ, તે ખબર આ અંગ્રેજોને ગળી. અગરજો આ ગામ મીરત અને દિલ્હીથી ઘણું દુર હતું તોપણ પેલા ગરીબ માબાપ અને બીજા તેની સાથેના રેહેનાર માણસો, ઘણા દેહેશતમંદ દેખાયા. જે ગામમાં આ લોકો રેહેતા હતા તેનું નામ ગોનડા કરીને હતું અને અહીંયાં જે સીપાઇઓ રેહેતા હતા, તેઓએ પેલા બળવાખોરોની ખબર સાંભળી પોતાની વર્તણુક પણ બદલી.

જેમ જેમ બીજા ગામોમાં ચાલતી ખુનરેજી પેલા અંગ્રેજોના કાન પર પડતી ગઈ, તેમ તેમ તેઓ ઓર બેકરાર થવા લાગ્યા. પેલી બીચારી અંગ્રેજ ઓરતને તો, એવી દેહેશત લાગીકે, ખાવું પીવું છોડી દઈ પોતાના કુમળી વયના બચ્ચાંને લઈને રડ્યા કીધું. જ્યારે બચ્ચું તેઓની સામા જોઈને હસે, ત્યારે તેના માબાપની છાતી કેહવું ન કરે. તેઓ બચ્ચાં સામું જોઈ વારેવારે કહેકે, ઓ વાહાલાં બાળક, તું ખુશી શું થાયછે. ઓ નીરઅપરાધી બેગુનાહ બાળક, હમારા જોતાં જોતામાં તને અમારા હાથમાંથી લઈ જઈ, તારો પ્રાણ લેશે.

રાત પડી અને તેઓ સુતાં, ત્યારે પેલા છોકરાના બાપે, પોતાના તકીયા તળે ભરેલી પીસ્તોલ અને મ્યાનેઓક તરવાર રાખી પણ અલ્લાદીયાં તો તેઓએ આખાં દુઃખમાં કાહાડયાં; પણ એટલામાં પેલાં બચ્ચાંના બાપને લશકરના સરદાર સર હેનરી લારેન્સ તરફથી હુકમ આવ્યો કે, ૮૦ માઈલ ઉપર લખનૌ શેહેર જે આઉદની રાજ્યધાની છે, ત્યાં તેના બૈરાં છોકરાંને મોકલી દેવાં અને તેણે પોતે લશકરમાં ઉપરીપણાપર દાખલ થવું.

આ વફાદાર ઓરતને, પોતાના ધણીથી વીજોગ કરતી વખતે, ઘણુંજ લાગ્યું. તેના ધણીનું નામ ડાકટર બારટન હતું. તેણે પોતાની ઓરતને સમજાવી કે, તને એવી સારી જગોએ મોકલીએ છઈએ કે, જ્યાં સીપાઇઓ તને બીલકુલ દુઃખ દઈ શકે નહીં અને તું તથા તારૂં બચ્ચું સહી સલામત અને આરામમાં રહી શકે. આ પ્રમાણે કહીને પોતે કપડાંની પોટલી બાંધી, પોતાના કામપર આવ્યો. પેલી બૈરી પણ એક બીસીસ કેલાર્ક તેના છોકરાં સાથે જતી હતી, તેની સાથે જવા નીકળી.

આ બન્ને ઓરતના ધણીઓ, ડાકટર બારટન અને મીસતર કેલાર્કે, પોતાની બઈરીઓને થોડા માઈલ લગી મુકવા જવાનો ઠરાવ કીધો હતો; પણ તેઓના તે વિચાર પાર પડયો નહીં. [અધુરૂં.]

## પ્રોફેસર હાલોવેની તારીફ લાયક સખાવત.

હાલોવેની ગોળી અને મલમની જાહેર

તેણે વરજીનીઆવાટર નામની જગો આગળ વચલા બાંધાના ગાગલ ઈયાને ગાંડા લોકોને રેહેવાને સારૂ, એક મકાન બાંધવાને રૂ १०,००,००० આપ્યાછે, એ મકાન થકુંજ રોનકદાર અને રેઆબમાન થશે. તેનું બાંધકામ હજુ જારીછે. વળી એ ગ્રહસ્થે લંડનની નજદીક બીજી બે આશ્વા વધારે ઑસ્પીટલ બાંધવાનો ઠરાવ કીધોછે. તેમાં એક ઑસ્પીટલ જે નહીંજ સારા થાય તેવા દરદીઓને રેહેવાને સારૂ અને બીજી જે લોકો આતશના પંજામાંથી નીકળી, નબળાઈથી લાગતા હોય, તેઓને સારી હવામાં રહી, તબીયત સુધારવા સારૂ. આ બે ઑસ્પીટલની જમીન અને બાંધવાના ખરચનો અડસટ્ટો રૂ २५,००,०००) થયોછે. આ ઑસ્પીટલો બંધાઈ રહ્યા પછી તેઓનો કારભાર ચલાવાનું કામ આ જમાનાના તથા આવતા જમાનાના કેટલાકારી લોકોને સોંપવાને તેણે ઠરાવ કીધોછે.

## A HINDOO CALLS ON THE PRESIDENT.

Among the callers on the President oday, was Mr. DAPHTARY, (now Surgeon G. R. Daphtary, M. D. of Fort Shubkdar in Peshawur) of Hindoostan, an educated Oriental, who gives gratifying evidence to many people here of the advance of intelligence and learning in the East.—*New York Times*, 14*th December* 1870.

## "INDIAN MAMMAS."

IN the *Indian Medical Gazette*, Dr. C. Macnamara gives us this curious glimpse into Hindoo life in Bengal:—"I was called to see the child of a native gentleman residing in Calcutta: the infant was a plump, well-made little boy, nine weeks old and his mamma was only ten and half years of age; she was nursing her child. The native practitioner in attendance on the family informed me that when the child was born the labour had not lasted more than six hours, and on the whole was by no means a difficult one. I have often known instances in which Hindoo females have had children when twelve and thirteen years of age, but I never remember meeting with so young a mother as the one above referred to; and I assured myself that the facts above related were quite true. There can be no doubt that the girl was only ten years and six months old when she became a mother and proved also to be an excellent nurse to her child. It is further worthy of remark that in this house there are at present five generations living—the father and mother of the infant above referred to, their parents, and their mother and grandmother, the latter therefore being the head of five generations. I know another instance of this kind. The head of the family is an old lady, ninty-two years of age; her eyesight, hearing, and mental faculties are remarkably acute; she has sons and daughters to the fifth generation living in the house with her, and numbering last year no less than one hundred and seven people. Facts of this kind would seem almost incredible to Europeans of the present day; but in India they are by no means uncommon; and what is more, the head of the family, under these circumstances, is the supreme power in the house; she rules and guides all her descendants in a marvellous way." *Indian Statesman*. 10 November 1873.

## પોહોંચ.

**ઈનસાનની પેદાયસનું મુળ**—આ ચોપડી તેના બનાવનાર તરફથી મળીછે, તે વાંચવા લાયકછે.

# મીલાવડો

OR

THE MISCELLANY.

અંક ૮. મુંબઈ, માસ જાનેવારી, સને ૧૮૭૪. કીં૦ આના ૨.

## લખનોઉના બંધવાઓ.

(બાકી પાને ૨૨૧ થી.)

ગરમીના દહાડામાં અંગ્રેજોને, હિંદુસ્તાનમાં મુસાફરી કરવી, ઘણી મુશ્કેલ લાગેછે. સાંજરે ૭ વાગે પેલી બે ઓરતો પોતાના બચ્ચાંને લઈ હાથીપર સ્વાર થઈ. તેઓને બંડખોર સીપાઈઓનો ડર લાગ્યો, તેથી તેઓ સીધે રસ્તે નહીં જતાં, એક છાને રસ્તે એક દેશીને વળાવો કરીને ચાલતાં થયાં.

સોળ માઈલ કાપ્યા પછી, તેઓ એક દેહસ્તાનને ઘેર જરા વીસામો લેવાને ઉભાં. ત્યાં ચાહ્યા પીધી અને પોતાના બચ્ચાંને દુધ પાયું.

રસ્તામાં મુસાફરીનો ભય દીનપરદીન વધારે માલુમ પડવા લાગ્યો. અંગ્રેજ ગૃહસ્થોની સાહેબાને સારૂ કેટલાએક દેશી સીપાઈઓને રાખ્યા હતા; પણ તેઓ બાહારથી તેવું ડોળ ઘાલી અંદરખાનેથી તેઓનાં ખુન કરવાની પેતરણમાં હતા. પેલા સીપાઈઓ, અંધારી રાતને ગોઠેથી શોરબકોર કરીને બોલવા લાગ્યા, ત્યારે પેલી ઓરતો ઘણી ગભરાઈ અને તેઓના જીવમાં જીવ રહ્યો નહીં. વળી જ્યારે તેઓને હસતા અને મશકરી કરતા જોયા, ત્યારે તેઓના હોંશ ગગડી ગયા; પણ જ્યારે તેઓને બંદુકે ભરતા જોયા, ત્યારે તો તેઓના હોશ છેક બાખતે થઈ ગયા.

પેલી ઓરતોએ સીપાઈઓને પુછ્યું કે, તમે શું કરોછો? તેઓએ કહ્યું કે, તમારી આસપાસ બદમાશો એકઠા થઈ ગયાછે, તેથી તમારો બચાવ કરવાની પેતરણમાં છઈયે.

ગરીબ લાચાર ઓરતો આ વખતે શું કરી શકે? તેઓએ પરમેશ્વરની બંદગી કરી માગી લીધું કે, આ ઘાતકી માણસોના અંતઃકરણમાં દયા ઉપજશે. તેઓની પ્રાર્થના સંભળાઈ પણ ખરી; કેમકે તેઓના બચ્ચાંને પાવા સારૂ પાણી માગ્યું, તે પેલા સીપાઈઓએ તરત કાહાડી આપ્યું.

આમ કરતાં રાતતો નીકળી ગઈ; અને સવારનો પોહોર થયો. કેટલાક અંગ્રેજ લોકો હાથીપર બેસીને લખનોઉ તરફ જતા હતા, તેઓને જોઈને આ ઓરતોને હિમ્મત આવી.

તેઓને કેટલીએક હોડી મળી આવી, તેમાં બેસી સઘળાઓએ એક સંગાતે નદી ઓળંગી. સઘળાં મળીને, ૭ ઓરતો, ૧૨ છોકરાં અને ૫ ઓફીસરો હતા. આખી રાત મુસાફરી કરી, તે સોઉ થાકીને લોથ થઈ ગયા હતા.

હમણાં સહવારના નવ વાગ્યા હતા. ગરમીનો તો કંઈ સુમારજ નહીં હતો, આખરે તેઓએ દિવસે આરામ લેવાનો વિચાર કીધો અને નદી કિનારે એક ગામ હતું, ત્યાં મુકામ કીધો. થોડો ઘણો ખોરાક ત્યાં મેળવ્યો અને બચ્ચાંને અંગોળ કરાવ્યાં.

સાંજના ચાર વાગે પાછા આગળ ચાલવાની તઈયારી કીધી અને રસ્તોવાહ આદર્યા કીધું. આ રાત, ગઈ રાતના કરતાં, ઘણી ભયંકર હતી. ઘણી જગો તેઓને સીપાઈઓનાં ટોળે ટોળાં મળ્યાં અને તેઓ કતલ થઈ જશે, એવી દેહેસત તેઓને લાગી.

તા○ ૯ મી જુન અને મંગળવારની સહવારે, મોટી દરદેસરીની સાથે તેઓ લખનોઉ શેહેરમાં દાખલ થઈ ગયા. આ હિસાબે તેઓએ બે રાતમાં ૮૦ માઈલ કાપ્યા. એ શેહેરમાં એક ઊંચી જગોપર એક મોટો કમપાઉંડમાં સત્તર બંગલા આવેલાછે. તે જગા રેસીડંટને રેહેવાનીછે અને તેમાં ગવરનર સર હેનરી લૉરેન્સનો એક બંગલોછે. આ જગો પર સઘળા અંગ્રેજોએ મુકામ કીધો હતો; કેમકે ગામમાંથી બધા દેશી સીપાઈઓને તો હાંકી કાઢ્યા હતા; તોપણ તેઓ ક્યારે પાછા આવશે, અથવા લખનોઉના રેહેનારીઓ શું કરવા ધારતા હશે, તેની તેઓને ખબર નોતી. આ જગોના બધા બંગલા, અંગ્રેજ લોકોથી ખીચો ખીચ ભરાઈ ગયા હતા; તેમાં મુખ્ય કરીને ઓરતો ઘણી હતી. ડાક્ટર બારટ્રૂમની બઈરી મીસીસ બારટ્રૂમ તે જગો પર આવી અને એક બેગમકોટી કરીને ઘર હતું તેમાં ગઈ.

આ ઘર રાજાઓનો મોહેલ હતો; પણ આ વખતે તો તે એક કેદખાના જેવો, રાજાને બદલે બીમારીઓનો રેહેવા જેવો, દીસતો હતો. તેને આ ઠેકાણે રેહેવાને જગો મળવી મુશ્કેલ હતી. આખરે એક ઓરડામાં સાત બીછાનાં હતાં, તેમાં એક ઓશા પર તેણે મુકામ કીધો. આટલા બધા આદમી વચ્ચે માણ ટેબલ અને એક ખુરસી હતી. ઓરડામાં મા છોકરાં મળી ૧૫ આદમી હતાં. એક ઓરડામાં આટલાં બધાં આદમી હોવાથી ત્યાં ઘણીજ ગરમી થઈ ગઈ. તેઓ પાસે ચાકર નફર નોતા; પણ કોઈ દેશી ગરીબ ઓરતો તેઓને કામ કરવાને વખતે મળી આવતી હતી. મીસીસ બારટ્રૂમે, એ ઓરત પાસે કેટલીએક જરૂરની વસ્તુ મંગાવી; કારણકે, દુશમનો ઘેરો ઘાલે ત્યારે ક્યાં લેવા જાય. તેણે મીણબત્તી, સાબુ, વગેરે ન બગડતી વસ્તુઓ છાનામાના મંગાવી મુકી. તે હંમેશ આવી સાફ સુફ રેહે તેનીથી આવી ગલીચ્ચી કેમ ખમી શકાય. તેણે પોતાને હાથે કપડાં ધોયાં; અને લોકો તેને ચાકરડી કેહે તેની દરકાર ન કરતાં, પોતાનું કામ કરવામાં તેણે આબરૂ માની. ઘણી બઈરોઓ, જેઓને ચાકર નફર હતા, તેઓને પણ હાથે કામ કરવું પડ્યું; પણ આમાં એક સુખ હતું કે, આખો દાહાડો કામમાં રોકાવાથી તેઓને પોતાનું દુઃખ વારે વારે યાદ આવતું અટકતું હતું.

આવી દુર દશામાં તે લોકો કેટલાએક દાહાડા કાઢ્યા. સહવારના પોહોરમાં ઉઠ્યા કે, પોતે નાઈ ધોઈ, પોતાના બચ્ચાંને નહવડાવી, કપડાં પેહેરે; પછી નાસ્તાની તઈયારી કરે; પણ તે નાસ્તો લાવી આપવાનું કામ દેશી ઓરતોના હાથમાં હતું. આખરે એક ઓરત ગરમ પાણીનું વાસણ અને રકાબી લાવીને આપી. ખોરાક ઓળખી શકાય તેવો નોતો; કેમકે તેપર એટલી માખી બેઠી હતી કે, તે એક કાળો ઢગલો જેવો દેખાય.

મારીને ઉઘાડતામાં જે પવન આવતો હતો, તેથી ગરમીનો ઉકળાટ પણ નરમ પડતો હતો અને થંડક થતી હતી. બચ્ચાંઓને આસુડાં કરયા બાદ, તેઓની મા પોતાનો કેટલોએક વખત વાતચીત કરીને ખુશી આખુશીમાં ગાળતી હતી. રાતને વખતે તેઓને ચાહ પીવાને મળી આવતી હતી; અને શેતરંજીને ઠેકાણે, એક મીણબત્તીને ભાગે, બાટલીનું શમેદાન કરી, તેમાં બેસાડવામાં આવતી હતી. પછી પોતાના બચપણની મોજ મઝાની વાતો કરી તેઓ વખત ગાળતા. તેઓ પોતાના બાપ બાનીહની વાતો કરતાં; અને દુશમનોના માર તળે તેઓ કેવી હાલતમાં હશે અને તેઓ પાછાં ક્યારે ભેગાં થશે, તેનો વિચાર આવે ત્યારે ઢગેક આંસુએ રડતાં.

આમ કરતાં નવ અઠવાડીયાં તો નીકળી ગયાં. એટલામાં એક ઓરત મીસીસ હેલ કરીને હતી, તેને બપોરે એકાએક ચુંક લાગી આવી. ડાકટરોને બોલાવ્યા, પણ કંઈ વળ્યું નહીં. આખરે તે મરણ પામી. મીસીસ બાર્ટ્રમે કોઈ દાહાડો માણસને મરતાં જોએલું નહીં; તેથી આ જોઈને તે થરથર કાંપવા લાગી.

મીસીસ હેલ, કેટી નામનું બચ્ચું મુકી મરણ પામી. મીસીસ બાર્ટ્રમે તે રાતના બચ્ચાંને પોતાના બીછાનામાં સુવાડ્યું. આ બાળકની માને કફનમાં ઘાલીને દફનાવી. બીજે દાહાડે એક ગાયાણ આફીસર અને તેની બાઈડીએ ફેરીને તેડાવી મંગાવી; અને તેની આસનાવાસના કીધી. આવા ખાવા પીવાના વાંધાવાળા દિવસોમાં બચ્ચાં પાળવાં, એ શોઠી વાતછે; અને તેમાં બંદુસન કરીને મા વગરના બાળકને તો છેકજ મુશ્કેલી પડે. આ બચ્ચું થોડા મહીનામાં ઘસાઈ જઈ મરણ પામ્યું.

તા૦ ૩૦ મી જુને લખનોઉથી દશ માઈલ દુર એક મોટી લડાઈ થઈ, તેમાં શીપાઈઓએ અંગ્રેજોને મારી હટાવ્યા; અને લખનોઉમાં પેસી, જે કીલ્લામાં અંગ્રેજ ઓરતો સંતાઈ બેઠી હતી, તેપર ઘેરો ઘાલ્યો. કિલ્લા પર બાહારથી ગોળીઓનો સખત મારો ચાલ્યો. કેટલીક ગોળીઓ કીલ્લાની દેવારમાં ખુસી ગઈ. ખોરાક આવતો બંધ થઈ ગયો; અને તેઓ પાસે જે ખોરાક હતો તે કટકે કટકે વેહેંચી લીધો. એ ખોરાકમાં પણ, સુકી બીસકીટ તથા બળદનું કહણુ ગોસ હતું; અને તે પણ ઘણીજ નઠારી રીતે પકાવેલું હતું. એક દેશી ઓરતે એ ખોરાક તાંબાના કલાઈ વનાના વાસણમાં પકાવેલો હતો; અને તે કટાયેલ થઈ જવાથી, તેપર લીલુંછમ ઝેહેર ચઢલું હોય તેવું દેખાયું. તેણે ચાવલ, ગોસ વગેરે બધું એકઠું રાંધ્યું અને બધું એકઠુંજ એક રકાબીમાં પીરસ્યું. મીસીસ બાર્ટ્રમે ગોસ પકાવ્યા આગમચ, તેની કાતરે વતી નાહાની નાહાની કટકી કરીને રાંધ્યું; પણ તેથી કરીને તે કંઈ નરમ ખાવા લાયક થયું નહીં. આવા ખોરાકથી તેના મગરમસ્ત બચ્ચાંનાં ગાલકાં દેખાવા લાગ્યાં. મા ઘણીજ ઉતરેલા મોહો અને અફસોસી સાથે, બચ્ચાં તરફ જોઈ બોલવા લાગી કે, ઓ નાજુક બચ્ચાં, આ વખતે તારો બાપ તને જુએ તો, તેના પેટમાં કેવી ચીતળી ચહે વારુ?

નાહાનાં બચ્ચાંને રાતના ગરમીના ઉકળાટથી બહુ ઘબરાટ થયો; અને આખી રાત તેઓની આંખો પંપરા લાગી તેઓને હેરાન કર્યાં. ઓરડામાં એક પંખો હતો; પણ તે ખેંચવાને ચાકર નોતો. એક મજુરને પંખો ખેંચવા રાખ્યો હતો; પણ તે તો બેઠો બેઠો

સુઈ ગયો અને આરતોની રઇ દરકાર કીધી નહીં. આ મોટા સંતાપને વખતે ગીરીસ બારરૂમ પ્રભુની બંદગી કરવા લાગી.

જુલાઈ મહીનામાં ગાપાણુ અને બાહાદુર જનરલ સર હેનરી લૉરેન્સ પોતાના ઓરડામાં બેઠો હતો, તે વખત તેને એક ગોળી લાગી અને બીછાનાને સ્વાધીન થવું પડ્યું. એટલામાં વળી તેને બીજી ગોળી લાગી અને તેના જોરથી તે બે દિવસમાં મરણ પામ્યો. આ જનરલના મોતથી બધા લોકો ઘણો સંતાપ કરવા લાગ્યા. જે પાદરી એના મોતને વખતે ક્રિયા કરવા આવ્યો હતો, તેનું નામ પોલ હેમટન હતું. તેણે, આ મોહોટો નામીયો પુરૂશ મરતી વખતે બોલ્યો, તે બધાનું સવિસ્તર બયાન લખવાની ધારણા રાખી હતી; પણ તે કરવા પામ્યો નહીં; કેમકે એક સહવારે તે પોતાનું બિછાનું દાબેટતો હતો, એટલામાં તેના શરીરમાં કંઈ દુ:ખ થઈ આવ્યું. એ દરદ એક ગોળી તેને લાગી તેથી થયું હતું; પણ તેને એવી દેહેશત લાગી હતી કે, જાણે ગોળી તેના શરીરમાં હોય; પણ તેમ નોહતું. તે તો બાહાર જમીન પર પડેલી હતી, બે માણસની મદત લઈને તે પાસેના ઑસ્પીટલમાં ગયો અને પંદર દાહાડા ત્યાં રહ્યા પછી તેને કોલેરા થયો, તેથી તે મરણ પામ્યો.

(અધુરૂં.)

## ડાક્ટર આવે ત્યાંસુધી શું કરવું?

(સાંધણુ પાને ૧૧૦ થી.)

### લોહી નીકળતું બંધ કરવા વિશે.

આટલું ઈયાદ રાખવું જોઈએ કે, માથા ઉપર, મોહ ઉપર અને ઘણું કરીને નાક ઉપરની જખમોમાંથી લોહી આવ્યું પેલેછે. પણી વખત બાળકોની મા, તેઓનો ચેહેરો, હાથ તથા કપડાં લોહીથી ભરેલાં જોઈને ભારે દેહેશત પામેછે. પણ જ્યારે લોહીના ડાઘને ધોઈ લાખી, સાફ કરીને જુએછે તો, દેહેશત પામવાનું આવું કારણ રેહેતું નથી. જો લોહી જરા જેટલા જખમમાંથી નીકળતું બંધ થતું નહીં હોયતો, તેપર જરા ગિદ્દી દાબવાથી તે તરત બંધ થાયછે. વળી સુકા લીટનો કટકો લઈ જખમ પર મુકો અને થોડી મીનીટ તાણીને પાટો બાંધી રાખો તો તેથી પણ લોહી નીકળતું બંધ થશે. કઈ વળગી જાએ એવી વસ્તુ (જાણુ) ઘાપર વળગાડીને તે ઉપર પટ્ટી મુકી રાખી હોય તો તેથી પણ લોહી બંધ થઈ જાયછે. બરફ લોહી બંધ કરવામાં ઘણું કામ લાગેછે; પણ તે વિશે વિસ્તારીને બીજે વખત લખવામાં આવશે. કોઈ વખતે બચ્ચાંને જળો લગાડી હોયછે અને તે ડંખમાંથી લોહી નીકળ્યા કરેછે. એવે વખતે આ ઉપલી રીત કામે લગાડ્યાથી બચ્ચાંને કંઈ પણ દુઃખ થયા વના લોહી બંધ થઈ જશે.

**નસકોરી ફુટેછે ઈયાને નાકમાંથી લોહી નીકળેછે તે.**—જો જરા જેટલું લોહી જતું હોયતો ફીકર કરવા જેવી વાત નથી. પણ જો કોઈ વખતે ઝાઝું લોહી જતું હોય તો, તે માણસને બેસાડીને તેની ગરદન તથા મોઢાપર થંડાં પાણીની છાલકો મારો તથા જરાએક કટકી પાણીમાં ભીંજાવીને તે પાણી નસકોરામાં છાંટો. આ પ્રમાણે કરવાથી પણ લોહી અટકે નહીં તો ડાક્ટરને બોલાવી મંગાવો. નસકોરાંગો ઢુંચા ઘાલીને લોહી અટકાવવાની બલામણ કરવી દુરસ્ત નથી; કેમકે તેમ કરવાથી કદાચ લોહી બાહાર નીકળતું બંધ થઈ ગયલું જોઈ તમારા મનમાં એમ આવે કે, હવે લોહી બંધ થઈ ગયું; પણ એમાં

ચોહોટીલુલછે; કેમકે નસકોરાને પાછલે રસ્તેથી નીકળતું લોહી, ગળાં તરફ જાયછે અને ગળી જવાયછે અને તેમ થવાથી આપણે જે ભુલ કરીયે છૈયે તેથી માઠાં પરીણામો નીપજેછે તે સીધ્ધ થાયછે.

**બાહુના અથવા પગના જખમમાંથી લોહી નીકળેછે તે**—જો લોહી ઘણું નીકળતું હોય તો તે પર દબાણ કરવાથી તેને અટકાવી શકાયછે. એક ચીથરાની જાડી ઘડી કરીને તેને જખમ પર મુકી, રૂમાલ અથવા પાટાથી જોરથી બાંધી રાખો. જો તે દબાણ પણ થોડું જણાયતો પાટાને જરા ઢીલો કરીને તેમાં એક લાકડીનો કટકો ઘાલી, તેણે વતી આમળા દીધાથી, જોઈયે તેટલું દબાણ કરી શકાસે; અને તેમ કરવાથી લોહી નીકળતું બંધ થઈ જશે. જો પોંહોંચામાં અથવા તેથી ઉપર, જખમ થયું હોય અને લોહી જતું હોય તો, હાથને માથા ઉપર ઉંચો મુકવાથી લોહી અટકેછે. જો પગમાંથી લોહી નીકળતું હોય તો, તે માણસને સુવાડી દઈને તેનો પગ ખુરસીપર અથવા પાટલીપર ઉંચો મુકાવ્યાથી લોહી અટકી જાયછે. તમે ખેતરમાં કામ કરતા હો તે વખતે દાતરડાંથી જખમ થયો હોય અથવા રેલવેમાં કંઈ અકસ્માત થવાથી જખમ થયો હોયતો, તમારે તુરત તે ઉપર ધુળની મુઠી ભરીને તેપર દાબવી અને તે ઉપર દબાણ કરી રાખવાથી લોહીને અટકાવાને તે ઘડીએ તુરત મોહોટી મદદ થઈ પડશે.

જો પોંહોંચાની નીચે આંગુઠાના જરા ભાગમાં જખમ ઊંડો થયો હોયતો, તેને અટકાવાને ઘણી મેહેનત પડેછે. જો તે વખતે ડાકટર મળી આવતો હોય તો, આ કામ તેને હાથે કરાવવું વધારે બેહેતર છે. પણ જો તે નહીં મળી આવેતો, તમારે તે લોહીને અટકાવાને જરા પણ વખત ગુમાવવો નહીં જોઈયે. આ કામ કરવામાં બે આદમીની મદદની જરૂરછે. જખમની આદમીની એક બાજુ પર એક આદમીએ ઉભા રહી, પોતાના એક હાથે, જખમથી જરા ઉપર, અંગુઠા વડે નાડી દબાને લોહીની નળી, જેમાં તે જોરોપર ઠેકારા થયા કરેછે, તે દાબી રાખવી; અને બીજા હાથના અંગુઠા વડે ન્હાની આંગળી તરફના પોંહોંચા ઉપર દબાણ કરી રાખવું. બીજા માણસે જખમની કોરણો પાસે લાવી, તેપર મિટ્ટી અથવા આટો મળી આવે તો મુકવું; અને તેપર એક કપડાંની અથવા લીંટની ઘડી કરીને મુકવી; અને તેપર રૂમાલ અથવા પાટો તાણીને બાંધવો. ત્યાર બાદ પેલા દાબી રાખનાર માણસે પોતાના અંગુઠાથી કીધેલું દબાણ આસેથી લાખવું. આ પ્રમાણે કરવા છતાં પણ પાટાઓમાં થઈને લોહી વેહેતું હોય તો જેમ બને તેમ જલદીથી ડાકટરની મદદ મેળવવી.

સઘળા ન્હાના મોહોટા લોકોએ આ વાત ફધિાદ રાખવી કે, કોઈ પણ વખતે ન્હાના અથવા મોહોટા જખમમાંથી લોહી નીકળતું હોય તો, તેપર દબાણ કરવું, એ પેહેલી જરૂરની વાતછે. એક વખતે રસ્તામાં ત્રણ છોકરાઓ સાથે ચાલતા જતા હતા. એકના હાથમાં ઉઘાડી છરી હતી તે તેની જાંગપર પડી અને તેથી થયલા જખમમાંથી લોહી વેહેવા લાગ્યું. આ જોઈ તેના બે સાથી ઘણા બીધા અને તેની મદદે દોઈને બોલાવાને એકદમ દોડી ગયા. તેઓ મદદ મેળવીને તેની પાસે પાછા ત્યાં આવી પોહોંચ્યા તેની આગમચ, પેલા છોકરાને બચવાની સઘળી આશા જતી રહી હતી. ઉપર જણાવેલી જખમ પર દબાણ કરવાની સલાહ જો પેલાના

સુઈ ગયો અને ઓરતોની કંઈ દરકાર કીધી નહીં. આ મોટા સંતાપને વખતે મીસીસ બારટ્રમ પ્રભુની બંદગી કરવા લાગી.

જુલાઈ મહીનામાં મહાપ્રભુ અને બાહાદુર જનરલ સર હેનરી લૉરેન્સ પોતાના ઓરડામાં બેઠા હતા, તે વખત તેને એક ગોળી લાગી અને બીછાનાને સ્વાધીન થવું પડ્યું. એટલામાં વળી તેને બીજી ગોળી લાગી અને તેના જોરથી તે બે દિવસમાં મરણ પામ્યો. આ જનરલના મોતથી બધા લોકો સઘળા સંતાપ કરવા લાગ્યા. જે પાદરી એના મોતને વખતે ક્રિયા કરવા આવ્યો હતો, તેનું નામ મીસ્ટર હેરીસ હતું. તેણે, આ મોહોટો નામીચો પુરૂશ મરતી વખતે બોલ્યો, તે બધાનું સવિસ્તર બયાન લખવાની ધારણા રાખી હતી; પણ તે કરવા પામ્યો નહીં; કેમકે એક સવારે તે પોતાનું બિછાનું લપેટતો હતો, એટલામાં તેના શરીરમાં કંઈ દુઃખ થઈ આવ્યું. એ દરદ એક ગોળી તેને લાગી તેથી થયું હતું; પણ તેને એવી દેહેશત લાગી હતી કે, રખેને ગોળી તેના શરીરમાં હોય; પણ તેમ નોહતું. તે તો બાહાર જમીન પર પડેલી હતી. બે માણસની મદદ લઈને તે પાસેના ઈસ્પીટલમાં ગયો અને પંદર દાહાડા ત્યાં રહ્યા પછી તેને કોલેરા થયો, તેથી તે મરણ પામ્યો.

(અધુરૂં.)

---

## ડાક્ટર આવે ત્યાંસુધી શું કરવું?

(સાંધણ પાને ૧૧૦ થી.)

### લોહી નીકળવું બંધ કરવા વિષે.

આટલું ધ્યાન રાખવું જોઈએ કે, માથા ઉપર, મોઢા ઉપર અને ઘણું કરીને નાક ઉપરનાં જખમોમાંથી લોહી ઝાજું વેહેછે. ઘણી વખત બચ્ચાંની મા, છોકરાંનો ચેહેરો, હાથ તથા કપડાં લોહીથી ભરેલાં જોઈને ભારે દેહેશત પામેછે. પણ જ્યારે લોહીના ડાઘાને ધોઈ નાખી, સાફ કરીને જુએછે તો, દેહેશત પામવાનું ઝાજું કારણ રેહેતું નથી. જો લોહી જરા જેટલા જખમમાંથી નીકળવું બંધ થતું નહીં હોયતો, તેપર જરા ગિદ્દી દાબવાથી તે તરત બંધ થાયછે. વળી સુકા લીટનો કટકો લઈ જખમ પર મુકો અને થોડી મીનીટ તાહાંને પાટો બાંધી રાખો તો તેથી પણ લોહી નીકળતું બંધ થશે. કંઈ બળગી જાએ એવી વસ્તુ (જાણુ) બાપર બળગાડીને તે ઉપર પછી મુકી રાખી હોય તો તેથી પણ લોહી બંધ થઈ જાયછે. પારકું લોહી બંધ કરવામાં ઘણું કામ લાગેછે; પણ તે વિશે વિસ્તારીને બીજે વખત લખવામાં આવશે. કોઈ વખતે બચ્ચાંને જખો લગાડી હોયછે અને તે ડંખમાંથી લોહી નીકળ્યા કરેછે. એવે વખતે આ ઉપલી રીત કામે લગાડ્યાથી બચ્ચાંને કંઈ પણ દુઃખ થયા વના લોહી બંધ થઈ જશે.

**નસકોરી ફુટેછે ઈયાને નાકમાંથી લોહી નીકળેછે તે.**—જો જરા જેટલું લોહી જતું હોયતો ફીકર કરવા જેવી વાત નથી. પણ જો કોઈ વખતે ઝાજું લોહી જતું હોય તો, તે માણસને બેસાડીને તેની ગરદન તથા માથાપર થંડાં પાણીની છાલકો મારો તથા જરા એક ફટકી પાણીમાં પીગળાવીને તે પાણી નસકોરામાં છટકો. આ પ્રમાણે કરવાથી પણ લોહી અટકે નહીં તો ડાકટરને બોલાવી મંગાવો. નસકોરામાં રુંચા ઘાલીને લોહી અટકાવવાની ભલામણ કરવી દુરસ્ત નથી; કેમકે તેમ કરવાથી કદાચ લોહી બાહાર નીકળતું બંધ થઈ ગયલું જોઈ તમારા મનમાં એમ આવે કે, હવે લોહી બંધ થઈ ગયું; પણ એમાં

લોકોએ, દાંત કેઢાવા જતી વખતે-દાંતના ડાક્ટરને તે વિશે પેહેલવેહેલાં વાકેફ કરવો. કે, તે પોતાની હોશીયારીમાં રેહે. જો આવો બનાવ તમારા જોવામાં આવેતો, તમારે થોડી ગિટ્ટી અથવા તે નહીં હોયતો, થોડો આટનો ભુકો લઈ, તેને એક કટકી લીંટ ઈયાને થાના કટકામાં લપેટીને, તેને ન્હાના સરખા બુચના આકારમાં બનાવી, તેને ટરપેનટાઈનમાં બોળી, જે જગોપરથી દાંત કાઢયો હોય તે જગોપર મુકીને, મોહો બંધ કરી દાબી રાખવું. આ બુચ પંદર મીનીટ સુધી રાખવાથી લોહી અટકી નહીં જાયતો, તે બુચ કાઢી લાખીને, ફરી બીજો ભુચો ઉપર મુજબ બનાવી તે જગોપર મુકવો; અને તેને તે જગોપર ઓછામાં ઓછા બાર કલાક રેહેવા દેવો અને ત્યાર પછી પણ તેને કાઢી નહીં લાખવેફ પણ ઘંડાં પાણીથી મોહું ધોવાથી તે છુટો પડે ત્યાં સુધી કાડવો નહીં.

. કોઈ વખતે લોઈ લોકોમાં અને બીજા લોકો જેઓને ઘણીવાર ઉભા રેહેવું પડેછે, તેઓમાં અશરાઉ લોહીની નળીઓ મોહોટી થઈને દોરડાં જેવી પગ ઉપર અને બીજી જગોપર દેખાયછે; અને તે કોઈ વખત ફુટેથી તેમાંથી એટલું બધું લોહી જાયછે કે, તથી માણસ ઘણોજ નાતવાન થઈ જાયછે; અને બાજે વખતે તો તે પોતાની જંદગી ખોવાની આફતમાં આવી પડેછે. આવા બનાવમાં બે વાત ઈયાદ રાખવાની છે: એક તો એ કે પગને સોધાનેસોધા લાંબા કેટલીએક મીનીટ સુધી રાખી મુકવા. બીજું એકે સદવારમાં પીડી નળીઓ સુદ્ધ મોહોટી શાપ તેની આગમન, પગપર સઘળી જગોએ સરખું વજન આવે એવી રીતે પાટો બાંધવો. પણ રબ્બરના બે મોજાં મળી શકે તો, તે બાગપર તે પેહેરવાથી નળીઓ સારી રીતે સરખા દબાણથી દબાઈ રેહેછે, ને પાટાની જરૂર રેહેતી નથી. (અધુરૂં.)

---

## ઘણી બીડી ઈયાને તંબાકુ પીધાથી થતા ઓરફાયદા.

ગુજરાત, કચ્છ અને કાઠીઆવાડ વગેરે કેટલીક જગોમાં તંબાકુ પિવાનો ચાલ ચાલીરાયછે. તંબાકુની બીડી કરીને તથા તેને ચલમમાં ભરી ઉકા વડે પિયેછે. આ ચાલ ઘણી લાંબી મુદતથી હિંદુઓ તથા મુસલમાનોમાં જારીછે. બંને જાતીઓમાં મરદ તથા ઓરત તંબાકુ પિયેછે. પોર્તુગીઝ લોકોમાં પણ મરદ તેમજ ઓરત તંબાકુ પિયેછે. ઈંગ્રેજોમાં મરદ તંબાકુ પિયેછે પણ ઓરત પિતી નથી. શાબાસી પારસીઓને ઘટેછે કે, જેઓ એ ચાલને સારૂ મોહોટી છીટ રાખેછે.

હિંદુઓમાં કેટલીક જાતીમાં બાળપણથી તંબાકુ પિવાનો રેવાજ છે. કેટલીક જાતોમાં મોટી ઉમરે પિયેછે, કેટલાક એક બીજાનું જોઈને તંબાકુ પિવાની આદત પકડેછે. કેટલાક લોકોતો એક ઘડી પણ હુકો મોહોમાંથી વેગળો કરતા નથી. આ વાતના દાખલાઓ કાઠીઆવાડમાં જોઈએ તેટલા મળી આવશે. રાજદરબાર તથા બીજી દરેક જગોમાં તેઓના હાથમાં હુકો લઈને જાયછે. સુધરેલા લોકોને આ પરમાણે જોઈને મોટો કંટાળો ઉપજેછે.

તેજસાજ તંબાકુ પિવાથી ખુશાનુમા ખુમારી તથા લેહેરનો ફાયદો પિનારને મળેછે. આ ખુશાનુમા લેહેર તંબાકુમાંથી કારબોનીક આસીડ તથા એમોનિયા, એ વસ્તુઓ

પિવામાં આવેછે તેપર આધાર રાખેછે. ઘણોજ તંબાકુ પિનારને તંબાકુમાંથી નાઇ-કોટીન નામનો પદાર્થ તથા તેમાંથી પેદા થયલું એક જાતનું તેલ, લોહીમાં ચુંસાવવાથી, લોહીની હાલતમાં ફેરફાર કરી નાખેછે; તથા અંતઃકરણના જુસ્સાને અતીશય નરમ કરી નાખેછે. સારાં ભાગ્યે એક વાત ઠીકછે કે, આ ઉપર લખેલી તંબાકુ માહેલી ઝેરી વસ્તુઓ જે દમમાં લેવામાં આવેછે તે, ઉતાવળે દમ બાહાર કાહડતી વખતે, ઘણીખરી તુરત નીકળી જાયછે. પણ બાજે વખતે ઘણો તંબાકુ પિવાની ટેવવાળો, જયારે અપવાસી હોયછે તે દરમીયાનમાં તંબાકુ પિયેછે તો, તે તેના અંતઃકરણના જુસ્સાને અતીશય નબળો કરી નાખી, જીંદગીને નુકસાન કારક અસર કરેછે.

વિલાયતમાં એક સરકારી નોકરને અતી-શય બીડી પિવાની ખરાબ ટેવ હતી. તે ગયા આકટોબર મહીનામાં એક દીવસે ભુખ્યો તરસ્યો હતો, તે વખતે ઘણી બીડી પિવાથી તેનાં અંતઃકરણનો સાંચો પોતાનું કામ કરતો બંધ પડી ગયો, અને તે મરણ પામ્યો.

ઘણો તંબાકુ પિનાર શખસોએ આ ઉપલી બીના પર ખુબ ધ્યાન પોહોંચાડવું જરૂરનું છે. (લેનસેટ, તા૦ ૧૧ આકટોબર સને ૧૮૭૩.)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૦૪ થી.)

મહમદ રેજાખાનને ઘણા મહિના કેદમાં રાખ્યો; પણ ગવર્નરે તેની તજવીજ કંઈ ત-રેહ તરેહવાર બાહાના કાહાડી, જારી કીધી નહીં. હેસ્ટિંગસે નવીજ ગોઠવણી કીધી. પેલા મહમદ રેજાખાન કારભારીની જગા કાહાડી નાખી; અને રાજનો કારભાર કંપનીના નોક-રોને સોંપ્યો. દીવાની તથા ફોજદારી કામના ઈનસાફનું કામ પણ તેઓને હસ્તક કીધું. નવાબના હાથમાં કંઈ રાજ્ય કારભારનું કામ કાજ રાખ્યું નહીં. તેને તો એશ આરામમાં મજે કરવાનું તથા વર્ષે દાહાડાનું મ્હોટી રક-મનું ભાથું આઈ પડી રેહવાનુ કામ સોંપ્યું. નવાબ બાળક હતો તેથી તેના શરીરની સં-ભાળ તથા ઈસ્ટેટના બંદોબસ્ત સારૂ, તેના બાપના જનાનખાનામાંથી એક મની બેગમ નામની ઓરતને મુકરર કીધી. ગવર્નરે નંદ-કુમારને તેના મેહનતાનામાં કંઈ મ્હોટી સત્તા તેના હાથમાં આપી નહીં; પણ તેનું મન મ-નાવવા સારૂ તેના દીકરા ગુરદાસને નવાબનો ખજાનચી ઠેરવ્યો. આવી તરેહ વજેથી કંપ-નીએ બંગાળાનો રાજ્ય કારભાર પોતાને સ્વા-ધીન કીધો. બાદ તેણે ઉપર જણાવેલા બે કેદીઓની તજવીજ કરવા સારૂ એક કમિટિ મુકરર કીધી; અને તેનો અધ્યક્ષ ગવર્નર પોતે થયો. સીતાબરાય પર કંઈ તરેહનો ગુન્હો સાબિત નહીં થયો, અને તેને આબરૂ ઈજ-તથી બંદીખાનામાંથી છોડવો કીધો. આ દેશના રેવાજ પ્રમાણે ઘણા ઉમદા પોશાક અને જવાહીરના નજરાના બક્ષી, તેને ખુબ શણગારેલા હાથીપર સવાર કરી, પાછો પટ-નાનો કારભાર સોંપ્યો; પણ તન્દુરસ્તીએ વફા કીધી નહીં તેથી, તથા કેદ રેહવાથી દિલમાં ગેરત પોહોચવાથી, તેના શીના નરમ પડી ગયો; અને ગમીગમાં ને ગમીમાં થોડા દિવસમાં મરી ગયો. મહમદ રેજાખાન બીલકુલ નીરઅપ-રાધી નોહોતો. ગવર્નરની તેની તરફ કંઈ કરડી નજર નોહોતી. નંદકુમાર પોતે મહમદ રે-જાખાનને ફસાવવા સારૂ તરેહવાર આળ તે-નાપર લાવ્યો; અને તેની તજવીજ ઘણી

લાંબી ચાલી; પણ તોપણ કંઈ તેનાપર સાબિત થયું નહીં, તેથી આખરે હેસ્ટિંગસે તેને છોડી મુક્યો.

નંદકુમાર પેલા મુસલમાન કારભારીને તોડી તેની જગોપર પોતે મુકરર થવાની પુરી મતલબમાં નાઉમેદ થયો. વળી તેના દુશમનને આટલો બધો હેરાન કરવા છતાં, તેનાપર કંઈ ગુન્હો સાબિત નહીં થયો અને આ બાદ વગર સજાએ છુટો થયો. હેસ્ટિંગસે પેલા કારભારીની જગો કાહાડી નાખી; અને નંદકુમારના કરકાવર્ગ અને દગા ફટકાનો લાભ લઈ, રાજકારભારનું કામ મુર્શીદાબાદમાંથી ખસેડી, કલકત્તે લાવ્યો; અને દેશીના હાથમાંથી કારભારની સત્તા છીનવી લઈ, કંપનીના નોકર અંગ્રેજોને સોંપી, આવી રીતે હેસ્ટિંગસે પોતાનું કામ કાહાડી લીધું; અને નંદકુમારના હાથ ધોવડાવ્યા. આની રીતે નંદકુમાર પોતાની ઉમેદમાં નાસીપાયસ થવાથી, તેણે ગવર્નરના ઉપર ઝુંબા કરી દાઠ રાખી, અને પોતાનું વેર આગળ બિજે પ્રસંગે બાહાર કાહાડ્યું તે હવે પછી વાંચવામાં આવશે.

કંપનીને પૈસાની તાણ પડી તેથી, હેસ્ટિંગસે હવે બિજી સઘળી વાતો પડતી મુકી, તે તાણ મટાડવાની ગોઠવણી તરફ પોતાનું ધ્યાન લગાડ્યું. તેણે વાજબી કે ગેરવાજબી રીતે પૈસા મેળવી, કંપનીની આબરૂ સમાળવાનો નિશ્ચય પોતાના મનમાં કીધો. કંપનીના ડીરેક્ટરોને એવીતો પૈસાની તાણ હતી કે, તે ગમેતેમ દિધા ચાલે અને કાળાંધોળાં કરીને પણ હેસ્ટિંગસને પુરી પાડવાની ફરજ પડી; અને જો તે એમ નહીં કરત તો, તેને પોતાની નોકરીનું રાજીનામું આપી વિલાયત જવું પડત, અને પોતાની મોહોટી આબરૂવાળી પદ્વી મેળવવાની ઉમેદ એક બાજુપર રહી જાત. ડીરેક્ટરોએ એક પત્ર ઘણા ગુસ્સામાં ગવર્નરને લખ્યો હતો. તે લખાણની મતલબ આ કેહેવત ("મનમે રામ બગલમે છુરી, બગત ભયા પણ દાનત બુરી") મુજબ હતી. તેઓએ લખ્યું હતું કે, "લોકોપર ઘણી સખ્તી નહીં ચલાવવી, અને પૈસા મોકલવા, ઇનસાફ ચુસ્ત રીતે કરવો અને વળી તેમ કરવામાં જરા લઠીપણું જવું." આ લખાણનો અર્થ એટલોજ થાયછે કે, લોકોને પાળવા પણ ખરા, અને તેપર જુલમ પણ કરવો. કોઈ વખત તેઓનો તાલ્મી ઈનસાફ કરવો, અને કોઈ વખતે અખાડા કરવા. કોઈ વખત તેઓપર સખ્તી ચલાવવી, અને કોઈ વખતે રેહેમ લાવવી. આ પ્રમાણે ડીરેક્ટરો લખનાર તો ઘણા બાહાદુર હતા. તેઓ એક શખસને ફાંસીની સજા આપે, અને ફાંસી દેનારને ભલામણ કરેકે જરા ફાંસી દેતી વખતે તેની ખરદાસ્ત લેજે, અને ગભરાવતો નહીં. કલકત્તા માહેલી સરકારી તીજોરીમાંના નાણાં તો ખપી ગયાં હતાં. ગવર્નર પાસે ફોજને પગાર આપવા જેટલું પણ નાણું નોહોતું; અને પોતાના પગાર પણ ચહડેલા હતા. વળી સરકારી જમીન ખેડનાર ખેડુતો પાક સારો ન થવાથી ગામ છોડી નાસી જતા હતા. આટલી બધી અડચણોમાં વિલાયતથી ડીરેક્ટરોએ ગવર્નરને જરૂર જરૂર રૂપૈઆ પચાસ લાખ તેઓને મોકલવાનું લખ્યું. હેસ્ટિંગસને પૈસા મોકલ્યા વગર છુટકો નહીં. તેના હાથમાં બે ઈલાજ રહ્યા—એકતો એકે પોતે કંપનીને મંગાવેલા પૈસા નહીં મોકલી પોતે અદલ અને રેહમદીલ કેહવાવવું; અને બિજો એકે અદલ ઈનસાફ અને પ્રુફનો ટર એક ગોરાપર મુકી, ગમેતેમ કાળાંધોળાં કરી પૈસા એકઠા કરી ડીરેક્ટરોની નાણાંની તાણ

પુરી પાડવી. જો તે ડીરેક્ટરોનો હુકમ નહીં ઉઠાવે તો પછી પોતાના જનમના રોટલા જાય. આ ઉપરથી તેણે ઘણી વાર વિચાર કરયા બાદ પોતે ખુદાની બીહીકને પડતી મુકી, પૈસા સોધવાનો ઠરાવ કીધો.

સરકારની પૈસા તરફની તાણ છોડવવા સારૂ, પોતે જાતે અફસમંદ તેથી તેણે સેહેજ રસ્તો સોધી કાહાડયો. તેણે નવાબના બત્રીસ લાખ રૂપૈઆનું સાલિયાનું એકદમ ઓછું કરી, સોળ લાખ રૂપૈઆનું કીધું. નવાબે પોતાના મુલકનો સઘળો કારભાર કંપનીને સ્વાધીન કરતી વખતે, તેને બીસ લાખ રૂપૈઆ સાલિયાનું આપવાની તેઓ સાથે સરત કીધી હતી. તેઓએ કોરાહ અને અલ્હાબાદ ઈયાને પ્રયાગ એ પ્રગણાંતો તેને બીલકુલ આપી દીધાં હતાં. નવાબ મોગલ પાદશાહનો નોકર હતો; પણ કંઈ સ્વતંત્ર પોતે મુલકનો ધણી નોહોતો એવી દલીલ કાહાડી, તેની પાસેથી આ પ્રગણાં પણ છીનવી લેવાનો ઠરાવ કીધો. બાદ તે ઠરાવ તે અમલમાં લાવ્યો. તેણે હવે પછી આ પ્રગણાંઓની ખંડણી નવાબને આપવાની મોકુફ કરવાનું જાહેરનામું કરી, એકદમ એ પ્રગણાં ઉપર ઘેરો ઘાલવા સારૂ સ્વાર મોકલી દીધા. હેસ્ટંગસને પોતાની પાસે રાખવાથી કંઈ ફાયદો નોહોતો. તેમાં કંઈ જીવ નોહોતો—એટલે તેમાં આવપત કરતાં ખરચ વધારે હતો. વળી ડીરેક્ટરોને તો પૈસા જોયતા હતા તેટલા સારૂ, તેણે એ પ્રગણાંઓને વેચવા કાહાડયાં. ખરીદદાર કંઈ સોધવા જવો નહીં પડયો.

જ્યારે મોગલનું રાજ-પડી ભાંગ્યું, ત્યારે જુદે જુદે ઠેકાણે બંદોબસ્ત રાખવા સારૂ પાદશાહે મુકરર કરેલા નોકરો તે તે જગોના ધણી થઈ બેઠા. આઉદ ઈયાને અજોધ્યા એ ઘણું ફળદ્રુપ અને મ્હોટી આમદાનીવાળું પ્રગણું હતું; અને તે નવાબ વજીર સુજાઉદૌલાને હાથ આવ્યું હતું. આશરે પચીસ વર્ષ ઉપર સુજાઉદૌલાના ખાનદાનથી ઉતરી આવેલા નવાબ વજીરને અંગ્રેજ સરકારે રાજાનો એલકાબ આપ્યો. ત્યાંસુધી આ ઉમદા આગલ ચલાવનાર નવાબ વજીરને નામે ઓળખાતો હતો. સુજાઉદૌલા પાસે ખજાનો તર હતો. અલ્હાબાદ અને કોરાહ જેટલાં તેને ખપ લાગે એટલાં કંપનીને નહીં લાગે, એટલા ઉપરથી એ પ્રગણાં બંગાળાના નવાબ પાસેથી છીનવી લઈ, સુજાઉદૌલાને પચાસ લાખ રૂપૈઆ સારૂ વેચતાં આપ્યાં.

આ પ્રમાણે નાણાં તરફનો થોડો ઘણો બંદોબસ્ત થયા બાદ, નવાબ ગુજર તથા ગવર્નર એઓએ બિજા અગત્યના મામલામાં માથું ઘાલ્યું. મોગલ પાદશાહના લશ્કરી ખાતામાં રોહીલા લોકો નોકરી કરતા હતા. જ્યારે ઔરંગઝેબના મોત પછી મોગલનું રાજ ફકરેફ તકરેફ થઈ ગયું, ત્યારે તેઓએ રોહીલખંડ ઉપર પોતાનું સ્વતંત્રપણું મેળવ્યું. તેઓ હિંદુસ્થાનના બિજા રેહવાસીઓ જેવા પોચા અને નામર્દ નોહોતા. તેઓ મહા જવામર્દ અને બાહાદુર લોકો ગણાતા હતા અને ગણાયછે. તેઓએ પોતાના દેશને પોતાની બાહાદુરીથી ઘણા કાળ સુધી સ્વતંત્ર રાખ્યો. તેઓના દેશમાં વેપાર વણજ તથા ખેતીવાડીનું કામ સારી રીતે ચાલતું હતું. તેઓ કાવ્યવિદ્યા તથા અલંકારવિદ્યામાં પણ કુશળ હતા. તેઓના હાલ બુજર્ગ લોકો આગળના સારા વખતમાં જ્યારે અફગાન પાદશાહો રોહીલખંડમાં રાજ્ય કરતા હતા, તે વખતની ઘણી તારીફ કરેછે. (અપૂર્ણ.)

—∞—

## જાજુકના દાંત.

જાજુકના દાંત ૩૨ છે. ૧૬ ઉપલા જડબામાં અને ૧૬ નીચલા જડબામાં. ગયા અંકમાં દુધીયા દાંત વિષે સમજાવવામાં આવ્યું છે. તેઓ ૨૦ છે.

આ વધારે ગણત્રીવાળા દાંતની જગો કરવા સારૂ જડબાંઓ ફેલાવો પામેછે. દાઢનો પેહેલો દાંત આસરે ૭ વરસની ઉમ્મરે બાહાર નીકળેછે, તે દરમીયાનમાં જડબાંઓ ફેલાવો પામેછે. જડબાંના દાંતની અવેજમાં ૧૦ દુધીયા દાંતની જગોપર ૨૦ જાજુકના દાંતો ઉગેછે. આસરે ૧૨ વરસની ઉમ્મરે જડબાં લંબાઈમાં વધારે ફેલાવો પામેછે; અને આસરે ૯ વરસની ઉમ્મરે ઉગેલા દાંતની પાછળ, બીજા જડબાના દાંતોને વાસ્તે જગો થાયછે. કેટલાંકને ૧૭ અને ૨૧ વરસની વયની વચમાં, ત્રીજો દાઢનો દાંત નીકળેછે; અને તેને અંગ્રેજીમાં વિઝડમ ટુથ કરીને કેહેછે.

જાજુકના દાંતો ઘણું કરીને નીચે જણાવેલી ઉમ્મરે ફુટેછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પેહેલા દાઢનો દાંત ........ | જનમ્યા પછી | ૫ | થી | ૭ | વરસ સુધીમાં નીકળેછે. |
| વચલા કાપે એવા દાંત ...... | ,, | ૬ | થી | ૮ | ,, |
| બાજુપરના કાપે એવા દાંત .... | ,, | ૬½ | થી | ૯ | ,, |
| પેહેલા બાઈકસપીડ યાને પ્રીમોલર. | ,, | ૯ | થી | ૧૦ | ,, |
| બીજા બાઈકસપીડ યાને પ્રીમોલર. | ,, | ૯½ | થી | ૧૨ | ,, |
| આઈટુથ યાને આંખના દાંતો. | ,, | ૧૧ | થી | ૧૨ | ,, |
| બીજો દાઢનો દાંત ........ | ,, | ૧૨ | થી | ૧૩ | ,, |
| ત્રીજો દાઢનો દાંત ........ | ,, | ૧૭ | થી | ૨૧ | ,, |

ઉપર જણાવેલા દાંત નીકળવાના વખતમાં કોઈ કોઈ વખતે ફેરફાર થાયછે. કેટલાકોતો એ જાજુકના દાંત નીકળતાજ નથી અને તેઓ ઉમ્મરના થાયછે ત્યાંસુધી દુધીયા દાંતજ કામ કરતા જાયછે. કોઈ વખતે તેઓ સપાટ પડી જાયછે.




જમણી બાજુના જાજુના દાંત.

૧. વચલા કાપે એવા દાંત. ૨. બાજુપરના કાપે એવા દાંત. ૩. આઈટુથ યાને આંખના દાંતો. ૪. પેહેલા બાઈકસપીડ યાને પ્રીમોલર. ૫. બીજા બાઈકસપીડ યાને પ્રીમોલર. ૬. પેહેલા દાઢના દાંત. ૭. બીજા દાઢના દાંત. ૮. ત્રીજા દાઢના દાંત યાને વિઝડમ ટુથ.

ત્રીજો દાઢનો દાંત ઇયાને વિઝડમ ટુથ ૪૦ અગર ૫૦ વરસની ઉમ્મરે નીકળેછે અને કેટલાકોમાં તો તે બી-

દુધીયા દાંતમાના કેટલાક દાંત ત્રીશ અથવા બત્રીશ વરસની વય સુધી કાયમ રેહેછે અને ત્યાર બાદ જાયુકના દાંતો આવેછે એવું તો કવચીતજ કોઈક માણસમાં થાયછે. પેહેલા ૪ જાયુકના દાઢના દાંતો જરાપણ દુઃખ આપયા શીવાય બાહાર નીકળેછે. ઘણી વખતે તેઓ કયારે નીકળેછે તેની તે આદમીને ખબર પણ પડતી નથી. ઘણી વખતે એવો બનાવ બનેછે કે, એ દાંતો નીકળ્યા પછી બે ત્રણ વરસમાં સડી જાયછે; અને તેમ થવાનું કારણ દુધીયા દાંત નીકળી જવાથી મોઢામાં જે ખરાબ પાણી છુટેછે તે તથા દાંતને સાફ કરવામાં ચીંતા નથી રાખવામાં આવતી તે છે.

ઘણા બાળકોમાં આ દાંતો કાઢવા પડેછે, અને માબાપને સમજ નથી પડતી કે, તેઓ દુધીયા દાંત છે કે, જાયુકના દાંતછે. વગર દુઃખ દેવે બાહાર નીકળેછે તેથી તેઓને ઓર જ્યાદા શંકા પડેછે. એ દાંતોનો બચાવ કરવો એ વાત ઘણીજ જરૂરની છે. તેઓ દુધીયા છે કે જાયુકના તે જાણવાને વાસ્તે એક ઉપાય એ છે કે, પાંચ વરસ થયા પછી દુધીયા દાંતોને ગણી જોવા. તેઓ દરેક બાજુમાં ૧૦ છે; પણ જો ગણત્રીમાં ૧૨ થાય તો એમ સમજવું કે પેહેલો દાઢનો જાયુકનો દાંત નીકળ્યોછે.

જાયુકના દાંત નીકળવામાં ઘણું કરીને બીલકુલ દુઃખ જણાતું નથી; કેમકે તે વખતે શરીર ઉગતું અને મજબુત હોયછે. પણ કોઈ વખતે જ્યારે દાંત એક બીજાના ઉપર આવેછે, ત્યારે તેઓ નીકળતી વખતે થોડું ઘણું દુઃખ કરેછે. જગોની સેંકડાશને લીધે કેટલીક વખત દાંત વાંકોચુંકો ઉગવાથી પણ દુઃખ આપેછે; ખોરાકને ગળવામાં હરકત પાડેછે; ગળું સુજી આવેછે; મોઢું ઉઘાડવામાં હરકત પડેછે; પાકાઓમાં ગુમડાંઓ પેદા કરેછે અને કોઈ વખતે તો એટલું બધું દુઃખ કરેછે કે, મોટી નસ ખેંચાઈને જડબાં બંધ થઈ જાયછે. ઘણે વખતે જડબાનાં હાડકાંનો નાશ થાયછે અને તેમાં વરસોળી પેદા થાયછે. આવે વખતે દાંતના ડાકટરની સલાહ લેવી જરૂરનીછે, જે દરદીને ઘટતો ઉપાય બતાવશે.

આપણા જાણીતા ડાકટર બરજોરજી ફરામજી બોરી, જેઉ વિલાયત જઈ અતરે પાછા આવ્યાછે, તેવણજેવા દાંતના કામમાં અનુભવી ડાકટરોની સલાહ લેવાની ભલામણ કરીયે છૈયે.



## હિંદુઓ ગુજરાતીમાં ગ્રંથ રચવામાં શા વાસ્તે હિંમત કરતા નથી?

આ સવાલનો જવાબ તા૦ ૨૭ નવમ્બર સને ૧૮૭૩ નું નેટીવ ઓપીનીઅન વાજબી રીતે આપેછે. ગયા અપ્રેલથી જુન મહીના લગીમાં મુંબઈ ઇલાકાની અંદર જુદીજુદી ભાષાઓમાં કેટલાં પુસ્તકો રચાયાં, તેની વીગત તેમાં આપેલી છે; તે ઉપરથી માલમ પડેછે કે, ગુજરાતી ભાષામાં ૩૧ પુસ્તકો છપાયાં હતાં; અને તેઓના રચનાર ઘણું કરીને પારસી ગૃહસ્થો હતા; જેને સારૂ તેઓને બેશક શાબાસી ઘટેછે; પણ હિંદુ ગ્રંથ કરતાઓની મહેમ તેઓને પણ ગુજરાતીમાં ગ્રંથ રચવામાં આગળ આવાનો વખત આવશે એવું હાલની રીતભાત ઉપરથી જણાતાયછે.

ગુજરાતી ભાષા બાલ્યા અવસ્થામાં છે. ગ્રંથ રચનારાઓ એ ભાષાને સુધારવામાં અગાઉ તરફથી આગળ રોકાયા હતા; પણ હાલ તેઓને આસરો નહીં મળવાથી તેઓ એ ભાષામાં ગ્રંથ રચવા મુકી બેઠાછે. ગ્રંથ રચે તો ખરીદદાર કોઈ નહીં. યુનીવર્સીટીએ તો એ ભાષાને બાતલ કીધીછે. અસલના સબોરડીનેટ જડજો તથા વકીલો ગુજરાતીમાં તૈયાર થતા હતા, તે પરીક્ષા ગુજરાતીમાં બંધ કરવાથી એ ભાષા હાઈકોરટમાંથી પણ એક લાત ખાઈ ચુકીછે. આપણા કાયદા ઘડનાર, ગુજરાતીમાં અરજી વગેરે સાંભળતા નથી. નોકરી, ધંધો, આબરૂ, ઈજ્જત તથા દરજ્જો આપવામાં અંગ્રેજી ભાષાને આગળ કીધીછે. આ સઘળાં કારણો ઉપર નીગાહ કરતાં એ ભાષાનું નસીબ આગળ જતાં ઉઘડે એવું દીસતું નથી. એને સુધારવાને સારૂ એકજ રસ્તો રહેલોછે; તેથી જો સુધરે તો સુધરે, બાકી તે શીવાય બીજા કંઈ ઉપાયો રહ્યા નથી; છોકરીઓને કેળવણી આપવાનું કામ આ ઈલાકામાં જેમ જેમ ફેલાવો પામતું જશે તેમ તેમ એ ભાષામાં સુધારો થવાની વકી રાખી શકાયછે.

ગુજરાતી ભાષામાં ગ્રંથ રચનારોને પારસી ગૃહસ્થો તરફથી હંમેશ આસરો મળતો હતો; પણ હિંદુ તરફથી કવચીતજ મળતો. હિંદુમાં ભાટીઆ, કચ્છી, લુવાણા વીગેરે લોકોમાં વાંચવા લખવાની બુજ કોઈજ નથીછે. એ લોકોએ તો ગ્રંથો ખરીદ કરીને આસરો આપવો જોઈએ, પણ તેમ ઘણા થોડાજ કરેછે. ભણેલા, લખેલા અને સારો હોદ્દો ધરાવનાર શખસો એવાં કામમાં ભાગ્યેજ રકમ ખરચવાને આનાકાની કરેછે એ કેવી અફસોસની વાત છે.

ફારબસ વરનાક્યુલર સોસાઈટી તો સખત ઊંઘ લેછે. બીજા કોઈએ એવું બુક ફંડ કીધું નથી કે, જેમાંથી ગુજરાતી ભાષામાં પુસ્તક રચનારને આસરો મળે. ગુજરાતી કરતાં મરાઠી ભાષામાં વધારે ચોપડીઓ થાયછે તેનું કારણ એછે કે, તે ભાષામાં પુસ્તકો છાપવાને થોડો ખરચ પડેછે અને વળી પુનામાં એવાં પુસ્તકોને મદદ આપવાને એક ફંડછે.

મરહુમ શેઠ રૂસ્તમજી જમશેદજીના ટેસ્ટામેન્ટમાં રૂ ૨૭,૦૦૦ ભરાયાછે; તેને લાગતા વળગતાઓ એ રકમ સા સારૂ એક બુક ફંડ કરવામાં કામે લગાડતા નથી.

ભાવનગરના સંસ્થાને રૂ ૨૫,૦૦૦ ની સ્કોલરશીપો કીધી એ ઘણું સારૂં કામ થયુંછે; પણ જો એક થોડી રકમ ગુજરાતી પુસ્તક પ્રસીદ્ધ ફંડમાં તે તરફથી આપવામાં આવે તો તેથી મોહોટો આસરો મળે અને એ ભાષાને સુધારવાનું કામ ગ્રંથો ઉપર આધાર રાખેછે અને તેના ગ્રંથોની જે ગુજરાતી ભાષામાં ખોટછે તે પુરી પડે. આશાછે કે આ સુચના ઉપર એ સંસ્થાનના રેસીડંટ તથા મુખ્ય કારભારીઓ ધ્યાન આપશે.

નેટીવ ઓપીનીયનના આ વિષે ઉપર કીધેલાં લખાણમાંની નોંધી રાખવા લાયક બાબતો અહીંયાં ટુંકાણમાં તેના શબ્દોમાં ટાંકી લીધીછે.

"In the present infant state of our vernacular literature, it is no wonder that they receive nourishment from foreign sources. The English, French, and other languages of Europe owe their present state of development to translations. School-books are mighty agents for diffusing foreign ideas, and as they comparatively meet with a ready sale, many authors turn their attention to school-books. We have often heard it remarked that our educat-

ed men, do not exert themselves to enrich their vernaculars. No doubt there is truth in the remark. But is their nothing to be said in their favor? Who are to buy their books, and who are to read them? At present an author's great difficulty is to secure subscribers to his work.

"And what are the prospects of our vernaculars under our foreign rulers? Our University has rejected them. Our High Court has driven them from the Subordinate Judges' and Pleaders' Examinations. Even our sage legislators do not condescend to hear petitions addressed to them in vernaculars! For honour, distinction, employment, promotion, the knowledge of English is become the *sine qua non*. Under such unfavorable circumstances, the *future of our vernaculars does not seem promising*. The question often forces itself upon our attention, "Is English destined to supplant them?"

"For the present we do hope that as education spreads, especially female education, in the presidency, our vernaculars will be better cultivated. The Bengali language within the last few years has received a mighty impetus.

"The Gujrati language owes a good deal to its Parsee speakers. Several Parsee gentlemen appear in the Catalogue as authors of Gujrati works."



## પાચન ક્રિયા.

(સાંધણ પાને ૯૯ થી.)

**ખોરાકની પાચન શક્તિ**—જુદી જુદી જાતના ખોરાકોની પાચન શક્તિમાં અંતરછે. અનુભવ ઉપરથી માલુમ પડેછે કે, કેટલીએક ખોરાકની ચીજોને પચાવવાને લાંબો અને કેટલીએકને થોડો વખત લાગેછે. ઘણાં વરસ ઉપર આ બાબત વિશે ડાકટર બીલીયમ બોમેંટને તપાસ કરવાની એક ઘણી અચ્છી તક મળી હતી. તેના એક આદ-મીના પેટમાં ગોળી લાગી હતી, તેથી પેટમાં એક છેદ પડયો હતો; તેમાંથી લોધેલા જુદા જુદા ખોરાકને પચવામાં જે જુદો જુદો વખત લાગતો હતો તે તેણે નીચે બતાવ્યુંછે.

### પાચન કરવાને લાગેલો વખત.

| | ક. | મી. |
|---|---|---|
| ડુંકનો પગ | ૧. | ૦૦ |
| હાબ્ય | ૧. | ૦૦ |
| હાંડુ (ગરમ કીધેલી) | ૧. | ૩૦ |
| વેનીશન સ્ટીક | ૧. | ૩૫ |
| ઉકાળેલું દુધ | ૨. | ૦૦ |
| ટરકી, શેકી કીધેલી | ૨. | ૩૦ |
| ભળદનું ગોશ, શેકી કીધેલું | ૩. | ૦૦ |
| મટન, શેકી કીધેલું | ૩. | ૧૫ |
| વીલ (ગરમ કીધેલું) | ૪. | ૦૦ |
| વાડામાં બાંધેલું બાદ (ગરમ કીધેલું.) | ૪. | ૧૫ |
| ડુક્કરનું ગોશ, શેકી કીધેલું | ૫. | ૧૫ |

આ પરીક્ષાઓ એક સરખાં સઘળામાં નીપજતાં નથી. ઉમ્મર અને સ્વભાવ પ્રમાણે તેઓમાં ફેરફાર થાયછે. કેટલાકોમાં મટન તથા બીફને પચી જવામાં સરખો વખત લાગેછે. કેટલાકો દુધ સેહેલથી પચાવી શકેછે. કેટલાકોને તેને પચાવતાં પણી મેહેનત પડેછે. આ પ્રમાણે હોવા છતાં પણ, ઉપર જણાવેલી ખોરાકની વસ્તુઓની મુકાબલે કરેલી પાચન શક્તિનો વખત બેશક ઘણે દરજ્જે ખરોછે.

**તન્દુરેસ્તી ભરેલીરીતે પાચન ક્રિયા ચાલવામાં કહી શરતોની જરૂરછે?** પેહેલી—ખોરાક સારા ગુણ વાળો તથા બરોબર પકાવેલો હોવો જોઈયે; ખોરાકને તઈયાર કરતી વખત આપણે તેને શેકીએ છઈયે તથા ઉકાળીને તઈયાર કરીયે છઈયે. ખોરાકની જે ચીજોને આગથી ઉપર ટપકે તળી લાખીએચ તે ચીજો બરોબર પચતી નથી અને ઈજા કરેછે; કેમકે તેમાં ઘી ઈયા ચરબી

આવેછે અને તેમાં ગરમી લગાડેથી ખોરાક રંગેરજમાં પેશી જાયછે. ચરબીવાળા અથવા ઘીવાળા પદાર્થો પેટમાં પચી શકતા નથી; કેમકે તેપર જઠરરસ કામ કરી શકતો નથી. તેઓ અગાથા છુટા "એલબ્યુમીનસ મૅટર" ની સાથે મળી રહેછે. રોટલી સાથે અથવા ભાજી સાથે ગળેલું માખણ અથવા ગોશની સાથે મળેલી ચરબી "એલબ્યુમીનસ મૅટર" સાથે છુટાં પડી જાય એવી રીતે મળેલાં હોયછે. એ ચરબીનો ભાગ "એલબ્યુમીનસ મૅટર"થી આંતરડાંમાં જતી વખતે સેહેલથી છુટો પડેછે. પણ જ્યારે કે, ચરબી ખોરાકમાં અચ્છી તરેહ લપટાઈ જાયછે ત્યારે તેથી જઠરસ તેમાં દાખલ થઈ શકતો નથી; અને તેથી કરીને તે ચરબીવાળો ખોરાક પેટમાં અપચેલો રહી જાયછે એટલુંજ નહીં; પણ તેની સાથે મળેલાં "એલબ્યુમીનસ મૅટર"ના પચવામાં પણ હરકત પડેછે. માટે ચરબીમાં અથવા ઘીમાં પકાવીને તઈયાર કીધેલો ખોરાક, વગર ઘી અથવા ચરબીવાળા ખોરાક કરતાં ઓછો પચે એવોછે. એટલા સારૂ સઘળી જાતના વનસ્પતિના ખોરાકને પુરેપુરી રીતે અને તેના રેશાઓ મુલાયમ થઈ જાય તથા તેમાં આવેલી "સ્ટાર્ચ" વાળા પદાર્થો સારી રીતે તઈયાર થાય એવી રીતે પકાવવો જોઈએ. જો સ્ટાર્ચ વગર પાકે કાચીને કાચી રહી જાય, તો તેને પચવામાં ઘણી મુશ્કેલી પડેછે; પણ જો સ્ટાર્ચ વાળા ખોરાક જેવા કે ચોખા વગેરે સારી રીતે બાફીને મુલાયમ કીધા હોયછે તો, તેના ઉપર જઠરસ ઉતાવળે તથા સેહેલાઈથી કામ કરેછે.

બીજી—ખોરાક નિયમીત વજનમાં દરવખતે લેવો જોઈયે, ઘણું વજનમાં ખોરાક એકદમ ખાઈ જઈયે તો, તે પેટના રેશાઓને ઢીલા પાડી નાખેછે. ઘણા દાહાડા અપવાસ કીધા પછી એકદમ ઘણી ભુખ છુટેછે અને તેથી ઘણાં માદાં અને ભયંકર પરીણામો નીપજેછે; માટે તે બાબત ખબરદારી રાખવી જોઈયે. એવે વખતે ઘણી ભુખ લાગે એ કંઈ સ્વભાવિક ભુખ નહીં કેહેવાય; માટે તેને પુરતી રીતે પુરી પાડવી નહીં. પેટમાં જેટલું તેના કરતાં વધારે તેમાં દાખલ કરવાથી, તેના રેશા લપટા પડી જાયછે; અને તેમ થવાથી પાચનક્રિયામાં હરકત પડેછે.

ત્રીજી—ખોરાક હરરોજ અને મુકરર કરેલે વખતે લેવો જોઈયે. રોજના વખત અને રીત પ્રમાણે ખોરાક લેવામાં આવેછે તો, તે પર પાચનક્રિયા દુરસ્ત અને સારી રીતે કામ કરેછે. ગેર વખતે લીધેલા ખોરાક પર પાચન ઇંદ્રિ, બરોબર અને રીતસર કામ કરતી નથી. હીપાક્રીટીસે ખોરાક વિશે એક ગ્રંથ લખ્યોછે. તેમાં જણાવ્યુંછે કે, જો એક માણસને મધ્યાને ખાવાની ટેવ નથી અને તે વખતે તેને ખાવાની ફરજ પાડીયે તો, તેથી તેને ઈજા થાયછે. પણ જેને કે, તે વખતે ખોરાક ખાવાની ટેવછે તે જો તે વખતે ખોરાક ન ખાય તો, તેની અવસ્થા પણ તેનાજ જેવી થશે એટલુંજ નહીં, પણ કેટલા તેઓની ભુખ આખો દાહાડો જતી રહેલી જણાશે. કેટલાકોમાં તો ખોરાક પોતાની ટેવ પ્રમાણે વખતસર લેવામાં આવતો નથી તો, શરીર બગડી આવેછે અને તેની પાચન ક્રિયામાં વાંધો પડેછે.

ચોથી—જઠરસનું નીકળવું તથા ખોરાકનું પાચન થવું એ બન્નેો, "નરવસ સીસટમ" ઈયાને તંતુઓ ઉપર ઘણો આધાર રાખેછે. ડાક્ટર બોમૉંટે તથા બીજા વિદ્વાનોએ પોતાની અજમાશ ઉપરથી એવું સોધી કાહાડ્યુંછે કે, શીજ્ઞસના તપી આવવાથી તથા બીજાં એના

કારણથી જરૂરના ઓછા વજનમાં નીકળેછે; તથા કોઈ વખતે તો બીલકુલ નીકળવો બંધ થઈ જાયછે. તાવથી તથા ઘણાં થાકી જવાથી પણ એમજ થાયછે. સઉ કોઈને ખબર છે કે, ફીકર, ગુસ્સા વગેરે વિકારોથી ભુખ જતી રેહેછે તથા પાચનક્રિયા બરોબર ચાલતી નથી. હરેક પ્રકાર અસાર પાચનક્રિયાની શીરૂઆતે તંતુઓ ઉપર થાયછે તો તેથી, જે પ્રકાર અસર થાયછે તે, ઘણા લાંબા વખત સુધી પોહોંચેછે. ભરી કઈ ખાતાં વારને તુરત કોઈ ઉતાવળું કામ અથવા ફીકર આવી પડેછે અને તે ચારેક દીવસ જારી રેહેતો, પાચન ક્રિયામાં હમેશાની હરકત પોહોંચેછે; તે લેહેજે વખત સુધી રેહે તોતેથી કંઈ પાચન ક્રિયાને હરકત થતી નથી.

પાચન ક્રિયા પેટમાં બરાબર ચાલ્યા કરે તેને સારૂ જયારે ભુખ લાગે ત્યારેજ ખોરાક લેવો જોઈયે; તથા જેમ બને તેમ મુકરર કરેલે વખતેજ લેવો જોઈયે. ખોરાક સારી રીતે રાંધેલો તથા દાંતવડે સારી રીતે ચવાયલો હોવો જોઈયે પાચન ક્રિયાની શીરૂઆતે પ્રસન્ન, મન અને શરીર કંઈપણ જાતના દુઃખદાયક અથવા નાપસંદ વિચારોને તાબે હોવાં ન જોઈયે.

(અપુરૂં.)

---

## EXTRACT FROM THE REPORT OF THE ALEXANDRA N. G. ENGLISH INSTITUTION.

*(Times of India, 19th March 1870.)*

As the light of knowledge and enlightenment shone wider and wider, ignorance and darkness must give way. There was a time when native ladies went about in their carriages with closed doors and remained shut up in their houses. It was a monstrous thing, in their opinion, to mix up with men even of their own race and creed, but they had that evening a large number of native ladies mixing in the society of men, and not only mixing with men of their own creed, but with those of other races and creeds (Applause.) But above all, they had seen that day a native lady distributing the prizes to the Girls of the Institution, and not only a native lady distributing the prizes, but a Ranee, the wife of the enlightened Chief of Jamkhundie; and not only a Ranee of a native Raja, but a native lady who had made the English language a particular branch of study. (applause.) Her Highness had paid Rs. 5,000 as the price of the picture drawn by the august hand of Her Royal Highness the Princess Louise and presented to the Alexandra N. G. English Institution; and not only that, but Her Highness the Ranee had contributed Rs. 5,000 more, the principal sum not to be touched and the interest to be devoted in establishing scholarships in her name in connection with the institution. (Applause.)

It is gratifying to notice that His Highness the Chief has engaged an European Governess for the education of his family, and the noble example thus set in, will, we doubt not, be taken up in right earnest by the Chiefs and Rajas of Gujrat, Kutch, Kattyawar and other places.

---

# મીસાવડો

OR

## THE MISCELLANY.

અંક ૯. મુંબઈ, માસ ફેબ્રુઆરી, સને ૧૯૦૪. કીં૦ આના ૨.

### પાચન ક્રિયા.

(સાંધણ પાને ૧૨૮ થી.)

**ખોરાકનું નાહાનાં આંતરડાંમાં જવું**—જે ખોરાક પેટમાં પચીને પ્રવાહી રૂપમાં થઈ જાયછે તે પેટના "પાઈલારસ" મોઢામાં થઈને જ્યારે નાહાનાં આંતરડાંમાં જાયછે તે વખતે તે જે પદાર્થોનો બનેલોછે તે આ:—

- પેહેલો—જઠરરસની સાથે "આલબ્યુમીનસ મેટર" પીગળીને રહેલી તે.
- બીજો—"સ્ટાર્ચ"ના પદાર્થો જેમાં કંઈ પણ ફેરફાર થયલા નહીં હોય.
- ત્રીજો—તેલના પદાર્થો જે પર જઠરરસે કંઈ અસર કીધેલી નહીં હોય એવા.

"સ્ટાર્ચ"ના પદાર્થો તથા તેલના પદાર્થો નાહાનાં આંતરડાંમાં આવનાર પ્રવાહીઓથી પાચન થાયછે.

**આંતરડાંમાંહેલા રસ તથા સ્ટાર્ચનું પચવું**—આંતરડામાં જે રસો નીકળેછે તેઓમાંનો પેહેલો "ઈનટેસટાઈનલ જુસ" આપણાં આંતરડાંના આચ્છાદનમાં ઘણી અને લાંબી નળી જેવાં "ગ્લાંડસો"માંથી આ રસ નીકળેછે. એ રસ હુંગ હોતછે; અને એની ખાસિયત

આ આંતરડાંમાંથી નીકળેલા રસ "સ્ટાર્ચ" પર શરીરની ગરમી જેટલી ગરમીએ અસર કરેછે; અને તેની ખાંડ કરી દેછે. જો આપણે આંતરડાં માંહેલા જરા તાજા રસમાં નાખેલી "સ્ટાર્ચ" ભેળવી ગરમ પાણીમાં થોડા સેકંડ સુધી રાખીએ તો તમાસ જોવામાં "સ્ટાર્ચ" જતી રેહેલી અને તેની જગો પર ખાંડ બનતી જોવામાં આવશે.

પેટ માંહેલું "પેપસીન" બહેતર ખોરાકપર જેમ અસર કરેછે તેમજ આંતરડાં માંહેલો રસ તેમાં આવેલા ખોરાકપર અસર કરેછે. જ્યારે કે "સ્ટાર્ચ"ના પદાર્થોની ખાંડ થઈ જાયછે એટલે તેઓ પચી ગયા એમ સમજવું.

જ્યારે કે "સ્ટાર્ચ"વાળો પદાર્થ આંતરડાંમાં જાયછે ત્યારે તુર્ત આંતરડાં માંહેલાં "ગ્લાંડસો" વાંગળ થાયછે અને રસ છોડેછે. આ રસ "સ્ટાર્ચ"ના સંબંધમાં આવ્યાથી તેની ખાંડ બની જાયછે.

**"પેનક્રિયાટીક જુસ"**—આંતરડાંમાં બીજો રસ છુટેછે તેને આ નામ આપેલું છે. પેટના નીચલા છેડાની પાછળ "પેનક્રિયાસ" નામનો એક "ગ્લાંડ" છે, તેમાંથી આ રસ છુટેછે. આ રસ નાહાનાં આંતરડાંનાં ઉપલા ભાગમાં તથા "પાયલારસ"ના મોઢાની

નીચે થોડીએક ઈંચના તફાવતપર છુટેછે. આ રસ રંગ રહીત છે અને તેની ખાસિઅત "આલ્કલાઈન"ની છે. એ રસમાં જે જે ચીજો રહેલી છે તે આ:—

એક હજાર ભાગ "પેનક્રિયાટીક" જ્યુસ લઈયે તો તેમાં.

| | |
|---|---|
| પાણી ........................ | ૯૦૦.૭૬ |
| "આલબ્યુમીનસ મેટર" ...... | ૯૦.૩૮ |
| ખારના પદાર્થો ........... | ૮.૮૬ |
| | ૧૦૦૦.૦૦ |

આ રસ જરા જાડો હોયછે; અને ઈંડાંની સફેતીના જેવો ઘાડો દેખાય છે.

આ રસમાં રહેલાં "આલબ્યુમીનસ મેટર"ને "પેનક્રિયેટીન" કહેછે; અને તેને ગરમ કરવાથી તથા તેમાં "આલકોહલ" લાખવાથી તથા બીજા રસાયણી પદાર્થો મેળવવાથી ઠરી જાયછે.

**"પેનક્રિયાટીક" રસથી ચરબી ઊપર થતી અસર**—આ રસ તેલના પદાર્થ પર કામ કરેછે. તેલના પદાર્થો પેટમાં પાચન થતા નથી. તે માત્ર શરીરની ગરમીથી પીગળી જાયછે; અને પેટ માંહેલા પીગળેલા "આલબ્યુમીનસ મેટર" સાથે કાંઈ મળી જતા નથી, પણ તેપર ગોથા તરતા દેખાય છે; અને તેને "કાઈલ" કહેછે. "કાઈલ"માં તેલનો પદાર્થ રહેલો છે; પણ તે એવી તરેહ બદલાઈ ગયલો હોયછે કે, તે પુરી આંખથી નજરે પડતો નથી; પણ જો તેને શુક્ષ્મદર્શક યંત્રવડે તપાસીયે તો તેમાં બારીક ચરબીની રજકણો જોવામાં આવશે.

"કાઈલ" સુંદરના પાણીના જેવો દેખાય છે અને તે ખોરાકમાં રહેલી તેલની વસ્તુઓ ઊપર "પેનક્રિયાટીક" રસની અસરથી તઈઆર થયલો હોયછે.

જો આપણે જો રસમાંનો કેટલોક તાજો રસ લઈને તેમાં સાલીટનું તેલ અથવા બીજો કોઈપણ ચરબીનો પદાર્થ મુકીને હલાવીયે તો તેનો દુધ જેવો સફેત અપારદર્શક પદાર્થ થઈ જાયછે તે "કાઈલ" છે.

આ પ્રમાણે ફેરફાર થવાથી ચરબીના પદાર્થો પચી જાય છે; અને તે લોહીમાં દાખલ થવાને લાયકના થાય છે.

**આંતરડાંની હાલચાલ**—ઉપર જણાવ્યા મુજબ ખોરાક પર પાચન રસોની અસર થઈ રહ્યા પછી તેઓ આંતરડાંની હાલચાલથી નીચે લઈ જવાય છે; પેટ અને "ગલેટ"ની પઠીમ આંતરડું પણ લાંબા અને ગોળ રેશાનું બનેલું છે. આ રેશાઓ શી રીતે સંકોચ પામે છે તે તુર્તના મારી નાખેલા બળદના અથવા ગેટાંના આંતરડાંમાં જોવામાં આવે છે. આંતરડાનું હાલવું ઘણી ચંચળાઈથી અને દેખી શકાય એવી રીતે થાય છે. આંતરડાંનો એક ભાગ સંકોચ પામે છે એટલે તેનો વ્યાસ નાહાનો થઈ જાય છે; અને તેઓની સામસામેની બાજુ સાથે આવી જાયછે, એટલે તે માંહેલી રહેલી વસ્તુનું આગળ ચાલવું થાયછે અને આ પ્રમાણે વારેવારે થવાથી તેમાં રહેલો પદાર્થ નીચે ઊતરે છે.

આ પ્રમાણેની કીડાઓના જેવી વાંકીચુંકી આંતરડાંમાં થતી હાલચાલથી, તે માંહેલો ખોરાક આખા નાહાનાં આંતરડાંના અસ્તરનની સંગતમાં આવે છે.

**આંતરડાંમાં ખોરાકનું પુરેપુરં પચવું**—આ પ્રમાણે આંતરડાંની ઉપરથી તે નીચે સુધીની ધીમીધીમી હાલચાલથી તે ગાંઠેલો પાચન થયલો ભાગ અસ્તરન વડે ચુસાઈ જ

ખોરાકનો ભાગ હજુ પુરો આચ્છાદનની સંગતમાં આવ્યો નથી તે ધીમેધીમે આવતો જાયછે, અને પચીને પીગળી ગયા પછી ચુંસાઈ જાયછે.

આ પ્રમાણે નાહાનાં આંતરડાંના જુદા જુદા ભાગમાં ખોરાકનો દેખાવ, પાચન ક્રિયાના વિરામ મુજબ જુદો જુદો હોયછે; અને તે ફેરફાર જે નીચલા વર્ગના કેટલાક જાનવરોમાં જોવામાં આવેછે તે આ પ્રમાણે પિતૃવનેલો પેટમાં જઠરરસની અસર પામીને પાચન થયલો ખોરાક આંતરડાંમાં જાયછે તે વખતે તેમાં તેલનો પદાર્થ તરતો દેખાયછે.

આંતરડાંના ઉપલા ભાગમાં ચરબીવાળા ભાગનું સફેત દુધના રંગ જેવું "કાઈલ" થઈ જાયછે.

આ પ્રમાણે ખોરાકની જુદી જુદી વસ્તુઓનું પચવું પેટની શરૂઆતથી તે નાહાનાં આંતરડાંના છેહ્યા ભાગસુધીમાં થાયછે; અને ખોરાકનું ત્રણ વસ્તુઓમાં વેહેંચાવવું થાયછે. પેહેલું તો જઠરરસની અસરથી ખોરાક માંહેલા "એલબ્યુમીનસ મેટરનું" પીગળી જવું થાય છે. ચરબીવાળા પદાર્થનું "ઈમલ્સિયાટીક" રસથી, સુંદર જેવા પદાર્થમાં બદલાઈ જવું થાયછે; ત્રીજું આંતરડાં માંહેલા રસથી સ્ટાર્ચની ખાંડ થઈ જાયછે; અને આ પ્રમાણે તઈયાર થયલા એકએક રસ લોહીમાં દાખલ થાયછે. વળી આંતરડાંમાં ઉતરતા ખોરાકમાંથી તે માંહેલા રસથી પાચન થઈ તઈયાર થયલો ભાગ આંતરડાંના આચ્છાદન વડે ચુંસાતો જાયછે.

આ પ્રમાણે ખોરાક જે કે, મોંહોમાં રોટલી, ગોશ, દુધ, અને ભાજીના આકારમાં લીધેલ હોયછે તેનું પાચન રસ વડે જુદા રૂપમાં બદલાઈ જવું થાયછે; અને તે માંહેલા જે પદાર્થ કે, પાચન થઈ શકતા નથી અને શરીરના પોશાણમાં ખપ આવતા નથી તે, શરીરની બાહાર નીકળી જાયછે. આવી ખાસિઅતના ખોરાકમાં રહેલો નકામો કચરો મોટાં આંતરડાંમાં જાયછે; અને હજુ પણ જરાતરા તેમાં રહેલો પોશાણનો ભાગ હોયછે તો તે આંતરડાંના આચ્છાદનવડે લોહીમાં ચુંસાતો જાયછે. (અધુરૂં.)

---

## લખાનોઉના બંધવાઓ.

(સાંધણ પાને ૧૧૯ થી.)

આવા આવા ભયંકર બનાવો હવે દરરોજ થવા લાગ્યા. એક વખત મીસીસ બારટ્રમ પોતાના બારણા આગળ ઉભી હતી ત્યાંથી તેની નજર કામપાઉંડ તરફ ગઈ, તો ત્યાં એક ગોળી આવીને પડી હતી તે એક ન્હાની છોકરી લઈને રમતી દેખાઈ. એક સેકંડ વારમાં બીજી ગોળી એકાએક ત્યાં આવી પોહોંચી, તે પેલાં બચ્ચાંનાં લલાટમાં વાગતાંને વારજ તે તરત મરણ પામ્યું. આ દેખાવ જોઈને મીસીસ બારટ્રમ એટલી તો ગભરાઈ ગઈ કે, પોતાના બચ્ચાંને લઈને કામપાઉંડમાં જવાને તેની હિમ્મત ચાલી નહીં. વળી જે ઓરડામાં તે રેહેતી હતી તેમાં એક ઘણુંજ સુંદર અને બાપાને વાહાલું લાગે એવું બચ્ચું હતું તે મરણ પામ્યું. એ ઓરડામાં આગળ ઘણાં આદમી રેહેતાં હતાં પણ હવે તો ફકત મીસીસ બારટ્રમ અને તેનું બચ્ચું તથા જેમાં મરનાર બચ્ચાંની મા રહ્યાં. એ બે ઓરતો એટલી તો કમજોર અને ઉદાસ થઈ ગઈ કે, તે લોકોએ એ ઓરડો છોડી બીજામાં રેહેવાની અરજ કીધી

આવીને આ દુઃખદાયક વાત તેને કહી સંભળાવી. તેણે કહ્યું કે, તારો માયાળુ ધણી, એક સોલજર જખમી થયો હતો તેને કાપી-કુપી દુરસ્ત કરતો હતો તે વખતે બાહાર મેદાનમાં ગોળીઓનો ભારે મારો ચાલતો હતો. મેં ડાક્ટર બારટ્રમને ચેતાવ્યો કે, આ ગોળીઓના આટલા મારામાં તું શું કામ બાહાર પડ્યોછે. તેણે જવાબ દીધો કે, અહીંયાં કંઈ દેહશત નથી. એટલું બોલી રહ્યો એટલામાં એક ગોળી આવી; તે તેના લમણાં ઉપર લાગતાં વારનેજ તેના હોશ બાહેર થઈ ગયા અને તે જમીન ઉપર તુટી પડ્યો અને તુરત ઠેઠ પ્રાણ ચાલી ગયો. આ ખીના સાંભળી પોતાના ધણીને આખર વખતે દુઃખ ખમવું પડ્યું નથી તે વીચાર ઉપરથી તેણે પોતાના મનનું સમાધાન કીધું. પેલા માણસોએ કહ્યું કે, હમારે ઘડીઘડી તેની સાથે વાતચીત થતી હતી, તેમાં તે બોલતો હતો કે, હવે થોડીવારમાં હું મારાં વહાલાં છોકરાંને મળીશ. આ તેની મરજી બર આવી નહીં! જે ખુદાની મરજી!! (અધુરૂં.)

---

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૨૨ થી.)

આ કુળદ્રુપ દેશ સુજાઉદ્દૌલાની આંખમાં આવ્યો; અને તેણે તેને લઈ પોતાના મુલક સાથે મેળવવા ચાહ્યું. રોહીલખંડપર તેનો જરાપણ હક નોહોતો, જેમ મોગલ બાદશાહતનું રાજ્ય તકુરકે થઈ ગયું તે વખત તે આઉડ સંથી બેઠો, તેમ રોહીલા, રોહીલખંડને દબાવી બેઠા. નવાબ વઝીર પોતાના દેશનો બંદોબસ્ત રાખતો હતો તેના કરતાં રોહીલા વધારે સારો બંદોબસ્ત રાખતા હતા. સુજાઉદ્દૌલા તે લોકોની લડતના કામમાંની બાહાદુરી વિશે અજાણ્યો નોતો. તે લોકોની રગમાં અફ્ગાન લોકોનું લોહી રમતું હતું. તેઓની સામાં લડવું એ ન્હાનીસુની વાત નોહોતી. તેઓ એંશીહજાર બાહાદુર લડવૈયા એક જરાવારમાં પોતામાંથી એકઠા કરી શકતા હતા. હિંદુસ્થાનના ભિન્ન રાજા રજવાડાઓની તેઓની સામાં થવાની જરાપણ હિમ્મત નોહોતી. અંગ્રેજ લોકોપણ તેઓની બાહાદુરીથી સારીપઠે વાકેફ છે. આવા લોકોનો મુલક વગર સબબે અંગ્રેજની મદત લઈ સુજાઉદ્દૌલાએ લઈ લેવાનો ઠરાવ કીધો. હેસ્ટિંગસને બંગાળાનો કારભાર ચલાવવાસારૂ તથા વિલાયતમાં ડીરેક્ટરોની પૈસા તરફની તાણ મટાડવા સારૂ નાણાંની જરૂર હતી. સુજાઉદ્દૌલાને રોહીલખંડ પોતાને હાથ કરવાની ખાહેશ હતી, પાસે નાણું બોહોળું હતું. ગવર્નર અને નવાબ વઝીરની વચમાં આ બાબત ગુફતેગો થયા બાદ, આખરે એવો ઠરાવ થયો કે, હેસ્ટિંગસે નવાબ વઝીર પાસે ચાળીસ લાખ રૂપૈયા લઇને તેને રોહીલાની સામાં લડવાને અંગ્રેજ લશ્કરની મદત આપવી, અને તે એવી શરત નથી કે, જ્યાંસુધી તે લશ્કર તેની નોકરીમ રેહે ત્યાંસુધી તેનો સઘળો ખરચ તેણે પુરો પાડવો.

રોહીલાઓએ અંગ્રેજોનું શું બગાડ્યું હ(તું) કે, હેસ્ટિંગસે સુજાઉદ્દૌલાને પોતાનું લશ્કર તેઓની સામે થવા ભાડે આપ્યું. વ... સબબે તે સુખી પ્રજાને કતલ કરાવ... અંગ્રેજોએ પોતાનું લશ્કર આપ્યું એ ઘણું અણઘટતું કામ થયુંછે. કરનલ ચેમ્પિયન(ની) ઉપરીપણા નીચે બંગાળાના લશ્કરની ... ટુકડી, નવાબ વઝીર સાથે કંઈ ભિન્ને બ...

કામે લગાડ્યા કરતાં, નીતિને અનુસરીને, દુર કીધી હોત, તો તેના દેશ ઉપર તેનો અહેશાન આભાર ગાત એમાં કંઈ શક નથી. પણ તેનો સીધો રસ્તો મુકી દેવાથી ખરે તેણે પોતાની આબરૂને લાંછન લગાડ્યું એટલુંજ નહીં, પણ પોતાના દેશની આબરૂને પણ ધોકો પોહોં-ચાડ્યો. (અધુરૂં)

---

## સત્ત્વાદનો બદલો.

એક દીવસે એભાર પાદશાહ પોતાના મુખ્ય સાથીઓને લઈને કોરટમાં બીરાજતો હતો, અને ફરીયાદ લોકોનો ઈનસાફ કરવામાં મશગુલ હતો એટલામાં, એક જુવાન ગભરૂ, અજ્ઞો પોશાક પેહેરેલો ખુબસુરત છોકરો ત્યાં આવી પોહોંચ્યો. તેની સાથે તેનાજ જેવો પોશાક પેહેરેલા બે જુવાન ખુબસુરત છોકરા હતા. પાદશાહની નજર તેઓ તાપર પડતાં, તેણે તેઓને પોતાની પાસે બોલાવ્યા અને પુછ્યું કે, તમોને અહીંયાં કેમ આવવું પડ્યું. તેઓએ જવાબ દીધો કે, હે મઝબની પરવરીશ કરનાર! આપણે સઘળાં એક માબાપના બચ્ચાં છૈયે અને સાચું બોલવું એ આપણા મઝબનું ફરમાનછે. હમારો બાપ એક આબરૂદાર શેઠ હતો અને તે ઉમ્મરે જઈફ હતો. તે કુરગુણોથી દુર હતો અને પોતાનાં સદગુણોને વાસ્તે વખણાએલો હતો. હમારી બચપણમાં તેણે હમને ઉંચી કેળવણી આપી હુશીયાર અને પાવરધા કીધા. હમને મોટા થયે કામ લાગે એવી સારી રીતભાતની તાલીમ આપી; વળી તેણે હમારે સારૂ નસીબે નેહેવ રોકડું નાણું ભેગું કીધું હતું. આજે ... ર પોતાની વાડીમાં ફરવા ગયો હતો; ... [illegible] પાકાં ફળો એકઠાં

કરી રહ્યો હતો એટલામાં, આ બે જુવાનઆને એકે તેની બુજર્ગીપર ખ્યાલ ન કરતાં, જરા પણ તરસ ખાધા વગર, તેને મેહાત કીધો. હવે આ જગોએ તારી પાસે ઈનસાફ માગવા આવ્યા છઈએ.

આ વાત સાંભળી, પાદશાહે પેલા ગુનેહગાર જુવાન તરફ જોઈને કહ્યું કે, તેં રૂબરૂમાં ચમલી વાત સઘળી સાંભળી, હવે તે બાબે તારે શું કેહેવુંછે.

પેલા જુવાને ઘણી ગંભીરાઈથી અને જરાપણ દેહેશત ખાધા વગર હસીને ઘણી મીઠી જબાનમાં પાદશાહને જવાબ દીધો કે, હે મઝબના જાલવનાર! ખુદા તને સલામત રાખે. આ બરનદારોએ જે ફરીયાદ કરીછે તે તદન ખરીછે. મારે એ બાબતમાં જે કેહેવાનુંછે તે હું પાદશાહ સલામત તને કહું છઉં.

ઈનસાફના બાદીહ! હું અરબોમાંનો એક અરબ છઊં, હું જંગલમાં ઉછરેલો છઊં, અને ગો મારા દાહાડા ઘણી ખરાબ રીતે દુઃખમાં ગુજારયાછે. હું ત્યાંથી બન્યાં કરવા અને અસબાબ લઈ, આ શેહેરના દરવાજા આગળ આવી પોહોંચ્યો. મારી સાથે ઘણાં ખુબસુરત અને ઉંચી જાતનાં કેટલાંએક ઊંટ અને સાંઘણીઓ હતાં અને તેઓ મને ઘણુંજ પ્યારાં હતાં. શેહેરમાં વાડીઓની નજામાં એક રસ્તો હતો તેમાં થઈને હું મારા બધા અસબાબ સાથે આવતો હતો. મારાં ઊંટોમાંનું એક સરસ ઊંટ આગળ ચાલતું હતું. વાડીની દેવાલ ઉપર તરેવાર દરખતો આવી રહ્યાં હતાં, તેનાં પોતરાં તે ઊંટ ખાવા જતું હતું તેને હું દૂર કરતો હતો એટલામાં, જોઉં છઉં તો એક બુજર્ગ માણસે ગુસ્સાનો ભરેલો દેવાલ પર ચઢી, મારાં પ્યારાં ઊંટને એક પથરો મારીને, તે તેને કારી જગો પર

લાગવાથી તે તતક્ષણ મરણ પામ્યું. આ નંધારેલો અનાથ જોઈ મારું દીલ ફાટી ગયું: અને એકૂની મારે તેજ પથરો લઈ, મેં તે બુરજની ટોંક તરફ ફેંક્યો; જે તેને આબાદ લાગવાથી તે દેવાલપરથી તુટી પડી મરણ પામ્યો. જેવું તેણે કામ કીધું તેવો તેને બદલો મળ્યો; પણ પથરો લાગતાવાર તેણે મારો શોરબકોર કીધો તેથી હું તે જગોપરથી ઉતાવળે રૂકશત લેતો હતો એટલામાં, આ જુવાનો મને પકડી તારી રૂબરૂ લાવ્યાછે.

આ હકીકત સાંભળતાંજ એોમાર પાદશાહે તોહોમતદારને ફરમાવ્યું કે, તું ગુનાહ કબુલ કરેછે, હવે તને છુટવાને કંઈ સબબ રહ્યો નથી; અને મઝહબના ફરમાન મુજબ ખુનનો બદલો ખુન છે.

છોકરાએ જવાબ દીધો કે, ઈસલામના કાયદાના ફરમાનને તાબે થવાને હું રાજી છઉં; પણ મારે તને એક સુખન કેહેવાનોછે તે, હે ગરીબનવાજ! તું મેહેરબાની કરીને સાંભળ. મારો એક નાનો ભાઈછે. તેના બુજર્ગ બાપે મરતી વખતે તે છોકરાને તથા જે કંઈ તેની દોલત હતી તે મને સપુરત કીધીછે; તથા મને તેની સાથે એબજીસ વાલી તરીકે નહીં, પણ ભાઈ શરીખો ભાઈને વરતવાનું ફરમાવ્યુંછે, મેં તે ધન એક જગોએ દાટ્યુંછે. અને તેની મારા શીવાય બીજા કોઈને ખબર નથી. મને તુરત ફાંસી દેવાનો હુકમ કરવાથી તે બચ્ચું પોતાની ખરી દોલત ખોઈ બેસશે તેનું કારણ તું પોતે કેહેવાશે; અને કયામતને દાહાડે ખુદાની કુરબમાં તારે તેનો જવાબ આપવો પડશે. એટલા સારૂ હું તારી પાસે ત્રણ દાહાડાની રજા માગું છઉં, કે અરસામાં હું બધી ગોઠવણ કરીને તારી જનાબમાં પાછો હાજર થઈજઈશ.

પાદશાહ પોતાની આંખ નીચી કરી પોતાની અરજપર દરીયાફત કરવા લાગ્યો; અને કોરટમાં જે આલમ ભેગી થઈ હતી તેની તરફ જોઈ, પેલા છોકરાને પુછ્યું કે આમાનો કોઈ તારો જામીન થવાને કબુલ કરશે? આ છોકરાને ચેહેરાપરથી દયાળુ માણસને શોધી કાઢવાની શકતી હતી; તે ઉપરથી તેણે એક શખસને બતાવ્યો, તેનું નામ અબુજાર હતું. પાદશાહે તેને પુછ્યું કે તું આ જુવાનનો જામીન થવા રાજી છે. તેણે જવાબ દીધો કે, હે ખાવીંદ, હું ત્રણ દાહાડા સુધી તેનો જામીન થવા રાજી છઉં. આ ઉપરથી પાદશાહે ગુનેહગારને ત્રણ દીવસની મોહલત આપી.

ગુનેહગારને દરબારમાં પાછા આવવાનો વખત નજદીક આવ્યો હતો, પણ તે ફિરી ગયો નહીં હતો. તે દરમીયાનમાં દરબાર ભરાયું, ત્યાં પાદશાહ અમીર ઉમરાવો સાથે બીરાજતો હતો અને અબુજાર પણ ત્યાં મુકરર કરેલા વખતની પેશતર હાજર થયો હતો; પણ હજુસુધી ગુનેહગાર હાજર થયો નોતો.

પાદશાહ તથા બીજાસાહીઓની વચમાં ગુનેહગારના હજુસુધી હાજર નહીં થવા વિશે ગોફતેગો થઈ રહી હતી. થોડીવાર પછી પાદશાહે અબુજાર તરફ જોઈને કહ્યું કે, ઈસલામના ફરમાન મુજબ જો તે જુવાન ગુનેહગાર વખત સર હાજર નહીં થશે તો તેની જગોપર તને ફાંસી દેવામાં આવશે.

પાદશાહનું આવું બોલવું સાંભળી, દરબારમાં હાજર થએલા લોકોની ચશમોમાંથી આંસુની ધારો ચાલવા માંડી; અને તેઓ અબુજાર જેવા મઝહબ ઉપર સુરત રેહેનાર

શખસના માઠાં ભાગ્યને વાસ્તે દલગીરી બતાવી અફસોસ કરવા લાગ્યા.

કેટલાક ઉમરાવોએ પેલા બે જુવાન ફરીયાદીને ખુનની કીમત લઈ અંદી વાળવાને સુચવ્યું પણ તેઓએ તેમ કરવાને ઇનકાર કીધો.

આ પ્રમાણે લોકો અબુજરને વાસ્તે દલગીર થઈ રહ્યા હતા એટલામાં પેલો જુવાન ગુનેહગાર બરોબર મુકરર કરેલે વખતે પાદશાહની હુઝુરમાં હાજર થઈ, સલામ બજાવી એક બાજુ ઉપર ઉભો રહ્યો. તેનો ચેહેરો લાલચોળ તથા તેના અંગપર આરતી તરફે પરસેવો થઈ ગયેલો જોવામાં આવ્યો. તેણે કહ્યું કે, હું મારૂં કામ બરોબર કરી મારા વચન પ્રમાણે દોડતો હાંફતો તારી જનાબમાં હાજર થયો છઉ.

લોકો તેની સચ્ચાઈ અને દયાનતદારી તથા મોતને શરણ થવાની હીંમત જોઈને ઘણા તાજુબ થયા, અબુજર બોલતાં તારીફ કરીને બોલવા લાગ્યો કે, આ જુવાન ગુનેહગારને મેં આ વેહેલાંમાં કદી જોયો નથી અથવા હું તેને ઓળખતો પણ નથી. એણે ફકત ચેહેરો જોઈ, મને એના જામીન તરીકે સોધી કાઢ્યો. મેં એની આરા ભંગ કરવા માંગી નહીં; અને એના જામીનને કબુલ કીધો. જો મેં એમ નહીં કીધું હોત તો જાણે દુનીયામાંથી દયા જતી રહી એમ સમજાત.

પેલા બે ફરીયાદીઓ અબુજરનું આ બોલવું સાંભળી પોતાનો ખુનનો દાવો પેલા જુવાન પરથી ઉઠાવ્યો એવું કહીને કે, જો હમે એમ નહીં કરીએ તો મારા કાબેલ માણસો એમ ધારશે કે આ દુનીયામાંથી એહેસાનની બીલકુલ ઉઠીગઈ.

આ જુવાન ગુનેહગારનો વિશ્વાસ અને સચ્ચાઈ જોઈ પાદશાહ ઘણો ખુશ થયો અને અબુજારની ઘણી તારીફ કીધી. પાદશાહે પોતાના ખજાનામાંથી ફરીયાદીના બાપના લોહીના બદલામાં પૈસા આપવાને કહ્યું તે લેવાને તેણે સાફ નાપડી. આ જોઈ પાદશાહ વધુ ખુશી થયો અને બોલ્યો કે, હજુ લોકોમાંથી સખાવત લોપ થઈ નથી.

---

## મુંબઇમાં ફાઉંડલીંગ ઑસપીટલની જરૂરીયાત.

ફાઉંડલીંગ ઑસપીટલ એટલે શું અને તેની જરૂરીયાત વિશે "સર્વ ઉપયોગી સુચના"ના પેહેલા ભાગની બિજી આવૃતિમાં પાને ૮૪ મે ઘણો અગતનો ઇશારો કીધેલોછે,-તે અહીંયાં ટાંકી લેયે છઇયે.

"યુરોપખંડમાં પેરીસ, લીઑન્સ, રોમ્સ, એકસ અને પાર્થેને એવી કેટલીક જગો ઉપર "ફાઉંડલીંગ ઑસપીટલ" સ્થાપવામાં આવીછે. ફાઉંડલીંગ ઑસપીટલ એટલે જે લોકો પોતાનાં બચ્ચાંને તજી મુકેછે તેનાં બચ્ચાંઓનો બચાવ જ્યાં થાયછે તે. વિલાયતમાં અને આખા યુરોપમાં ઘણી જગો ઉપર ઘણી કુંઆરી ઓરતો ગર્ભ ધારણ કરેછે, અને તેઓ પોતાનાં બચ્ચાંઓને, આ દેશના રીવાજ મુજબ મારી નાખવાને બદલે, તેઓ તે ઑસપીટલમાં (મુકી જનાર વગર જાણ્યે) બચ્ચું છતરતું ત્યાં મુકી જાયછે, અને પાછી જતી વખત કંઈ નિશાણી કરેછે એટલે તે ઑસપીટલનાં ઉપરીઓએ પોતાના કરેલા બંદોબસ્ત પ્રમાણે ત્યાં રાખેલી દાઇઓ ઇત્યાદી વગેરે નોકરો તે બચ્ચાંને લઇને માના કરતાં વધારે ચીંતા લઇ, તેઓને ઉત્તમ બો-

રાકી પૈસાકી આપી ઉછેરેછે. અતરે આપણાના ગરીબ મુફલીસ લોકો, બચ્ચાંને મારી નાખેછે તેહવા ઘણા લોકો પણ ત્યછે, અને તેઓ પોતાનાં બચ્ચાંને ત્યાં મુકી આવે તો તેઓને કંઈ હરકત નથી. આવી જાતની ઓસપીટલની આ દેશમાં ઘણી ખોટછે, અને તે બાબે આ દેશના સદ્ગૃહસ્થ તથા પરોપકારી પુરૂષોએ મનમાં વિચાર રાખી, કોઈપણ યુગતીથી એ ખોટ પુરી પાડી આપણા દેશ ઉપર આપણા ખરાબ રીવાજને લીધે આવેલું લાંછન દુર કરવું રાજાવરછે."

આવી તરેહની ફાઉંડલીંગ ઓસપીટલ મરહુમ ગીરધરલાલ રતનલાલે અમેરીકામાં જોઈ હતી, તેનો અહેવાલ કોઈ બીજી વખતે આપવામાં આવશે.

આ ઓસપીટલની બાબત ઉપર આપણા જાણીતા કાબેલ ડાકટર ધીરજરામ દલપતરામ પોતાના ભાષણમાં સાફ બોલ્યા હતા કે, શેઠ ગોકળદાસ તેજપાલના ફંડમાંથી મોટી રકમ ખરચીને એસપ્લેનેડ ઉપર એક નાગને બાતર ઓસપીટલ બંધાવી, તેને બદલે એક ફાઉંડલીંગ ઓસપીટલ બંધાવી હતી તો એ ખરચેલી રકમ ઉગી નીકળતે. ડાકટર ધીરજરામના આ વિચારોને, પાછળથી ન્યુસપેપરોમાં એ બાબે જે લખાણ થયાંછે તેથી ભારે મજબુતી મળીછે.

ટાઈમ્સ વાળો તા૦ ૧૮ મી નવેંબર સને ૧૮૭૩ ના પોતાનાં પત્રમાં લખેછે કેઃ—

It exists; and its existence, or rather the manner in which its existence was made a fact, entails upon the Author of its being, responsibilities which render idle any discussion as to whether Bombay could not have got on very well without it. It was especially built *nane-ke-waste.*

મરહુમ શેઠ ગોકળદાસ તેજપાળના ફંડને લાગતા વળગતાઓએ મોહોટી રકમ ખરચીને બીમારોને સારૂ એસપ્લેનેડ ઉપર ઓસપીટલ બંધાવી, તેને બદલે તેટલીજ રકમ ખરચીને, એક સારરુ જાણીતી ફાઉંડલીંગ ઓસપીટલ બંધાવો હતે તો એક ઘણી અગત્યની ખોટ પુરાતે એટલુંજ નહીં, પણ વિધવા ઓરતો કમાર્ગે ચાલી ગર્ભ ધારણ કરેછે અને પછી લોક લાજ અને ફજેતીની ખાતર તે ગર્ભને તોડી પાડેછે અથવા બચ્ચું અવતરેછે તો તેને તુરત મારી નાખી તેની લાશ કુવા જેટલા ઉંડા ખાળ કુવા અથવા તળાવ વિગેરે જગોમાં, નાખેછે, એવું જે આપણા સાંભળવામાં આવેછે તેનો અટકાવ થાત.

ગુજરાતમાં નાતરાં કરવાનો ચાલ પરોપકારી પુરૂષોની મેહેનતથી થોડા ઘણા થવા માંડયા છે; અને તે કામ જારી રહી તેનો બોહોળો ફેલાવો થાય તો તેથી બેશક આવાં દુર કામોનો મોહોટો અટકાવ થાય. પણ તેનો અગરદમ ફેલાવો થતાં હજુ ઘણી લાંબી મુદત જોઈએ. સધણપુરની પાસેનાં કેટલાંક ગામડાંઓમાં નાતરાંના રીવાજે મકમ હલવું લાગ્યુંછે. ઉંઝાવાડા, સીરવાડા, ભાટાસણ, મહોલ, ભાસરી, કડવું અને ભાટવેર વિગેરે ગામોમાં ઓદીચ્ય શાહસ બ્રાહ્મણોએ આસરે ૨૦ વરસની હદથી નાતરાં પોતાની જમાતમાંજ કરવાં જારી કીધાંછે. તે નાતરાં રીવાય બીજો કંઈ દોષ તેઓમાં નથી. નાતરીઆઓની સંખ્યા આસરે ૫૦૦૦ માણસની થઈ છે અને તેની અંદર વરસો વરસ વધારો થતો જાયછે. તેઓના સગાંવાહાલાંઓ પરાઈ જમાતના લોકોની રૂબરૂ પંગતીએ બેસી એક બીજા સાથે જમતા નથી; પણ ખાનગીરીતે જેઓ બાવાનો

વેહેવાર રાખેછે. ઔદીચો નાતરીઆની કન્યા લેછે પણ તે લોકોને આપતા નથી. નાતરીઆની કન્યા લેતી વખતે કેહેછે કે, ઉકરડેથી રતન ગોખળી લીધું એમાં કંઈ દોસ નથી.

અતરે નાતરાં કરવાને સારૂ ઉભી થયલી મંડળી શું કામ કરેછે તે જાણવાને સારૂ તે સભા તરફથી કંઈ રીપોરટ થયો હોય એવું જોવામાં આવતું નથી. દરેક સભા જ્યાંલગી પોતાના કારભારનો રીપોરટ પ્રસિદ્ધ નહીં કરે ત્યાંલગી તેઓ શું કામ કરેછે તે વિશે લોકો તદન અજાણ રેહે તેમાં શી નવાઈ.

## બ્રહ્મ સમાજની તવારીખનો ટુંક અહેવાલ.

બ્રહ્મ સમાજ એટલે એકજ પરમેશ્વરની ભક્તિ કરવાની મંડળી તે. તે પેહેલવેલી મુળ કલકત્તામાં સ્થાપવામાં આવીછે. તેનો પાયો નાખનાર રાજા રામમોહનરાય નામનો મોટો વિદ્વાન અને આબરૂવાળો ગૃહસ્થ હતો. આ દેશમાં અંગ્રેજનું રાજ્ય થયું ત્યારથી તે પેહેલવેહેલો હિંદુ સુધારક હતો. તેણે હિંદુઓ માંહેલી સતી થવાની જંગલી ચાલને નાબુદ કરવાને બારે મેહેનત લીધી હતી. તેણે આ દેશના લોકોને કેળવણી આપવામાં મોટી આગેવાની કીધી હતી. તેણે આ દેશના રાજકારભારમાં સુધારો કરવા બાબે ઉમદા વિચારો આપ્યા હતા. તેણે ધર્મ સંબંધી જે સુધારાઓ કીધાછે, તે વિશે અહીંયાં બોલીયે છઈયે.

રામ મોહનરાય બરદવાન તાલુકામાં રાધાનગર નામની જગો આગળ ઈ. સ. ૧૭૭૪ માં જનમ્યો. તે જાતનો બ્રાહ્મણ હતો. તેનું કુટંબ વિશ્નુને માનનારૂં હતું. દરરોજ કુટંબના લોકોને સહવારના પોહોરમાં ભાગવતનો એક અધ્યાય વાંચ્યા વગર ચાલે નહીં. જ્યારે તે સોળ વરસનો હતો ત્યારે તેણે મૂર્તિ પુજાની વિરૂદ્ધમાં ટેટલુંક લખાણ કીધું હતું. આ ઉપરથી તેના ભાઈબંધો તેના ઉપર નાખુશ હતા અને તેઓને તેનું ઘર તજવું પડ્યું હતું.

તેણે હિંદુસ્થાનના જુદાજુદા ભાગમાં મુસાફરી કીધી હતી અને ધર્મનો ગુણ અભ્યાસ કીધો હતો. તેણે ત્રણ વરસ "ટીબેટ" માં કાઢ્યાં; ત્યાં પણ મૂર્તિપુજકની સામે બોલવાથી "લામા" ને પુજનારા લોકોનો તેના ઉપર કોપ થયો હતો. વીસ વરસનો થયો ત્યારે તેના બાપે તેને પાછો ઘેર બોલાવ્યો અને તેના ઉપર મેહેરબાની દેખાડી; પણ તેણે બ્રાહ્મણોની સાથે ધર્મ સંબંધી વાદવિવાદ જારી રાખ્યો. વિધવાઓને બાળી મુકવાના ચાલમાં વાંધો ઉઠાવ્યો તેથી તેણે મોટી દુશ્મનાઈ વ્હોરી લીધી; અને તેટલાજ કારણને લીધે અગરજો તેનો બાપ તેના ઉપર અંતરખાનેથી માયા રાખતો હતો તોપણ, તેને દેખીતી મદદ કરવાનું કામ તેણે છોડી દીધું. ઈ૦ સ૦ ૧૮૦૩માં તેનો બાપ મરણ પામ્યો ત્યાર પછી તે ઘણી બાહાદુરીથી મૂર્તિ પુજાની સામે થયો.

આ વખતે હિંદુસ્થાનમાં છાપવાનું કામ પેહેલવેહેલુંજ શરૂ થયું હતું. તેનો ફાયદો લઈને તેણે પોતાની અને પારકી ભાષામાં મૂર્તિ પુજકોની ખામી ચોપાનીયાં તથા ચોપડીઓમાં છાપી પ્રસિદ્ધ કીધી. તેની ખટપટ કંઈ બ્રાહ્મણોની સામે થવાની નોતી. પણ મૂર્તિ પુજા તેઓના શાસ્ત્ર વિરૂદ્ધ તથા વડવાઓના ચાલથી ઉલટી હતી, તે બતાવવાની હતી. તેણે એમના હિંદુ ધર્મના ઉ-

પરજ લક્ષ આપ્યું હતું એમ નોતું. તેણે સંસ્કૃત તથા અંગ્રેજી વગેરે બીજી ભાષાઓ, જેવી કે ફારસી, અરબ્બી, ગ્રીક અને હીબ્રુનો અભ્યાસ કીધો હતો. તેણે હિંદુ મુસલમાન અને ખ્રીસ્તી લોકોના ધર્મના પુસ્તકો વાંચ્યાં હતાં. તેનો વિચાર કંઈ નવો ધર્મ સ્થાપવાનો નોતો; પણ તેની ઈચ્છા એવી હતી કે, એક ખરા પરમેશ્વરની સઘળા ભક્તિ કરે. હળવે હળવે તેના વિચારને મળતા દોસ્તદારો તેને મળતા ગયા; અને આખરે ઈ૦ સ૦ ૧૮૩૦ના જાનેવારી મહીનામાં કલકત્તા સેહેરમાં બ્રહ્મસમાજ સ્થાપી. તેણે પ્રાર્થના કરવાને ચીતપોરના રસ્તા આગળ એક ઘર પસંદ કીધું; અને તે ટ્રસ્ટીઓના હાથમાં સોંપ્યું. એજ વરસમાં સતી થવાની ચાલ કાઢી નાખવાની મેહેનતમાં તેને ફતેહ મળી, એટલે સરકારે સતી થવાનો ચાલ કાઢી નાખવાનો કાયદો કર્યો. તેજ વરસના નવંબર મહીનામાં તેણે વિલાયત તરફ કુચ કીધી. અસલથી તેને વીલાયત જોવાની હોંસ હતી. વીલાયતની વીદવાન મંડળીઓમાં આ નામીચા પુરૂશને અતીશે માન મળ્યું હતું. તે વિલાયત જોઈ પાછો આ દેશમાં આવ્યો હોત તો તેના મેળવેલા અનુભવનો ફાયદો લોકોને મળત. પણ દેશીઓનાં કમનસીબીને લીધે ટુંક મુદતની બિમારીથી તે "બ્રિસ્ટલ" નામની જગોમાં તા૦ ૨૭ સપટંબર સને ૧૮૩૩ ને રોજ મરણ પામ્યો. તેની લાશ ત્યાં "આરનસ વેલ સિમીટ્રીમાં" દાટવામાં આવીછે; અને તેની ઉપર તેના મિત્ર દ્વારકાનાથ ટાગોર થોડાં વરસ પછી વિલાયત ગયા હતા તેણે એક યાદગારી તરીકે ઘુમટ બાંધ્યો છે. દ્વારકાનાથ ટાગોર પણ વિલાયતમાંજ મરણ પામ્યા છે.

(અધુરૂં.)

## પોતાની મેળે સિખીને તૈયાર થયલી કાવ્ય રચનારી.

મીસીસ હેમીલટન નામની ઓરત એક મોચીની છોકરી હતી. તેનાં માબાપ ઘણી ગરીબ હાલતમાં હોવાથી તેને કેળવણીનો લાભ નહીં આપી શક્યાં એમાં કંઈ તાજુબ જેવું નથી. તે ૧૩ વરસની નાહાની ઉમરે પરણી અને તેનું કુટુંબ મોહોળા વિસ્તારવાળું પણ હતું. આ ઓરતને હાથમાં જે ચોપડી આવી તે લઈને વાંચવાનો ઘણો શોક હતો. તેણે પરણ્યા પછી ધર્મની બાબત ઉપર કેટલીક કવિતા રચી હતી; પણ તે બધાનો પાછળથી નાશ કરવામાં આવ્યો હતો. ત્યારબાદ તે ૫૦ વરસની ઉમરની થઈ ત્યાંસુધી તેણે અભ્યાસ જારી રાખ્યો, પણ તે આરસામાં તેણે કવિતા રચી નોતી. ત્યારપછીની તેની રચેલી કવીતાઓ એટલીતો વખણાઈ અને સરસ થવા લાગી કે, વાંચનારાઓ તે વાંચીને ઘણાજ ખુશ થયા.

તે ઈ૦ સ૦ ૧૭૪૫ માં જન્મી હતી. મરવાના બીછાનામાં આખર વખત સુધી તેની અક્કલ ઘણી ઠેકાણે હતી તથા તેની યાદાસ્ત પણી તેજ રહેલી હતી. જે લોકોને તેની સાથે ભાશણ કરવાનો ઈત્તેફાક બન્યો હતો તે લોકો તેનું પણુંજ ઉત્તમ પ્રકારનું બોલવું સાંભળીને ખુશ થતા હતા. તે ઈસ્કુલમાં જઈને વ્યાકરણ શિખી નોતી, તોપણ તેનું શુદ્ધ બોલવું સાંભળી, સીખેલા લોકો તાજુબ થતા હતા. તેની લાયકીની નિશાણીમાં તેને ઈનામ આપવાને એક ટીપ તૈયાર કરવામાં આવી હતી. આ ટીપની અંદર મીસીસ હેમીલટનનો વખાણ કરનાર મહરશો, જેવાકે લૉર્ડ ડાલહાઉસી, લૉર્ડ હોમ, સર ઇનલીસ.

છે તેનું કારણ એ કે, ઉનાળાના દીવસમાં શરીરમાં ઝાઝી ગરમી પેદા કરવાની જરૂર હોતી નથી તેથી જાનવર દોગું દેખાયછે; પણ શીઆળામાં આસપાસની થંડી અમાન્સ કરવાને સારૂ જાનાવરોને તેઓના શરીરમાં જાસ્તી ગરમી પેદા કરવાની જરૂર પડેછે અને તેથી શરીરમાહેલો ચરબી ઝડપથી ખપી જાયછે અને તેઓ લેવાઈ ગયલાં દીસેછે.

બાળવાના લાકડાંમાં જેમ કારબોન અને હાઈડ્રોજન છે તેમજ ચરબીમાં પણછે. કોએલામાંથી રોશની કરવાને તથા ગરમી લગાડવાને જે ગ્યાસ પેદા કરી શકીયે છૈયે તેવુંજ ગ્યાસ ચરબીમાંથી પણ મળી આવે; પણ બાળવાની ગ્યાસ ચરબીમાંથી પેદા કરવામાં ઘણો ખરચ લાગે માટે કોએલાથીજ કામ ચાલેછે. આ ઉપરથી હર કોઈ સમજી શકશે કે, જે વસ્તુથી આપણા શરીરમાં ગરમી પેદા થાયછે તેજ વસ્તુમાંથી ગ્યાસ ઈત્યાદી પદાર્થો મળી શકેછે.

લોહીમાં, ચરબી જે વસ્તુની બનેલીછે તે વસ્તુઓ, એટલે કારબોન અને હાઈડ્રોજન, એકઠાં થાયછે અને જ્યારે લોહી ફેફસામાં ફરતું ફરતું જાયછે, ત્યારે ત્યાંહાં હવા માહેલા ઓક્સીજન સાથે મળીને, તેમાંથી ગરમી પેદા થાયછે. આ ઉપરથી સાફ દીસેછે કે, ચરબીનો આપણા શરીરમાં અતીશય ખપ રહેલોછે. જેમ જેમ વધારે થંડીના મુલકોમાં જાઓ તેમ તેમ શરીરમાં ચરબીનો ખપ પડતો જાયછે; માટે ચરબી ખોરાકમાં વધારે લીધાથી શરીરની ગરમી રાખી શકાયછે.

વળી ચરબીમાં ગુણ એછે કે, એથી શરીરને ઘણું પોશણ મળેછે. આજનરમાં પણ કેટલીએક વખત ઓસડને ઠેકાણે ચરબી વાપરવામાં આવેછે. જે રોગો હવા હોયછે કે, જેમાં ચરબી કમી થઈ જાયછે, તેવા રોગોમાં ચરબી ખાવાની જરૂર પડેછે અને તેથી શરીર નીભેછે. દમના આજારથી ચરબી જતી રહીને તે આદમી લેવાઈ જાયછે. એવા આદમીઓ ચરબી ખાધાથી સુધરેછે; અને એજ કારણસર કોડલીવર ઑઈલ દમના આજારીને લેવાનો ડાકટર લોકો હાલાગણ કરેછે. કોડલીવર ઑઈલમાં ચરબીનો ભાગ ઘણોછે.

પક્ષીઓના ઈંડાં તથા છોડવાઓના બીડાંમાંથી પણ ચરબી મળી આવેછે. બીજાં ઝીણાં છોડવાંઓમાંથી પણ આપણે તેલ કાહાડી શકીયે છૈયે.

---

વહેલું ઉઠવું—ચાલતી આવેલી એક કેહેવત મુજબ વેહેલું સુઈને વહેલું ઉઠવાથી એક આદમી તંદુરસત, સુખકારી અને શાહણું બનેછે. આજ બાબતના સંબંધમાં ડાકટર વીલસન ફીલીપ નામનો એક તબીબ જણાવેછે કે નાજુક આદમીઓને રાતના વેહેલું સુઈ જવું જો કે ઘણું ફાયદેમંદ છે, તોપણ સહવારમાં મોડું ઉઠવાનું તેમના હકમાં જેટલું નુકશાનકારક છે એટલું બીજું કંઈ નથી. સરેરાતના વખત કરતાં કલાક બે કલાક સવારેથી ઉઠવાથી તેવાં માણસનાં અંગમાં જે તાજગી અને કુવત ઉતપન થાએછે તેવું બીજા કોઈબી ઉપાયથી થઈ શકતું નથી. જેઓમાં ઘણી નબલાઈ નહીં થઇ ગઈ હોય અને જેઓ રાતને વખતે ઠીક ઉંઘ કાહાડી શકતા હોય તેમને માટે સઉથી સરસ વાત એજછે કે તેઓએ સહવારમાં ઉંઘ ઉડતાં તુરતજ બીછાનાપરથી ઉઠી ઉભા થવું. શીરૂઆતમાં આમ કરવું બજાર કંટાળા ભરેલું લાગશે ખરૂં, તોપણ એ વાતની હઠ હઠ કરતાં તમે પડીજવાથી તે બહુ ગુણકારક જણાશે, તે બલકે એવી રીતે કે સવારે ઉઠવાની સાથે આખો દીન રાતના ઉંઘ બાદ સારી આવવા સાથ તેનો લાભ લેનારને કેટલેક પરકારની આસુદગી હાંસલ થાએછે.

---

# મીસાવડો

OR

## THE MISCELLANY.

અંક ૧૦. મુંબઈ, માહે માર્ચ, સને ૧૮૭૪. કીં૦ આના ૨.


### લખનૌઉના બંધવાઓ.

(સાંધણ પાને ૧૩૪ થી.)

મીસીસ બારટ્રમ જે જગોપર રેહેતી હતી ત્યાંથી નીકળી જવાનું બન્તુ લગી તેને બની આવ્યું નોહું. દુશમનોને હાંકી કાઢવામાં ઘણા અંગ્રેજ સીપાઈઓ હતા, તો પણ તેઓને કિલ્લામાં પાછા આવતા તેઓ અટકાવી રાખ્યા, છતાં રાત અને દાહાડો બંદુકનો મારો ચાલ્યા કરતો હતો. દરવાજાની બાહાર ફરવું ઘણું જોખમ ભરેલું હતું. તો પણ બચ્ચું કોરનું બીમાર થયું અને તેને તાજી હવાની એટલી બધી જરૂર હતી કે, તેને દરવાજા બાહાર ફેરવવા લઈ જવાનું જોખમ માથે ઓઢવું પડયું. જે બે ચાકરો એના ધણીના ઘોડા સાથે આવ્યા તેમાના એકને બચ્ચાંને રાજી રાખ્યો હતો. તે બચ્ચાંને હવા ખાવાને ચાલતો લઈ જતો હતો. મીસીસ બારટ્રમને આ દુનીયામાં હવે પોતાનાં બચ્ચાં શીવાય બીજાું કંઈ નોહું; તેથી તેનો બધો જીવ તેનામાંજ ભરાઈ રહ્યો હતો. જ્યારે ચાકર બચ્ચાંને રમાડતો ત્યારે બચ્ચાંની મા તેને સારૂં શીયાળાની રૂતુના કપડાં સીવતી હતી.

ઘણા દિવસ એકની એક જગોપર ગોંધાઈ રેહેવાથી બીચારા અંગ્રેજ બંધવાઓ ઘણા દુઃખી થવા લાગ્યા. તે લોકોના ખોરાકનો ખજાનો ખુટવા લાગ્યો. મીસીસ બારટ્રમની પાસે કપડાં ધોવાનો થોડો સાબુ હતો તે પણ આવી થાક્યો; તે જોઈ તેણે થોડા ઘણા દળીને તેનો લોટ તઈયાર કીધો અને તે સાબુની જગોએ વાપરયો. પોતાનું બચ્ચું છાપરા ઉપર વાંદરાં આવે તેને પોતાના હાથમાં જે કંઈ ખાવાનું હોય તે લેવા બોલાવે તે જોઈ માના દુઃખી દીલને જરા રાહેત મળતી હતી. આખરે આ બંધીખાના જેવી જગોમાંથી તેના છુટકારાનો વખત નજદીક આવ્યો.

તા૦ ૧૯ મી નવેંબર સને ૧૮૫૭ ને દીને થોડે એક દુર તોપોના મોહોટા આવાજ સંભળાયા. સર કોલીન કેમ્પબેલ તથા જનરલ હેવલાક અંગ્રેજ સીપાઈઓની મોહોટી ફોજ લઈને ત્યાં આવી પોહોંચ્યા અને દુશમનોને હઠાવી કાઢી લખનૌઉમાં ઘુસ્યા.

અંગ્રેજ લોકો આ લખનૌઉના કિલ્લામાં પાંચ મહીના લગી કેદ રહ્યા. નવેંબર મહીનાની તા૦ ૨૦ મીની સાંજના છ વાગે પેલી ઓરતને પોતાનાં બચ્ચાંની સાથે આ જબરદસ્ત કેદખાનામાંથી નીકળી જવાની તક મળી. આ જગોથી પાંચ માઈલને અંતરે અંગ્રેજ લોકોની છાવણી હતી; ત્યાં ડોળીમાં બેસીને જેમ ઉતાવળે જવાય તેમ તે ગઈ; અને

# મીસાલવડો.

OR

THE MISCELLANY.

અંક ૧૦, મુંબઈ, માહે માર્ચ, સને ૧૮૭૪. કીંમત આના ૨.

## લખનૌઉના બંધીવાઓ.

(સાંધણ પાને ૧૩૪ થી.)

મીસીસ બારટ્રમ જે જગોપર રેહેતી હતી ત્યાંથી નીકળી જવાનું હજુ લગી તેને બની આવ્યું નોહતું. દુશ્મનોને હાંકી કાઢવામાં ઘણા અંગ્રેજ સીપાઈઓ હતા, તો પણ તેઓને કિલ્લામાં પાછા આવતા તેઓ અટકાવી શકયા, છતાં રાત અને દાહાડો બંદુકનો મારો ચાલ્યા કરતો હતો. દરવાજાની બાહાર ફરવું ઘણું જોખમ ભરેલું હતું. તો પણ બચ્ચું એટલું બીમાર હતું અને તેને તાજી હવાની એટલી બધી જરૂર હતી કે, તેને દરવાજા બાહાર ફેરવવા લઈ જવાનું જોખમ માથે ઓરાવું પડયું. જે બે ચાકરો એના ધણીના ઘોડા સાથે આવ્યા તેમાના એકને બચ્ચાંને સારૂ રાખ્યો હતો, તે બચ્ચાંને હવા ખાવાને અહસતો લઈ જતો હતો. મીસીસ બારટ્રમને આ દુનીઆમાં હવે પોતાનાં બચ્ચાં શીવાય બીજું કંઈ નોહતું; તેથી તેનો બધો જીવ તેનામાંજ ભરાઈ રહ્યો હતો. જ્યારે ચાકર બચ્ચાંને રમાડતો ત્યારે બચ્ચાંની મા તેને સારૂ શીયાળાની રૂતુના કપડાં સીવતી હતી.

ઘણા દિવસ એકનો એક જગોપર બંધાઈ રેહેવાથી બીચારા અંગ્રેજ બંધવાઓ ઘણા



દુ:ખી થવા લાગ્યા. તે લોકોના ખોરાકનો ખજાનો ખુટવા લાગ્યો. મીસીસ બારટ્રમની પાસે કપડાં ધોવાનો થોડો સાબુ હતો તે પણ આવી થાકયો; તે જોઈ તેણે થોડા ચણા દળીને તેનો લોટ તઈયાર કીધો અને તે સાબુની જગોએ વાપરયો. પોતાનું બચ્ચું છાપરા ઉપર વાંદરાં આવે તેને પોતાના હાથમાં જે કંઈ ખાવાનું હોય તે લેવા બોલાવે તે જોઈ માના દુ:ખી દીલને જરા રાહેત મળતી હતી. આખરે આ બંધીખાના જેવી જગોમાંથી તેના છુટકારાનો વખત નજદીક આવ્યો.

તા૦ ૧૬ મી નવેંમ્બર સને ૧૮૫૭ ને દીને થોડે એક દુર તોપોના મોહોટા અવાજ સંભળાયા. સર કોલીન કેમ્પબેલ તથા જનરલ હેવલાક અંગ્રેજ સીપાઈઓની મોહોટી ફોજ લઈને ત્યાં આવી પોહોંચ્યા અને દુશ્મનોને હટાવી કાઢી લખનૌઉમાં ધુસ્યા.

અંગ્રેજ લોકો આ લખનૌઉના કિલ્લામાં. પાંચ મહીના લગી કેદ રહ્યા. નવેંબર મહીનાની તા૦ ૨૦ મીની સાંજના છ વાગે પેલી ઓરતને પોતાનાં બચ્ચાંની સાથે આ જબરદસ્ત કેદખાનામાંથી નીકળી જવાની તક મળી. આ જગોથી પાંચ માઈલને અંતરે અંગ્રેજ લોકોની છાવણી હતી; ત્યાં ડોળીમાં બેસીને જેમ ઉતાવળે જવાય, તેમ તે ગઈ અને

સારાં ભાગ્યે તેમ કરતી વખતે તે દુશમનોના તોપના મારમાંથી પણ બચી ગઈ. ત્યાં એક તંબુ હતો તેની અંદર રોટલી માખણ અને ચાએ તેજ દિવસે ખાવાને તેઓને બની આવ્યું. આવું ખાવાનું તેઓને ઘણા મહીના થયાં મળ્યું નોતું. આવી રીતનું ખાવાનું મળવાથી બચ્ચું ઘણું ખુશ થયું.

હવે આ જગોપર રેહેવું વધારે સલામત નોતું. દુશમનોની બીચમાંથી બહાર બંધવાળીઓએ આખી રાત મજલ કીધી. આગળ ચાલતાં મીસીસ બારટમની ડોળી બીજી બધી ડોળીઓથી છુટી પડી ગઈ તે ઉપરથી તેના મનમાં એમ લાગ્યું કે, રખેને આ ડોળીવાળા તેને દુશમનોની પાસે તો લઈ જતા નહીં હોય? આમ વિચાર કરી તે ડોળીમાંથી બાહાર કુદી પડી અને બચ્ચાંને પોતાના હાથપર લઈ એસનાળાં ઘાસ ઉપર નગ્ન કેટલાક વેર ચાલી. સારાં ભાગ્યે તેને રસ્તામાં અંગ્રેજ સીપાઈઓ મળ્યા અને તેઓ તેનો બચાવ કરી તેને પોતાના તંબુમાં લઈ ગયા. અહીંઆં તેને પોતાને ખાવો પીવાને મળ્યો અને છોકરાંને પીવાને પેટ પુર દુધ મળ્યું. બાદ બંધવાળાઓએ મુસાફરી નવી કીધી. મીસીસ બારટમ ડોળીમાં બેઠી નહીં અને તેણે એક બળદના રેકડામાં બેસવું પસંદ કીધું. આ ગાડીના આંચકા તેનીથી ખમાતા નોતા પણ લાચારીએ મુગામુગા તેની અંદર તેને બેસવું પડ્યું; બલકે રાતના પણ તેજ ગાડીમાં સુઈ રેહેવું પડ્યું.

બચ્ચાંનો દમાલ ઘણો માયાળુ હતો. તે માંદાં બચ્ચાંને સારૂ રસ્તે ચાલતાં આસપાસના ગામડાંમાંથી દુધ આણી આપતો હતો. રસ્તામાં ધુળ અને પોંગરનો તો કંઈ શુમાર નહીં; કેમકે ગાડી ગાડી અને કેટની લંગાર સાત માઈલ લગી ચાલી હતી. દીવસે અતીશે ગરમી અને રાતના તેટલેજ દરજ્જે ઠંડી પડતી હતી. બંદુકના અવાજો દુરથી થતા ઘડીયે ઘડીયે સંભળાતા હતા; અને દર પળે એવો ભય રેહેતો હતો કે, રખેને બંડખોરો ચઢી આવશે.

સતર દાહાડા સુધી આવી ભયંકર મુસાફરી કરયા બાદ, આ ઓરત તથા તેની સાથના અંગ્રેજ કેદીઓ રેલવે સ્ટેશન આગળ આવી પોહોંચ્યા; અને ત્યાંથી તુરત એલહાબાદ જઈ પોહોંચ્યા. આ મોહોટું શેહેર ગંગા અને જમના નદીના સંગમ ઉપર આવેલું છે. તે જગોપર ઘણા અંગ્રેજો હતા. તે લોકોને આ લખનોઉથી આવેલા પોતાના ભાઈબંધ કેદીઓને જોઈ ઘણીજ દયા આવી. મીસીસ બારટમને રેહેવાને તેઓએ એક સારૂં ઘર આપ્યું. છ મહીના મોહોટું દુઃખ ભોગવ્યા પછી આ આરામ મળવાથી તેઓને ઘણીજ આશાએસ થઈ અને તેઓની કેટલીક ચિંતા દુર થઈ. વળી આ શીયાળાનો દાહાડામાં હવા એવી રીતળ હતી કે, એ બાઈએ આખો દાહાડો પોતાના બચ્ચાંને લઈને મેદાનમાં તડકે બેસીને કાઢયો. આ વખતે તેને તેણે પોતાના ધણી સાથે ગોન્ડાના બંગલામાં જે સુખ ચોહેનમાં દાહાડા કાઢયા હતા તે યાદ આવ્યા; અને તેની આંખમાંથી આંસુની રેલ ચાલી. તે પોતાનાં બચ્ચાંના ખુશનુમા ચેહેરા તરફ જોઈને બોલવા લાગી કે, આહા! આ કેવી અફસોસની વાત છે કે, આ જગોપર તને પ્યારથી જોનાર તારો બાપ નાહી મળે!! મીસીસ બારટમ સારી રીતે સમજતી હતી કે, આવી દુઃખદાયક હાલતમાં તે પોતે એકલીજ નોતી. બીજી ઓરતોને પણ એવીજ રીતે ખમવું પડ્યું હતું. થોડી-

વાર પછી તે આસપાસ જોવા લાગી તો મોહોટાં અડાબીડ મકાનો જેની અંદર કેટલાં કુટંબો સુખે રેહેતાં હતાં, તે બધાં બળવાખોર સીપાઈઓએ નાશ કરેલાં તેના જોવામાં આવ્યાં.

એહાહાબાદમાં એક મહીનો આરામમાં રહ્યા બાદ, આ વિધવા ઓરત આગબોટમાં બેસીને ત્યાંથી પાંચસેં માઈલ દુર ગંગા નદી ઉપર કલકત્તા શેહેર છે ત્યાં જવા નીકળી. આગબોટમાં તેની સાથે મીસીસ પોલહામપટન હતી. એ બન્ને ઓરતોના ઘણી કપાઈ મુવા હતા અને તેઓ પોત પોતાના સુખદુઃખની વાતો કરવામાં વખત ગાળતાં હતાં. નવ અઠવાડીયાં મુસાફરી કરયા બાદ તેઓ કલકત્તા શેહેરમાં તા. ૩૦ મી જાનેવારીને દીને આવી પોહોંચ્યાં.

છુટેલા બંધવાઓને રેહેવાને સારૂ તેઓના માયાળુ દોસ્તોએ એક જુદી જગો લીધી હતી. દરેક ઓરતને સારૂ એક નાહાનો અને એક સુવાનો ઓરડો હતો; અને ખાવાનો એકઠા મલીને ખાવાનો એક અલાયદો ઓરડો હતો. જે ઓરતો પાસે કપડાં નોતાં તેને તે પુરાં પાડયાં; અને દરેક પ્રકારે તેઓને જોઈતી રાહેત બક્ષી. છ મહીનાના મોહોટાં દુઃખ ભોગવ્યા બાદ આ સુખ જોઈ તેઓ ઈશ્વરના શુકરાના કરવા લાગ્યાં; પણ મીસીસ બારટ્રમનું બચ્ચું દીન પર દીન લેવાતું જતું હતું તે જોઇને તેનું હઈયું ઠામ પડે નહીં. તેણે વિચાર કીધો કે, દરીયાઈ આ હવા ખાવાથી બચ્ચાંની તંદુરસ્તી સુધરશે તેથી એમનાં ઈંગલંડ જવાને બદલે કેપને રસ્તે જવાનો ઠરાવ કીધો. તેણે મુસાફરીને વાસ્તે બધું જોઈતું શાહીત્ય જલદીથી તઈયાર કીધું. વાહાણ ફેબ્રુઆરી મહીનાની બારમી તારીખે ઉપડવાનું હતું; એવી ખબર પડી તે ઉપરથી તેણે વિચાર કીધો કે, ચાર મહીનાની દરીયાઈ મુસાફરીથી બચ્ચાંની તંદુરસ્તીમાં સારો ફેરફાર થશે; પણ વાહાણ ઉપડવાનો દિવસ જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ બચ્ચું વધારે લખાતું ગયું. તેણે ખાવું પીવું છોડી દીધું અને આખો દાહાડો સુઈને કાહાડયો. મીસીસ પોલહામપટન બચ્ચાંની ઘણી બરદાસ્ત લેતી હતી. તેણે પોતાનું એક બચ્ચું ગુમાવ્યું હતું તે અનુભવ ઉપરથી કહ્યું કે, બચ્ચું ઘણું આજારી લાગેછે અને ડાકટરે પણ તેજ મુજબ કહ્યું. બચ્ચાંની માના મનમાં ખાતરજમા થઈ કે, તેનું બચ્ચું કંઈ હવે જીવે બીચે નહીં. તે અતીશે દલગીર થઈ અફસોસ કરવા લાગી કે, ખુદાની મરજી કદી એમ કરવાની હશે તો તે કોનાથી મીટાવી શકાય! મારી પાસે હવે કંઈ રહ્યું નથી; મને ફકત આટલી જ મારા ધણીની નીશાણી તરીકે રહ્યું હતું તેપણ જતું રેહેશે તો પછી આ દુનીયાં મારે શા કામની છે! તે દાહાડે સાંજના તો બચ્ચું આરામમાં સુતું, પણ મધરાતરેં તે જાગી ઉઠયું અને અતીશે બેચેહન દેખાયું. તેની મા તેની તરફ જોઈ હસ્તે મોહડે બોલવા લાગી કે, ઓ પ્યારા ચેહેરાનું માનવી હું તને કેમ છોડી શકું! પોતાના હાથમાં બચ્ચાંને લઈને જરા આશાના વાશના કરવા લાગી પણ તેજ વખતે તેના મનમાં વિચાર ઉઠયો કે, આ બચ્ચાંનો આખરનો વખત આવી પોહોંચ્યોછે. ફેહેરાતમંદ થઈ તેણે પોતાની બેહેનપણી મીસીસ પોલહામપટનને બોલાવી, બચ્ચું તેના ખોળામાં મુક્યું; તે થોડીવાર દમ ખેંચી મરણ પામ્યું. આ વખત આ ગરીબ લાચાર ઓરતના મનની અવસ્થા શી તરેહની હશે તે બનાવવાને યોગ્ય બોલ

મળવા મુશ્કેલ. બાળકની લાશને મીસીસ બારકુમની બેહેનપણીએ સારી રીતે ધોઈ કપડાં પેહેરાવી બીછાનાપર મુકી રાખી. તેની મા ઘડીઘડી તેની તરફ જોઈને કેહે કે, આ બચ્ચું જીવતું છે. એનું મોહો જરા કરમાયું નથી. રાવારના મોહોરમાં વાડીમાં જઈ ગુલાબની કળીઓ તથા નારંગીનો મોર તોડી લાવી બચ્ચાંની લાશ આગળ મુકયાં. એક ચીતારાને બોલાવી મંગાવી તે બચ્ચાંની લાશ આ ફુલો વચ્ચે પડી હતી તેની તસવીર લેવડાવી. બે વરસના ટુંક અરસામાં તેણે બચ્ચાંની બરદાશ ઘણી ચીંતાથી લીધી હતી. બાદ સાત મહીના આ દુઃખદાયક અવસ્થામાં પણ તેણે તેની ફીકર લેવામાં મણા રાખી નોતી; પણ કીસમતમાં લખ્યું હોયછે તે કદી ઓછા થતું નથી. તેની બધી મેહેનત આખરે બરબાદ ગઈ. બપોરે બચ્ચાંનું કાફીન ઢાંકીને મા તેની પાસે જઈને બોલવા લાગી "ગુડ નાઈટ" સાંજની સલામ, એટલો બોહોલમાંથી ઘરફ કાઢીને વળી મુંગી રહી ગઈ કે, આ હું કોને બોલી! વળી જરા ધીરજ લાવીને બચ્ચાંના નાહાના ગાલપર એક ચુંબો લઈને કાફીન બંધ કીધું અને દરવાજાની આગળ ગાડી હતી તેમાં તેને મુકી, પોતે મીસીસ પોલઘામાટન, ડાકટર ફ્રેઈરિ અને બીજા કેટલાક આપણા મિત્રો તેને દફનાવવાની જગા આગળ ગયા. ત્યાં તેનું કાફીન દફનાવ્યું. તે જગા છોડતી વખતે મા બોલી કે, ઓ પ્યારા બાળક, આ મારી તને છેલ્લી સલામ. ખુદા આપણે બન્નેને આવતી દુનીયામાં મેળવે. આ દુઃખી દુનીયામાંથી છુટો તું તો સુખી થયો, પણ મારી હાલત શું થશે તેનો કંઈ આગીથી વિચાર થઈ શકતો નથી. ઘેર આવ્યા પછી તે એક બેવકુફ આદમીની મીસાલે આજુબાજુ તેણીમેર આંફુલી ફાંફુલી ભમ્યા કરે પણ તેને જરા પણ ચેહેન પડે નહીં. જે નાજુક હાથ તેને ભેટતા હતા તે હવે નહીં મળે તે જોઈ ખરે તેને ધાસ્તુંજ લાગ્યું.

(અધુરૂં.)

## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૩૬ થી.)

આ વખતે પાર્લિયેમેંટમાં આ દેશના કારભાર વિશે ભારે ચરચાર થઈ રહી હતી. ઈ૦સ૦ ૧૭૭૩માં લૉર્ડ નૉર્થે હિંદુસ્થાનનો કારભાર પાકા બંદોબસ્તથી ચલાવવા સારૂ "રેગ્યુલેટિંગ આકટ" ઇયાને એક નવો કાયદો મુકરર કીધો; અને તેમાં એવું બતાવ્યું કે, બંગાળ ઈલાકામાં એક ગવર્નર જનરલ તથા તેને મદત કરવા સારૂ ચાર કૌન્સિલરો નેમવા. બંગાળ ઈલાકો બિજા ઈલાકાઓને માથે શ્રેષ્ઠ ગણવો અને ગવર્નર જનરલે તે સઘળાપર હુકમ ચલાવવો. વળી કલકત્તામાં એક સુપ્રીમ કોર્ટ સ્થાપવી, અને તેમાં એક ચીફ જસ્ટીસ (મુખ્ય ન્યાયાધીશ) તથા તેના હાથ નીચે બીજા ત્રણ જડજ નેમવા; અને તેઓએ દીવાની તથા ફોજદારી મુકદમાનો ઈનસાફ કરવો. એ કોર્ટ પર ગવર્નર જનરલ તથા કૌન્સિલનો કંઈપણ હુકમ નહીં ચાલે.

આ આકટમાં ગવર્નર જનરલ તથા કૌન્સિલરના નામ જણાવ્યાં હતાં તથા તેઓએ પાંચ વર્ષ સુધી પોતાના હોદ્દાનું કામ ચલાવવું એમપણ લખ્યું હતું. હેસ્ટિંગસને ગવર્નર જનરલ ઠેરવ્યો. મીસ્તર બારવેલ નામનો શખસ કંપનીનો જુનો અનુભવી નોકર જે અહીયાં હતો તેને, તથા ઈંગ્લંડથી

રવાને ફીલિપ બિજા નહુ, જનરલ ક્લેવરીંગ, મીસ્તર માનસન, અને મીસ્તર ફીલીપ ફ્રાન્સિસ એઓને કૌન્સિલર મુકરર કીધા.

આ ચાર કૌન્સિલરોમાં ફીલીપ ફ્રાન્સિસ ઘણોજ કાબીલ, અને કામનો કરેલો હતો તથા અનુભવી હતો. તેનો સ્વભાવ ઘણો જાહેલ હતો. વિલાયતમાં તે "વૉર આફીસ" (લશકરી આફીસ) માં હેડ કલાર્ક હતો; અને ડેપ્યુટી સેક્રેટરીની ખાલી પડેલી જગોપર એનો હક છતાં તે જગો બિજાને આપવાથી, તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. પેહલા લૉર્ડ હાલંડનો તે કંઈ સગો હતો; અને તેણે ઈ०स० १७७०માં લૉર્ડ ચૅથમનું "હાઉસ ઑફ લૉર્ડ" ઈયાને અમીરોની સભામાં ભાશણ સાંભળ્યું હતું, અને તે ભાશણ, તેણે જે તેની નોંધ લીધી હતી તેપરથી છાપ્યું હતું. લૉર્ડ હાલંડના વસીલાથી એ પાછો સરકારી નોકરીમાં દાખલ થયો; અને ઈ०स० १७७०માં તે બંગાળા તરફ આવવા નિકળ્યો.

ઉપર જણાવેલા ત્રણ નવા કૌન્સિલરની સાથે સુપ્રીમ કોર્ટના જડજો પણ આવી પોંહોંચ્યા. ચીફ જસ્ટિસનું નામ સર ઈલાઈજા ઈમ્પે હતું. તે હેસ્ટિંગસનો જુનો વાકેફગાર હતો. તે ગોયા તેનો દાસ હતો એટલે તેને હેસ્ટિંગસ્ જેટલું પાણી પાતો તેટલું પીતો હતો. સરકારી દરબારી કામમાં નવા કાયદાથી થયલો ફેરફાર હેસ્ટિંગસને નાપસંદ હતો. વળી તેના સાથીઓ વિશે પણ તેનો સારો વિચાર નોહોતો. કૌન્સિલરોને આ વાતની ખબર પડી, અને તે ઉપરથી તેઓ પોતાના કામમાં ખુબ સાવચેત રહ્યા. જ્યારે તેઓ વિલાયતથી અહિયાં આવી પોંહોંચ્યા તે વખતે તેઓએ વીશ તોપની સલામતીની ઉમેદ રાખી હતી! પણ હેસ્ટિંગસે માત્ર સત્તર તોપ મારવાની રજા આપી. આ પ્રમાણે થવાથી તેઓના મન દુખાયાં; પણ તે વિશે તેઓએ હા હા કીધી નહીં. જ્યારે બે શખ્સોને એક બીજા સાથે બનતું નથી ત્યારે તેઓનાં દિલ ગોયા દારૂની મીસાલે હોયછે—એટલે જેમ દારૂમાં જરા વરતેનનો તણખો પડેછે ને ભડકો તુરત સળગી ઉઠેછે તેમ બેદિલ શખ્સોના દિલની અવસ્થા સમજવી. તેઓ સેહજ સેહજ વાતમાં લડાઈના બાહાના સોધેછે! અને એક બીજાને ખરાબ કરવા ચાહેછે. કૌન્સિલરો તો વાહાણપરથીજ ફુલાતા ઉતરયા; અને બિજા દાહાડાથીજ ગવર્નર સાથે ટંટો ઉભો કીધો. આ ટંટાનો છેડો હિંદુસ્થાનમાં નહીં આવ્યો. પણ પાછળથી તેજ કજિયાની તપાસ વિલાયતમાં ઉઠી હતી, અને તેમાં ઘણા સારાસારા ગૃહસ્થોએ એક બિજાની તરફેન કીધી હતી.

હેસ્ટિંગસને પોતાના ચાર કૌન્સિલરોમાં એકલા બારવેલનો આસરો હતો; પણ તેની સાથે પણ આગળે વખતે બનતું નોહોતું. ક્લેવરિંગ માનસન, અને ફ્રાન્સિસ એઓ એક સંપ થયા, અને હેસ્ટિંગસ પાસેથી સઘળો અખત્યાર છીનવી લીધો. નવાબ વજીરની સાથેના મામલામાં તેને વાજબી રીતે અપરાધિ ઠરાવ્યો; અને આડમાંથી હેસ્ટિંગસે નેમેલા અંગ્રેજ એજંટને તેઓએ પાછો બોલાવી લીધો, અને તેની જગોપર નવો પોતે મુકરર કરીને મોકલ્યો. વળી જે અંગ્રેજ લશકરની ટુકડી નવાબ વજીરને, રૂમનસીબ રોહીલાઓને પાયમાલ કરવા હેસ્ટિંગસે ભાડે આપી હતી, તેને તેઓએ પાછી બોલાવી લીધી, અને લડાઈ સા સબબથી કરવી પડી તે વિશે તપાસ જારી કીધી; અને ગવર્નર જનરલના સમજાવ્યા નહીં સમજીને બંગાળાના તાબાનાં બિજા ઈલાકા ઉપર પણ પોતાને મુંરતની

## હાડકાં પાંસળાં ભાંગેળાં શી રીતે સાંધાયછે?

ભાંગેલાં હાડકાંઓ લોહીમાંથી એક પદાર્થ છુટો પડેછે તેનાથી સાંધાયછે. ભાંગેલાં હાડકાંઓના છેડાઓને બરોબર પેહેલવેલાં ગોઠવવા; અને પછી તેઓને બરોબર યોગ્ય જગોમાં રાખવાને સારૂ પાટાઓ બાંધવાથી હાડકાં સાંધાઈ જાયછે. પાટા બાંધવામાં પણ ઘણી ખબરદારી જોઇયે. પાટા એવી રીતે બાંધવા જોઇયે કે, તેથી થતું દબાણ સઘળી જગોપર સરખું થાય. બરોબર રીતે પાટા ન બંધાય તો હાડકાંના સંધાવવામાં ખોડ રહી જાયછે તથા છેક વગર બુદ્ધી વાપરે પાટા બાંધવાથી, હાડકાં સંધાવાની જગોપર લોહીનું ફરવું બંધ થઈ જાયછે, અને હાડકાં સડી જાયછે. ડાક્તરી સીખવામાં તેઓને બરોબર પાટા બાંધતાં આવડતું હોયછે તેઓને ઈનામ આપવામાં આવેછે. એખતું પાટા બાંધવાનું કામ સીખવવા સારૂ નિરાળા ગ્રંથ રચવામાં આવ્યાછે. પાટા બાંધવાનું કામ સીખવું એ કઈ સેહેલું કામ નથી.

આ નીચેની આકૃતી ઉપરથી પાટા કેમ બાંધવામાં આવેછે તે સમજવામાં આવશે:—



જેમાંથી તે ડોણી તસંગના હાડકાને બાહુ ટેકેછે. આ બાહુનું હાડકું ભાંગ્યુંછે, અને તે ભાંગેલા છેડાઓને બરોબર મુકીને તેની બે બાજુપર રબારના બેસતા ટુકડા મુકીને તેપર બે ઈંચ પોહોળા પાટાનો વીંટો કરીને તેની સરખી રીતે બાંધવામાં આવ્યોછે; અને પછી હાથને આંચકો ન લાગવા સારૂ ગરદન પરથી રૂમાલ બાંધી હાથને ટાંગાવી રાખ્યોછે. ત્રણ અઠવાડીયાં સુધી આ પાટો રાખવામાં આવેછે; પછી છોડીને પાછો બે અઠવાડીયાં વધારે રાખવામાં આવેછે. ત્રણ અઠવાડીયાં થયાં પછી હાથને જરા રોહેજસાજ હલાવા ચલાવાની રજા આપવામાં આવેછે. પુરેપુરે સંધાઈ રેહેવાને ઘણા મહીના લાગેછે. આ હાડકાં કેવી મજબુત રીતે સંધાઈ જાયછે તેનો નમુનો ડાક્તર મીરજરામે પોતાના ભાષણમાં બતાવ્યો હતો. ભાંગેલાં હાડકાંઓના છેડાઓને બરોબર જગોપર મુક્યાથી તેઓ કુદરતી રીતે સંધાઈ જાયછે; તેપર કઈ લેપબારક ભારવાની જરૂર રેહેતી નથી.

એક વાત ઘણી અગતની યાદ રાખવાની છે કે, બચ્ચાંમાં ભાંગેલાં હાડકાં જુવાન કરતાં વેહેલાં સંધાઈ જાયછે; અને જુવાનોમાં ઘરડાં કરતાં જલદી સંધાયછે. વળી અંતઃકરણની નજદીકનાં હાડકાંઓ જેટલાં ઉતાવળે સંધાયછે તેટલી ઝડપથી તેનાથી દુરનાં ભાંગેલાં હાડકાંઓ સંધાતાં નથી. એક દાખલા તરીકે જો હાથનું હાડકું ભાંગ્યું હોય તો તે અંતઃકરણની પાસે હોવાને લીધે, પગનું હાડકું જે દુરછે તેના કરતાં વેહેલું સંધાશે. સારા તંદુરસ્ત માણસમાં આજારી કરતાં વેહેલું સંધાશે અને સારા ખોરાક અને સ્વચ્છ હવામાં રેહેનારમાં, ખરાબ ખોરાક અને હવામાં રેહેનાર કરતાં વેહેલું રૂઝાશે.

ભાંગેલાં હાડકાંઓને બરોબર જગોપર રાખવામાં થોડું ઘણું શરીર વિદ્યાનું જ્ઞાન

હોય તો વધારે સારૂં. હાલ એટલુંજ. આયંદે વધારે ખુલાશાથી એ બાબે લખવામાં આવશે.

## દુનિયામાં કંઈ ચીજ નિરઉપયોગી નથી.

સૃષ્ટિમાં કંઈ હેવી ચીજ નથી કે, તે નકામી હોય. કોઈ વખતે હેવું બનેછે કે, તે કામની હોય પણ આપણને નકામી લાગેછે, કેમકે આપણને તે વિશે પુરતું જ્ઞાન હોતું નથી. ઘણી વખત આપણે એમ કહીયે છેયે કે, ફલાણી ચીજ નાશ પામી. પણ દુરઃ અંદેશાથી જોઈએ તો તે નાશ પામી નથી, પણ તે એક રૂપમાંથી બીજા રૂપમાં બદલાઈ ગઈ છે, અને તે પાછી મનુષ્ય જાતના ઉપયોગમાં આવેછે. આપણે આરબસ્થાનના મેદાનમાં જઈયેછ ત્યારે ત્યાંહાં આપણી સાથે એક સવારીનું ઊંટ રાખીયે છઈયે, અને તેની પાણીની કોથળી ફાટી જાયછે, તો આપણને ભારે નુકસાન થાયછે ખરૂં. પાણીનો ખજાનો ખુટી જવાથી ઊંટ આગળ ચાલતું નથી, અને તેથી આપણી સાથે મુસાફરીને સારૂ લીધેલો ખોરાક અધવચ ખુટી પડેછે; અને આપણને ભારે નુકશાન થાયછે, અને ઘણે વખતે આપણો તથા આપણી સાથેના જાનવરોનો જાન પણ જાયછે. જ્યારે ઊંટની સ્વભાવીક કોથળીમાં તે જે પાણી ભરી રાખેછે, તે આ ઉપરના બનાવથી ફાટી બાહાર પડેછે, ત્યારે આપણે એમ કહીયે છેયે, કે તેના પાણીના સંગ્રહનો નાશ થયો. પણ આ વાત ઉપર આપણે જ્યારે દીર્ઘ દ્રષ્ટીથી વીચાર કરીયે છેયે, ત્યારે આપણને માલમ પડેછે કે, તે પાણીનો નાશ થયો નથી. તે પાણી ઉડી જઈને તેની વરાળ થઈ ગઈ. આ વરાળ પાસેના જંગલમાના કોઈપણ ખજુરીનો ખોરાક થઈ પડેછે, અને તે ખજુરીને આનંદ પમાડી તાજી કરેછે, અને જ્યારે બીજો મુસાફર તે જગોપર આવેછે, ત્યારે તે ઝાડના ફળનો ઉપભોગ તે લેછે. આ ઉપરથી તમારા સમજવામાં આવશે કે, જમીન ઉપર ઢોળાઈ ગએલા પાણીનો પણ નાશ થતો નથી, પણ ઉપર કહેલી રીત પરમાણે તે પાછું કામ લાગેછે.

કોઈ વખતે આપણે ઘણી નઠારી ચીજોને તુચ્છ ગણી ફેંકી દઈયે છઈયે, પણ તેવી ચીજોમાં રસાયણ ક્રીયાથી ફેરફાર થવાથી, તે મોહોટી કીમતી ચીજ થઈ પડેછે. આપણા ઘરનો તથા રસ્તાનો કચરો પણ નકામો નથી. આપણા ઘરમાંથી તથા રસ્તામાંથી જે કચરો નીકળેછે, તેને નકામો જાણી આપણે તેને ઉકરડા ઉપર નાખીએ છેએ, અને તે વખતે આપણા સ્વપનામાંએ એવું નથી આવતું કે, તે પાછો આપણને કામ લાગશે. પણ એ ભુલ ભરેલું છે. તે કચરો ઘણો કીમતી થઈ પડેછે અને મનુષ્ય જાતને પાછો ખપ લાગેછે. કેટલાક લોકો પૈસા આપીને તેને વેચાતો લઈ જાયછે, અને તેમાની એક રજકણ પણ વ્યર્થ જતી નથી. મેહેનતુ અને ઉદ્યોગી લોકો એ કચરાને ચાળીયે વતી ચાળીને, તે માંહેની જુદી જુદી વસ્તુઓ નીકાળી કરેછે. તે માંહેથી કોએલાની રજકણ જુદી પાડેછે તે લંડનમાં ઈંટ બનાવવાના કામમાં ખપ લાગેછે. આ ઉપરથી જે ચીજ છેક નકામી હતી, તેની મદદથી ઈંટ બની અને તે ઘર બાંધવામાં કામ લાગી. વળી રસ્તા ઉપરથી ખોતરી કાહાડેલો કચરો પણ નીરઉપયોગી નથી. તેમાં ચુનાનો ભેગ હોયછે, અને તેથી તેનો સારો ડોળ થાયછે, અને તે ઘરની દેવાલ બાંધવામાં આવેછે. જુઓ આ ખોતરેલો કચરો પણ નકામો ગયો નહીં.

ઉપર જણાવેલો કચરો ખાળી લાખવાથી તેમાંથી હાડકાં, ચીથડાં, કાગળ, જુનું લોહું, કાચ ઇત્યાદી નીકળેછે તેના જુદાજુદા ઢગલા કરેછે. હાડકાં ઘણાં કામમાં વપરાયછે. આ હાડકાંમાંથી ચરબી અને ઝેલી તઇયાર થાયછે. ચરબી સાબુ બનાવનારને કામ આવેછે; અને ઝેલી ખાવામાં અને ગુંદરની જગોપર કામ લાગેછે. જુઓ જે હાડકાંને તમે નકામાં રાગણીને બારણું ફેકી દીધાં તેજ પાછાં તમારા ખપમાં આવ્યાં. વળી એ હાડકાંના કુથ બ્રશ કચીને દાંત સાફ કરવાના બ્રશ પણ થાયછે, બા વસ્તુ હાડકું જે મોહોંમાંથી ચુંસીને કાહાડી નાખેલું તેની બનેલીછે; અને તે પાછું મોહોંમાંજ ફેરવવાને કામ લાગેછે. હાડકાંના ઝીણાઝીણા કટકા હોયછે, તેમાં ગંધકના તેજાબ રેડેછે, તો તેથી કરીને "સુપરફૉસફેટ" તઇયાર થાયછે, અને તે ખેતરમાં ખાતરની જગોપર કામ લાગેછે.

જુનાં હાડકાંઓ નવાં હાડકાં તઇયાર કરેછે, એટલે જુનાં હાડકામાંથી થયલું ખાતર જમીનમાં લાખવાથી જે અનાજ થાયછે તેમાં એ પદાર્થનો અંશ આવેછે અને તે આપણે આપણા ખોરાકમાં લઇયે છૈયે ત્યારે તે અનાજ આપણાં હાડકાંને મજબુતી આપેછે. આ પરમાણે હોવાથી વિલાયતના લોકો જુના હાડકાંને શોધેછે, અને ઉપર કહેલી તજવીજથી તેને વાપરેછે, અને હેના વાપરથી વિલાયતની દોલતમાં વધારો થતો જાયછે.

હાડકાંમાંથી વળી એક બીજો પદાર્થ "ફોસફરસ" નીકળેછે. મગજ અને દાન તંતુઓમાંથી પણ એ પદાર્થ મળી આવેછે; તે આપણે જે દીવાસળીઓ વાપરીયે છૈયે તે બનાવવાના કામમાં ખપ લાગેછે. ચપુના હાથાઓ, કાગળ કાપવાના ચપુઓ ઇત્યાદી વસ્તુઓ આપણા ખપમાં આવેછે, તેપણ આ હાડકાંનીજ બનેછે.

વળી રસ્તાઓમાંના વાળી લાખેલા કચરામાંથી જે રદ્દી કાગળ ભેગાં કરેલાં હોયછે, તે પણ હરેક રીતે આપણા કામમાં આવેછે. રંગદાર કાગળના કટકા ઢીંગલીઓના માથાં બનાવવામાં કામ લાગેછે; અને સફેત તથા શાહીથી લખેલા કાગળો હોય તેને શાહી કાહાડી નાખીને તેના કાગળ બનાવવાને કારખાનામાં મોકલેછે. કચરામાંથી ગાભાચુંથા નીકળેછે, તે પણ કાગળ બનાવવામાં કામ લાગેછે. વિલાયતમાં ઉન અને રૂનો ખપ ભારેછે. એ બન્નેના જુદાં જુદાં કપડાં ઘણાં બનેછે, અને બન્નેને મિશ્ર કરીને પણ કપડાં બનાવવામાં આવેછે. જ્યારે એ બધાં કપડાંઓ વપરાઇને ચીથડાં થઇ જાયછે ત્યારે પણ તે નકામાં જતાં નથી. કેટલીક વખતે ઉન અને સુતરના ભેળ કરેલાં ચીથડાંમાંથી સુતરવાળુ કપડું જુદું પાડવાને ઘણી મુસ્તી કામે લાગાડી પણ તે નીરાફળગઇ હતી. હાલ થોડું એક થયાં તેને બરોબર જુદું પાડવાને એક યુક્તી શોધી કાહાડીછે, અને તેથી જે સુતર જુદું પડેછે, તે કાગળ બનાવવામાં વપરાયછે. આ યુક્તીથી તે કપાડાના રેશામાં વરાળ જાયછે, તેથી સુતર જુદું પડેછે, અને ઉન બળી જઇ કાળો ભુકો થઇ જાયછે તેમાંથી એમોનીઆ નામનો પદાર્થ નીકળેછે તે પાછો ખાતરને ઠેકાણે વપરાયછે.

વળી એના કચરામાંથી ઘોડાની નાળ, ખરીયો, નખ ઇત્યાદી વસ્તુ જડેછે, તે પણ નીરઉપયોગી જતી નથી. નાળ અને બીજું જુનું લોહું બંદુક બનાવનારાઓ ખરીદ કરેછે. ઝીણી ઝીણી લોહાની રચકણો પણ નીરઉપયોગી જતી નથી. આગળ તાંબું

એકઠું કરવાને વાસ્તે ભારે મુશકેલી પડતી હતી અને તેને કાહાડવાને જે ખરચ લાગતો તે પણ ભારે થતો હતો, પણ આ કચરામાંથી નીકળેલી ઝીણી ઝીણી રચકણોએ તાંણુ લેગું કરનાર કંપનીને મોહોટો ફાયદો કરી આપ્યો.

કચરામાંથી કાચના કટકા નીકળેછે તે પણ નીશફળ જતા નથી; તેના કાચના પારહલા બનાવવામાં આવેછે અને સદીને સદી સુધી તેઓ કામ લાગેછે.

તેમજ જુના ચુના આમાં પણ ખપ લાગેછે. ટુંકાણમાં કહીયે તો કચરામાંથી જે જે વસ્તુઓ નીરાળી કાહાડવામાં આવેછે, તેમાંથી એક પણ નકામી જાયછે એમ સમજવું નહીં.

ચીનમાં, ચીનાઓ ભાજીતરકારી ભરીને ગાડીઓ બજારમાં ખાલી કરી આવેછે, અને તેજ ગાડીઓમાં નરખ ભરી લઈજઈ પોતાના ખેતરમાં લાખેછે. તેઓ તો તેઓના ધરમના ફરમાનથી આ પરમાણે કરેછે. ચીનાઓના ધરમમાં એમ લખેલુંછે કે, જે વસ્તુ તેઓએ જમીનમાંથી કાહાડી લીધીછે તેજ વસ્તુ તેમાં પાછી દાખલ કરવી અને તેમ કરવાથી તેઓનો ખેતર આ દુનીયામાં મોહોટાં ફળદ્રુપ કેહેવાયછે અને બીજા દેશના કરતાં અડાબીડ વસ્તીવાળાં શેહેરોને ઘણા કાળથી જોઈયે તેટલો ખોરાક પુરો પાડેછે. એડીનબરોમાં ગટરોમાંથી જતું નરખ ખેતરોમાં આજે ઘણે વરસ થયાં લઈ જવાયછે; અને ખેતરની જમીન તેથી તર થયા પછી તે નરખને ફુર્થ નદીમાં જવા દેછે. આની રીતે ઘણે એકર જમીન તઈયાર કરવામાં આવી હતી, અને તેમાં ઈટલીની રાઈગ્રાસ વાવવામાં આવી હતી, અને તે દર એકરે પીસતાળીસ થીતે સાઠ ટન સુધી દરએક કાપણીએ મળી આવતી હતી. તે ખેતરોમાં વરસમાં પાંચ વખત વાવેતર કરી શકાતું હતું. એ ખેતરોને ખેડવામાં વરસ દાહાડે દર એકરે દસ રૂપીઆ ખરચ લાગતો હતો, અને પેહેલાં દર એકરની હડી રૂપીઆ કીંમત થતી હતી. તેને બદલે હવે આ ગોઠવણી કીધા પછે ત્રીસ પાઉંડ એટલે નવુસે રૂપીઆ થાયછે. આવી તરેહની અજમાયશ ઈંગલંડમાં એકએ શખસે પેહેલવેલી કીધી હતી. તેમાં તેઓ ફતેહ પામીયા નહીં; પણ તારબાદ બીજા કેટલાકોએ ફરી તપાસ કરવા ઉપરથી તેઓને આ નરખને ખાતરની જગોપર વાપરયાથી મોહોટો ફાયદો થયાથી આ ખાતરની ખુબીની ખાતર જમા થઈછે.

પ્રીરાક્સમાં ફીલીપસ્ફીનર આઈન્સ નામનો શખસ ઘણો આબરૂદાર ખેડુત હતો અને તેણે એક વરસમાં ત્રીસ આદમી રેહેતાં હતાં, તેનું નરક દરરોજ પોતાની બાર એકર જમીન હતી તેમાં પુરી તઈયાર કીધું. તેનું પરીણામ ઘણું ફતેહ ભરેલું દેખાયું. તેની જમીનની કીંમત પેહેલાં રૂ૨૧) હતી તેને બદલે આ ખાતરથી સુધારયા પછી રૂ૫૫) ગણાવા લાગી અને તેમાં અનાજ પણ સીયાળા, ઉનાળામાં ખુબ થવા લાગ્યું. હેન્ચ લામનીકલની તથા હેવર્ડ હીટ નામની જગોના પાગલખાના ઈયાને ઘેલા લોકોને રાખવાની ઈસપીટાલમાં ઘણા વરસ સુધી આવી તરેહની અજમાયશ ફતેહમંદીથી થઈ હતી; અને તેમજ સરકારના ઈનસપેકટર મીસતર ટફ્નેલની મારફતે, એનરફીની જગાપર જ્યાહાં ૭૦૦ છોકરાં સીખેછે, તેના ઉપરીપણ નીચે અજમાયશ થઈ હતી; અને તેણે તેના રીપોરટમાં લખી જણાવીયું હતું કે, જો ખા-

તર ખરે ઘણુંજ કીમતી છે. એક વખતે જ્યુ-વહીઓએ કરેલું ખાતર જેને ગ્વાના કરીને કેહેછે, તેને એક જમીનના કકડામાં પુરયું હતું, અને તેની સાએજ બીજા કકડાગાં આ નરખનું ખાતર પુરયું હતું, અને તેની તપાસ ઉપરથી માલમ પડ્યું કે, નરખના ખાતરવાળી જમીનમાંથી જાસ્તી પાક તઇયાર ગયો. આ નરખ ખેતરોમાં પુરે પાડવાને વિલાયતમાં કંપનીઓ થઇછે. હવે જુઓ, આ-ચીજ જે બીલકુલ નકામી ગણાઈ જતી હતી, તેમાંથી આવાં સારાં ફળ નીપજ્યાં છે. આ નરખને આગળ ટેમસ નદીમાં કાહાડી ના-ખવામાં આવતું હતું, તેથી નદીનું પાણી પી-વાને સારૂ ઘણું ખરાબ કરી નાખતા હતા, એટલુંજ નહીં, પણ તેમાંની માછલીઓ પણ તે ઝેહેરથી મરી જતી હતી. પણ આ સોધથી જે વસ્તુને નકામી ગણી માડ રસતે વાપરતા હતા, તેને સારી સમજે સમારગે વાપરવા લાગાછે અને આ સઘળી ખુબી તે રસાયણ શાસ્ત્રની છે. કોહો કે એ વિદ્યાના જ્ઞાનનો ફે-લાવો થયો ન હોતતો આવી વસ્તુઓની અ-જમાએશ થઈ મનુષ્ય જાતને ફાયદો થાત? ઓસ્ટ્રેલીઆના અધીકારીઓની તરફથી સાંભ-ળવામાં આવ્યું છે કે, તાહાંના ૮૦૦૦૦ રેહેવાસીઓ પાસેથી દર વરસે તેઓના શેહે-રના કચરામાંથી ૪૦૦૦૦૦ ચાર લાખ રૂપીઆનો નફો તે કચરાને વેચીને મેળવેછે. આ પરમાણે વિલાયતના કચરાની કીમત ઘણી વતી જોઇયે. ઘણા કાળથી સુરતમાં ખાળ કુવામાંથી જે નરખ કાહાડે છે, તેમાં રાખ મેળવીને ભંગીઆઓ તેને ખેડુતોને વેચાતું આપેછે. ખેડુતો તેને ખાતરની જ-ગોએ વાપરેછે અને જમીન સુધારેછે.

---

## બોખારા શેહેરનો ટુંક અહેવાલ.

આ શેહેર તારતરીના મધ્ય ભાગમાં આવેલું છે અને તે કયાસપીઅન સમુદ્રની દક્ષિણેછે. એ જગો રળીઆમણીછે; પણ ત્યાંનો રાજા ઘણો જુલમગારછે અને તેને અમીર કેહેછે. તેનો મેહેલ ઉચી જમીન પર આવી રહેલો છે અને આસપાસ મસીદ અને મોહોટા મોહોટા બંગલાઓ આવેલાછે. આ ઈમારતોમાં એક કેદખાનું આવેલુંછે. કેદીઓને અંધારામાં રાતે સરદીની જગોપર રખેછે. અમીરને વાસ્તે ઉનાળામાં થડું પાણી રાખવાની જગો આ કેદખાનુંછે. ચંધ ગારતાં જીવડાં જેને "ટીક્સ" કરીને કેહેછે તેથી એ કેદખાનું ભરેલુંછે; અને તેમાં રેહે-નાર કેદીઓને હેરાન કરવાને વાસ્તે તેની પે-દાશ તેમાં વધારવામાં આવેછે. જ્યારે કે-દીઓ હોતા નથી ત્યારે આ જનાવરોનો નીભાવ કરવાને સારૂ કાચું ગોશ તેઓને ખાવા સારૂ મુકેછે. એ કેદખાનામાં એક ઉંડો ખાડોછે જેમાં માણસોને દોરડાં બાંધીને ઉતારેછે. દર પખવાડીએ અમીર ત્યાં જઇને કેદીઓનો ઈનસાફ કરેછે. કેદીઓને અ-મીરની રાહા જોતા જોતા ઉઘાડે પગે જમીન પર પથરાઈ ગયલા બરફ ઉપર કલાકોને કલાકો સુધી ઉભા થઈ રેહેવું પડેછે. આવો દુષ્ટ રાજા કદી પણ સુખી હોય? ના. તેને પોતાની જીંદગીની ભારે દેહેશત રેહેછે. પાણીમાં ઝેહેર હશે એમ ધારી તે પાણી પીતાં પણ ઘભરાયછે. પીવાનું પાણી મસકોમાં સીલ કરીને બે સીપાઈના ચોકી પેહેરા નીચે મંગાવેછે અને પછી તે વજીરની પાસે લઈ જવામાં આવેછે. વજીર અને તેના ચાકર

નરૂરો તે પાણી ચાખ્યાં બાદ ગલેકોને ફરી સીલ કરીને અમીરને વાસ્તે મોકલેછે. અમીરનું ખાવાનું તૈયાર થાયછે ત્યારે તેને પેટીમાં મુકી તાળું મારેછે. નજર મેહેલમાંથી તે ચાખ્યે ત્યાર બાદ અમીરના મેહેલમાં લઈ જવામાં આવેછે. એટલો અમીરજ ઝેહેરની બીક રાખેછે એમ નથી. એક બીજાના હાથમાંથી ફળ લેવાને પણ લોકોનું હૈયું જ્યાંસુધી બીજો તે ફળ ચાખે ત્યાંસુધી થતું નથી. બોખારાના જેવા ખુનરેઝ લોકોમાં વસવું ઘણું દેહેશતમંદછે.

લોકો રખેને અમીરને મારવાની ગોઠવણ કરતા હોય તેથી તેનો રૈયત જે કાગળ પત્રનો વેહેવાર માંહોમાંહે રાખે તે બધા અમીર જોવા માગેછે. ધણી પોતાની ધણીઆણીને કાગળ લખે તો તે પેહેલાં અમીરને બતાવવો જોઇયે. અમીર કેટલાએક છોકરાઓને શેહેરમાં જ્યાં ત્યાં ફરવા મોકલેછે; એવી મતલબથી કે લોકો અમીરને સારૂં કેહેવું બોલેછે તેની તેઓ આવીને ખબર કરે. જેમ રાજા લોકોના પર નીગેહદારી રાખેછે તેમ તેના પર તેના મુખ્ય કારભારીઓ રાખેછે. કારભારીઓ પૈસા આપીને કેટલાએક માણસોને રાખેછે અને રાજા તેઓને મારી નાખવા વિશે તો વાતચીત નથી કરતો તેની પેરવી રાખેછે.

બુખારાના લોક તાતાર લોકના કરતાં વધારે ખુબસુરત હોયછે. તેઓના ચેહેરા વધારે સફેત અને બાલ ખુબ્બ કાળા રંગના હોયછે. તેઓ મોહોટી સફેત પાઘડી બાંધેછે અને મોહોટી એડીવાળાં બુટ પેહેરેછે. મોહોટી એડીવાળા જોડાથી તેઓ બરોબર ચાલી શકતા નથી. ઓરત તથા મરદ બન્ને ઘોડાપર સ્વારી કરેછે; પણ ઓરતો પોતાનાં મોહોડાં ઘણા બુરખાથી ઢાંકેછે. સહવારથી તે સાંહજ સુધી રાજાના મેહેલના કામપાંહેકમાં લોકો ઘોડાપર તથા ખચ્ચર પર બેઠેલા ખુબ પાહેલા હાજરને હાજરજ હોયછે. કામપાંહેકની વચમાં ફળ બાજાર છે. દરાખ, આલુ, અખરોટ, શેતુર અને તરબુચ ત્યાં જોવામાં આવેછે. ત્યાં ઘણી બરફના ઢગલે ઢગલા પડેલા હોયછે અને રસ્તાના ચાલનાર ભીખારીઓને પણ બરફનું પાણી પીવાનું બની આવેછે. બજારની દરેક બાજુએ ગરમ ચાહા તૈયાર મળી આવેછે તથા દુધ પણ તૈયાર મળેછે. પણ ફળના આટલાં બધાં સુખ સાથે એક દુઃખ ત્યાં મોહોટું છે. ત્યાંનું પાણી સારૂં નથી. બોખારા કંઈ નદીને કીનારે આવ્યું નથી; અથવા કંઈ તેનાં સારાં નાળાઓ નથી. સઘળું પાણી ગામની નજદીકમાં એક ઝરો હોયછે તેમાંથી નેહેરની મારફતે લવાય છે અને જ્યારે ગરમીથી નેહેરો સુકાઈ જાયછે ત્યારે ટાંકાં શોસાય બીજે કેથી પાણી હોતું નથી. આ ગંધીઆર પાણીથી વાળાનો મરજ થાય છે. વાળાથી બધી ચામડી ફુલી આવેછે અને તે ફુટેછે ત્યારે તેની અંદરથી વાળો નીકળે છે અને તેને ધીરે ધીરે ખેંચી કાઢવા પછી દરદી સાજો થાયછે. અમીરનો એતકાદ ધરમપર ઘણો ચુસ્તછે. તે મહમદને માનેછે. તે દર સુકરવારે મસીદમાં ઈબાદત કરવા જાયછે. સાથે કુરાન લઈ જાયછે. ચાર માણસો તે લઈ તેની આગળ ચાલેછે. મુસલમાન લોકો બુખારા શેહેરને ઘણું ભક્તીવાળું ગણેછે. દર મોહોલ્લામાં રોજ સાંહજે લોકોના ટોળેટોળાં ઈબાદત કરવાને એકઠાં મળેછે. જો સાંહજે નીમાજને વખતે છોકરાઓ સુતેલા જોવામાં આવેતો તેઓને બાંધી બજારમાં મારતા મારતા લઈ જાયછે.

દર મોહોલ્લામાં એકેકું મકતબખાનું અથવા

નીશાળ હોયછે. ત્યાં ગરીબ છોકરાઓ સહવારથી તે સુરજ આથમે ત્યાં સુધી બેસેછે અને કુરાન પડેછે. તેઓ ખાવાને વખતેજ ઘેર જાયછે. બાકી આખો દાહાડો ત્યાં કાહાડેછે. તેઓને રમવાને સાંહજ શિવાય બીજો વખત મળતો નથી અને શુકરવાર શીવાય છુટીનો દાહાડો નથી મળતો. આવી રીતે વાંચતાં લખતાં સીખવા પાછળ તેઓ સાત વરસ કાહાડેછે. ઈસ્કોલ છોડયા બાદ જો તેઓ વધારે સીખવાનો શોખ રાખતા હોય તો તેઓ કોલેજમાં જાયછે. અહીંયાં કાલેજો ઘણીછે. કેટલાએક તો સારી જીંદગી કાલેજોમાં કાહાડે છે અને ન્હાનાં ઝુંપડાંમાં પડી રહી, મોહોટા આરસ્તાં એકઠા મળી વાએજ થાયછે તે સાંભળ્યા કરેછે. ઉનાળામાં શાગીરદો ખેતરોમાં કામ કરવા જાયછે. મુસલમાન લોકો પોતાના ધરમને વાસ્તે ઘણો ફીકો રાખેછે. તેઓ મૂર્તિ પુજવાને ધીક્કારેછે; અગરજો તેઓ મક્કામાં એક કાળા પથરને પુજેછે. ક્રીસ્ચીઆન લોકો બધા મૂર્તિપુજકછે એમ તેઓ જાણેછે કેમકે રૂશીઅન લોકો તસ્વીરોને નમેછે એમ તેઓના જોવામાં આવ્યુંછે. એક વખતે પેશાવરનો વજીર બે અંગ્રેજોની સાથે તેઓના મજહબ સંબંધી વાત કરવા લાગ્યો. તેણે અંગ્રેજોને પુછ્યું કે, તમે મૂર્તિ પુજોછો, તેઓએ ના પાડી. વજીરે તે વાત માની નહીં અને કહ્યું કે, મને ખાતરીછે કે, તમારા ગળામાં જીજસક્રાઈસ્ટની તસ્વીર અને ક્રાસ ઘાલેલાં હશે. આ ઉપરથી તેઓએ પોતાનું આંગ ઉઘાડીને બતાવ્યું. તારે તો કંઈ માલમ પડયું નહીં. તે જોઈ વજીર ખુશ થયો અને પોતાની પનેહગારીમાં હુકમ ઉઠાવનાર ચાકરો હતા તેઓની તરફ જોઈને બોલ્યો કે, આ લોકો કંઈ ખરાબ નથી. બાદ ચાહ તૈયાર કરાવી અને તે લોકોને પીવાને આપી.

(અધુરૂં.)

## બ્રહ્મ સમાજની તવારીખનો

### ટુંક અહેવાલ.

(સાંધણ પાને ૧૪૬ થી.)

ટ્રસ્ટ ડીડમાં લખ્યા મુજબ ઉપર બતાવેલા ઘરમાં એક પરમેશ્વરની ભક્તિ થતી હતી. તે ડીડમાં મૂર્તિ પુજકનો તદન ત્યાગ કરવો એવું લખી જણાવ્યું હતું. લોકો વેદ વાંચવા લાગ્યા; પણ બ્રાહ્મણ જાતીના લોકો એકાંતે એકલા બેશી તે વાંચતા હતા; બીજી હલકી જાતીને તે વાંચવાને બની આવતું નહોતું અને તેથી કરી કેટલીક ગેરસમજુતી લોકોમાં ઉઠી હતી.

રામમોહનરાયે હિંદુસ્થાન છોડયા પછી દશ વરસ સુધી બ્રહ્મસમાજમાં કંઈ ફેરફાર થયો નહોતો. તેના મીત્રોએ તથા પાછળથી દ્વારકાનાથ ટાગોરે એકમતાએ, પ્રાર્થના કરવાનો પ્રબન્ધ ચલાવી તથા પંડીત રામચંદ્ર વિદ્યા બાગીશને આચાર્ય કરવી, પ્રાર્થનાનું કામ જારી રાખ્યું. બાદ એ કામ નીચે લખેલા શખસે પોતાના હાથમાં લીધું.

દેવેંદ્રનાથ ટાગોર ઈ૦ સ૦ ૧૮૧૮ માં જન્મ્યો. તે પીરાલી બ્રાહ્મણ હતો; તેનો બાપ દ્વારકાનાથ ટાગોર ઘણો પઈસાવાળો હતો. દેવેંદ્રનાથ સારી પેઠે મોજશોખમાં ઉછરેલો હતો. અસલ લોકોને એની નિતી રિતીનો ખરાબ વિચાર હતો. વીસ વરસના પશ્ચાત્ એ ગુહરૂપની બુદ્ધી સારાં કામ કરવા પાછળ ફરી અને પરમેશ્વર પર તેની આસ્થા થઈ. ઈ૦ સ૦ ૧૮૪૨ માં જ્યારે તે પચ્ચીસ વરસનો થયો ત્યારે બ્રહ્મસમાજમાં

દાખલ થયો. ત્યાર પેહેલાં ઈ૦ સ૦ ૧૮૩૯ ના અકટોબર મહીનામાં તેણે તત્વ બોધીની સભા સ્થાપી હતી. સભાની મતલબ, રામમોહનરાયના હિંદુશાસ્ત્રમાં જણાવ્યા મુજબ એકેજ પરમેશ્વરની ભક્તિ કરવાનું કામ દેશીઓમાં દાખલ કરવાની હતી. સભા દર અઠવાડીએ દીબેંદ્રનાથના ઘરમાં મળતી હતી; અને ત્યાં ધર્મ વિશે તકરારો તથા પ્રાર્થનાઓ થતી હતી એટલુંજ નહીં; પણ વળી ઉપનીશેદ વંચાતાં હતાં; તથા સમજાવામાં આવતાં હતાં. ધર્મ સીખવવા સારૂ એક નીશાળ સ્થાપવામાં આવી હતી. તે કેટલાક વરસ સુધી ચાલી; પછી કંઈ ખુટો પડવાથી તુટી ભાંગી. ઈ૦ સ૦ ૧૮૪૩ માં બ્રહ્મસમાજના ઘરમાં સભા મળવા લાગી અને વેદાંતી મતનો પ્રસારો કરવાનું કામ જારી રાખવામાં આવ્યું. સભાએ તત્વબોધીની પત્રીકા નામનું એક ચોપાનીયું પોતાની તરફથી કાઢવા માડયું. તે ચોપાનીયું અખાઈકુમારદત્ત નામના કાબીલ અને અનુભવી શખસની કલમથી લખાતું હતું.

સભાની તરફથી માંત્ર ઉપનીશેદો ફરીથી છાપવામાં આવ્યાં એટલુંજ નહીં; પણ રામમોહનરાયના લખેલા કેટલાક ગ્રંથો પણ છપવામાં આવ્યા. દીબેંદ્રનાથ ઠાગોરે મૂર્તિ પુજકની વિરૂદ્ધમાં તથા વેદાંતમાં જણાવ્યા મુજબ ફકત એકજ પરમેશ્વરની ભક્તિ કરવા બાબે કેટલુંક લખાણ કીધું હતું. તેણે અને તેના બીજા વીશ ગોઠીઆએ પંડીત રામચંદ્ર વિદ્યા બાગીશ આચાર્યની રૂબરૂમાં સોગન લઈને ઈ૦ સ૦ ૧૮૪૩ ના ડીસેંબર મહીનામાં જાહેરી રીતે વેદાંત મત કબુલ કીધો. આની રીતે બ્રહ્મસમાજની ઉત્પતી થઈ; અને ઈ૦ સ૦ ૧૮૪૭ સુધીમાં બ્રાહ્મોની સંખ્યા થઈ.

આજ સુધી વેદમાં જણાવ્યા મુજબ એક પરમેશ્વરની ભક્તિ ચાલી; પણ સભાને સઘળા વેદોનો પુરતો અભ્યાસ કરવાની તક મળી નોતી; કેમકે તેઓ બધાં કલકત્તામાંથી પેદા થઈ શકતાં નોતાં. ઈ. સ. ૧૮૪૫ માં ચાર પંડીતોને વેદોની નકલ કરી લાવવાની તથા તેનો પરીપૂરણ અભ્યાસ કરી તઈયાર થવાને બનારસમાં (કાશી) મોકલવામાં આવ્યા હતા. તેમ કરવાની મતલબ એજ હતી કે, અપુર્ણતા તથા સંદેહ મટી જાય. દીબેંદ્રનાથ ઠાગોર એક બાજુપર તથા અખાઈકુમારદત્ત તથા બીજા કેટલાક તેની બાજુપરના, એઓની વચમાં વેદમાં જે લખેલુંછે તે સાચુંછે તે વિશે સામસામી તકરારો થતી હતી; તે હવે વધારે જુસ્સાથી થવા લાગી, આખરે સત્યતાનો જય થયો. વેદમાં જે સઘળું લખ્યુંછે તે સાચુંછે; એ મત બ્રાહ્મસમાજે ખોટું કીધું; અને વેદાંત મત પ્રમાણે ચાલનારી સભા બંધ થઈ. પછી વેદાંત એ બોલને પડતો મુકી, એક પરમેશ્વરની ભક્તિ કાયમ કીધી, ઈ૦સ૦ ૧૮૫૦ના અકટોબર મહીનામાં બ્રહ્મસમાજને બદલે બ્રહ્મધર્મ એટલે એક સાચા પરમેશ્વરને માનવો એવી સભા ઠેરવી; અને તેમાં કેટલાંક ઉપનીશેદના વાકયો ચુંટી કાઢી દાખલ કરી તે પ્રમાણે ચાલવાને મુકરર કીધું. ત્યાર બાદ ઈ૦ સ૦ ૧૮૫૯માં તત્વ બોધીની સભાને કાઢી નાખી, તેને હસ્તકનું પુસ્તકખાનું, છાપખાનું તથા ચોપાનીયું બ્રહ્મસમાજના ટરસ્ટીઓને હસ્તક કીધું. આવી રીતે તત્વબોધીની સભાની વીશ વરસની લાંબી જીંદગાનીનો અને રામમોહનરાયની સ્થાપેલી બાળક સમાજનો અંત કીધો; અને તેને ઉછેરી મોટી કરી હાલની ચાલતી અવસ્થાની બ્રહ્મસમાજમાં

લાવી મુકી; અને તેની તુહી આપણા જાણીતા નામાંકીત બાબુ કેશબચંદ્રથી થવા લાગી, જેને વિશે અમે પછી બોલવામાં આવશે. (અધુરૂં.)

## વરોદડાનું રાજ.

હાલ કેટલાક દીવસ થયાં વરોદડાના રાજ મામલા વિશે બેગરદમ ભારે ગડબડાટ ચાલી રહીછે. સારા કાબીલ મસલતીયા નહીં મળી આવવાથી આ રાજ મ્હોટા ઘભરાટમાં આવી પડ્યું હતું. મતલબીયા લોકો રાજા સાહેબને સારા મસલતીયા મેળવામાં ઘંડી પડી વાંધાઓ ઉઠાવી તેની અફલ ચોરવામાં ફાવ્યા હતા; પણ આખરસ સારાં ભાગે શેઠ દાદાભાઈ નવરોજી જેવા વિદ્વાન અને રાજદરબારી કામથી અનુભવી મસલતીયા રાજા સાહેબને હાથ લાગ્યાછે જેની મદદથી હમને પુર ખાતરીછે કે, આ વરોદડાનો ગુંચાયલો રાજમામલો, થોડા વખતમાં મુસ્તકીમ પાયા ઉપર લાવી મુકાશે. રાજા સાહેબે ખસુસન કરીને આવે વખતે આ દાદા ગુરૂશાની સલાહ મુજબ ચાલવું જરૂરનુંછે અને પોતાના કાન મતલબીયાઓને ધીરવામાં સાવચેતી રાખવી એ પણ થોડી અગતની વાત નથી.

સારા મસલતીયાની સલાહ વગર ઘણાં દેશી રાજ્યો તુટી ગયાંછે. આપણી નામદાર માયાળુ સરકાર દેશી રાજાઓ પાસે તેઓનાં રાજ છીનવી લેવાની જરાપણ ખાયશ રાખતી હોય એવું હમે માનતા નથી; પણ તેથી ઉલટું તેઓ તો તેવાં રાજોને સારી હાલતમાં આણવાને તથા સુધારવાને હંમેશ ઇંતેજાર હોવછે, રાણીઓને સાબવછે કે તેઓએ પોતાની કાબીલીયતથી દેશી રાજ્યોને સંભાળવાં અને સારી અવસ્થામાં લાવવાં.

શેઠ દાદાભાઈ નવરોજીએ પોતાનો અમલ બેસતાં બરજ હોશીયાર અને પંકાએલા વિદવાનોને મ્હોટા હોદ્દાઓ તથા ઈનસાફના કામો સોંપ્યાંછે તે જોઈ હમો ઘણા ખુશી થયા છૈએ—આવી રીતની ગોઠવણથી તથા એવી જોગાપર વિદવાનો ઓહોદો પરહેરી કરવાથી વરોદડાના રાજ્યની હાલત ઘણા થોડા વખતમાં સુધરશે એમાં જરા પણ શક રહેતો નથી.

હમારી તો પરમેશ્વરને એટલી બંદગીછે કે, માહારાજ સાહેબની અને શેઠ દાદાભાઈની વચમાં હંમેશ સલાહ સંપજ કાયમ રેહે.—

## સેહેલથી અને મરજીમાં આવે ત્યારે તૈયાર થઈ શકે એવો બ્યારસનો સાંચો.

મી૦ સીલબરગર નામનો એક જરમન અત્રે આવ્યો છે તે પોતાની સાથે બાળવાની બ્યાસનો ન્હાનામાં ન્હાનો સાંચો આસરે રૂ ૩૫૦ થી તે રૂ ૪૦૦ સુધીની કીમતનો લાવ્યોછે. આ સાંચો ઘરના એક ખુણામાં રાખી શકાય તથા જ્યાં અજવાળો હોય ત્યાં ખસેડી શકાય હેવો છે. કેરોસીન ઑઈલ જે હમણાં બાળવાના કામમાં વપરાયછે તેને તૈયાર કરયા પછી જે કુચો રેહેછે તેમાંથી પાણીની મદદથી એ બાળવાની બ્યાસ એક મીનીટમાં તૈયાર થાય છે. દર પાંચ દીવસે આ ન્હાના સાંચામાં પેલો કચરો જેને "પોટરોલીયમ" કેહેછે તેને બદલવો પડેછે. આ તૈયાર થયલી બ્યાસ ઘણીજ સાફ હોયછે અને ઉત્તમ પ્રકારની રોશની આપેછે. આપણી ટાપુના જાણીતા કરનલ કેનરી તથા મીક

ઈજનેરે આ ગ્યાસની તપાસ કરીને તેની ખુબી જોવા ઉપરથી ગી૦ સોલાબરગરને સરટીફીકટ આપ્યાંછે.

મુંબઈની તેમજ મુફસીલની મ્યુનીસીપાલીટી આ નવાઈની રીતના સાંચાઓમાં તૈયાર થયલો ગ્યાસ શેહેરમાં પુરી પાડે તો તેથી કરીને હાલના કરતાં ખરચમાં ત્રીજે હિસ્સે મકાઊ થાય. હાલ જે ગ્યાસ કોયલામાંથી કરવામાં આવે છે તેને સાફ કરવામાં અને આખા શેહેરમાં પુરી પાડવામાં ભારે ખરચ થાય છે તે ઉપલા સાંચાઓ વાપરવાથી દુર થાય. કછ, કાઠીયાવાડના રાજા રાણાઓને પણ આ ખુબીદાર સાંચો જોયા પછી પોતાના દરબાર અને શેહેરોમાં એ દાખલ કરવાને હોસ થશે એવું કહી શકાયછે.

આ શખસ કાશમીર ગયો હતો અને ત્યાંનો રાજા એ સાંચો જોઈ ઘણો ખુશ થયો હતો. હાલમાં એ શખસ તા૦ ૨૦ મીનો નીકળેલો હૈદરાબાદ ગયો છે તે અને પાછો ફરેથી આ સાંચા વિશેની જ્યાદા હકીકત લખવામાં આવશે.

આ ગ્યાસમાં વળી એક ફાયદો એછે કે ચાહીગાંની ગ્યાસ જેમાં ભરેલી હોયછે તે ફુટીને ભડકો થવાની ધાસ્તી રેહેછે અને એવી રીતે વિલાયતમાં ઘણીવાર થયલું આપણા સાંભળવામાં આવ્યું છે તે દેહેશત આમાં નથી.

આ સાંચો હમારા જોવામાં આવ્યોછે. તે ઘણો સાદો છે અને તેની બનાવટ સમજવાગાં ફક્ત દશ મીનીટથી વધારે વખત જોઈતો નથી. આ સાંચો જોયા પછી તેનો મોહોટો ઉપયોગ આ ટાપુમાં કરવાને હમે સર્વે કોઈને ભલામણ કરીએ છૈયે.

## હિંદુઓના ઊંટ વૈદામાં સુનામકીની તારીફ.

સુનામકીને જુદી જુદી તરેથી લેવાથી જુદા જુદા ફાયદા થાયછે તે નીચે મુજબઃ—

૧. દીન ચાલીસ સુધી સુનામકી ખાયતો સર્વે રોગ જાય.
૨. મધસાથે ખાયતો મરદાની વધે.
૩. ચીનાઈ સાકર સાથે ખાયતો પીતરોગ જાય.
૪. લાલ સાકર સાથે ખાયતો અંગનું જોર વધે.
૫. માખણ સાથે ખાયતો અગણીત રોગ જાય.
૬. ખજુર સાથે ખાયતો ભુખ લાગે.
૭. દરાખ સાથે ખાયતો આંખનું તેજ વધે.
૮. શાંનવાળીના રસસાથે ખાયતો દમ જાય.
૯. નીરગુંડીની સાથે ખાયતો તનખા જાય.
૧૦. આમળાના રસ સાથે ખાયતો પીઠ રોગ જાય.
૧૧. આંબાના રસ સાથે ખાયતો પીત જાય.
૧૨. મરીના રસ સાથે ખાયતો તાળખ બંધ થાય.
૧૩. સાલકણીના રસ સાથે ખાયતો હાડ તનખા જાય.
૧૪. અઝોટીના રસ સાથે ખાયતો વાંઝણીને પુત્ર થાય.
૧૫. ઊંટના દુધ સાથે ખાયતો ખોપડી નાખ્યા શુદ્ધ થાય.
૧૬. લીંબોળાં સાથે ખાયતો પરમીઓ જાય.
૧૭. અજમા સાથે ખાયતો સુરદી જાય.
૧૮. પીપર સાથે ખાયતો સર્વે જાતની શરદી જાય.
૧૯. લવંગ સાથે ખાયતો મરદાઈ વધે.
૨૦. સેરડીના રસ સાથે ખાયતો મરદાઈ વધે.
૨૧. તલીના તેલ સાથે ખાયતો સરપ વિખ ઉતરે.
૨૨. દાડમ સાથે ખાયતો હરેક રોગ દુર થાય.

# મીલાવડો.

OR

THE MISCELLANY.

અંક ૧૧. મુંબઈ, માસ એપ્રેલ, સને ૧૮૭૪. કીં૦ આના ૨.


## કાનપોરના કેદીઓ.

લખનોઊના કેદીઓની દુરદશાનો એહવાલ પેહેલાં રોશન કીધો, પણ એ કેદીઓ ઉપર જે જુલમાત અને દુઃખ પડયાં તેના કરતાં વધારે વિપતી અને જુલમ કાનપોરના અંગ્રેજ કેદીપર ગુજરયાં. કાનપોરનું નામ કોઈપણ અંગ્રેજ દેહેસતથી ધ્રુજયાવગર સાંભળી શકશે નહીં. વળી નાનાસાહેબનું નામ પણ ચી-તાળી ચડયા વગર સાંભળી શકશે નહીં.

તેણે મોહોટા રાજા થવા ચાહ્યું હતું. એ કઈ રાજાનો છોકરો નહતો, પણ રાજાના ઘરમાં ઉછરી મોહોટો થયો હતો, એ વાત ખરીછે. બીઠુરના રાજાના ઘરમાં એ મોહોટો થયો હતો; અને તેને ખબર હતી કે, તેની સઘળી મીલકત તથા રાજનો તે ધણી હતો. પણ એ વાત ખીલાપ હતી. અંગ્રેજ સરકાર પાસેથી આ બીઠુરના રાજાની સઘળી મીલકત તેને ન મળવાથી તેની ઈતરાજી અંગ્રેજ તરફ અસલથી થઈ હતી; અને ઘણુ દીવસ સુધી તેઓ ઉપર કરી નજર રેહેવામાં પોતાના દીલમાં જે ખુન ભરેલું હતું તે બાહાર બતાવવાની તેણે આ તક લીધી. બાહારથી એમ બતાવ્યું કે, તે અંગ્રેજોનો દોસ્તદારછે. તેઓની સાથે ઘણી ભલમનસાઈથી વાત કરે, તેઓને મીજબાન તરીકે પોતાના મેહેલમાં તેડે, પોતાનાં હાથી ઘોડા તેઓને વાપરવા આપે. અગરજો એ રાજા ન હતો તોપણ, તે બીઠુરના રાજાનો પાદશાહી કીલ્લો જે કાનપોરથી છ માઈલ દુરછે તેમાં રેહેતો હતો. એણે તે કીલ્લામાં છ મોહોટી તોપો રાખી હતી; અને ઘણાં આદમીઓ નોકર તરીકે રાખ્યાં હતાં. એ ઘણો ચંચળ માણસ હતો; અને અંગ્રેજી ભાષા ઘણી સફાઈથી બોલી જાણતો હતો. અંગ્રેજો સાથે એના પરીચય વધવાથી એની રીતભાત પણ તેઓના જેવી થવા લાગી. બધા અંગ્રેજોને ખાતરજમા હતી કે, નાના તેઓનો એરપાદ અને ઈતબારી દોસ્ત છે; અને જો બંડખોરો ઉઠશે તો તે તેઓનો બચાવ કરશે.

કાનપોરમાં હજારો શીપાઈઓ હતા તેમાં એક પણ અંગ્રેજ સોલજર નોતો. જ્યારે કાનપોરમાં રેહેનાર અંગ્રેજ લોકોએ દીલ્હીમાં તથા મીરટમાં થયલી ખુનરેજી વીશે સાંભળ્યું ત્યારે તેઓના દીલમાં મોહોટી દેહેશત પેદા થઈ. બધાઓને પોતાનાં છોકરાં સાથે પોતાના એશઆરામના બંગલા છોડી શીપાઈ લોકોને રેહેવાની બેરેકમાં જવું પડ્યું. તા૦ ૨૨ મી મે સને ૧૮૫૭ ને દીવસે તેઓ બેરેકમાં જઈ પોહોંચ્યાં; અને અંગ્રેજ ઓફીસરોએ

સીપાઈ લોકોની સાથે તંબુઓમાં બાહાર રેહેવાનું જારી રાખ્યું. બેરકમાં એક રાત કાઢી; પણ તે કેહેવી ભયંકર અને દુઃખદાયક લાગી. મુહી હવામાં રેહેનારાઓને આ જગોમાં અતીશે ગરમી લાગી અને તેથી તેઓ ઘણાં બેચેહેન રહ્યાં. ગરમીથી બચ્ચાંઓને નીંદ આવે નહીં; અને તેઓની કેહેરાતભંદ થયલી જનેતાઓને પણ એક લગ્ને નીંદ આવે નહીં. તેઓમાની એક ઓરતને તો એટલી બધી બીક લાગી કે, તે ઘેલી થઈ ગઈ. એક વાત ઠીક થઈ કે, ત્યાં કેટલાક અંગ્રેજ સીપાઈઓ આવી પોહોંચ્યા; પણ તેઓની સંખ્યા ત્યાંના સીપાઈઓની સામે લડવા જેટલી નોતી. બાહાર અંગ્રેજ આફીસરો તંબુમાં સુતા હતા તેઓએ જોયું કે, તંબુમાં સુવું એ જીવને જોખમ ભરેલું છે; માટે તેઓપણ અંગ્રેજ ઓરતો તથા બચ્ચાં બેરકમાં રેહેતાં હતાં ત્યાંહાં જઈ રહ્યા.

આખરે પેલી ભયંકર રાત આવી પોહોંચી. તા૦ ૪ જુન સને ૧૮૫૭ ને રોજે બેરક માહેલી ઓરતો તથા અંગ્રેજોએ બંદુક અને પીસ્તોલોના બાર થતા સાંભળ્યા; અને તેથી તેઓના જનાના એવાતો નરમ થઈ ગયા કે, તેનું પુરતું બેયાન થઈ શકવું મુશકેલ. બારીમાંથી મોહો બાહાર કાઢીને જુએછે તો રાત્રી બાજુપર આતસ આતસ શીવાય બીજું કંઈ દેખાયજ નહીં. તેઓના સાંભળવામાં આવ્યું કે, તેઓના બંગલા તો બાળી સફાઈ થઈ ગયા અને બદમાશીઓ લુંટેછે પણ કતલેઆમ કરતા નથી. શોરીવારમાં એવી ખબર મળી કે, બંડખોરો લુંટ કરીને દીલ્હી તરફ રવાને થયાછે; પણ બીજે દાહાડે વળી એમ સાંભળ્યું કે, તેઓ પાછા કાનપોર આવ્યાછે; અને તેઓને ત્યાં પાછા લાવનાર નાના હતો. અંગ્રેજ લોકોનો નાનામાં પુર વિશ્વાસ હતો; પણ એ દગલબાજ શખસે આ હરામખોરોને શીખવીને પાછા બોલાવ્યા. બાદ તેણે જનરલ સર હુ વીલરને એક કાગળ લખી મોકલ્યું. તેનો મકસદ એ હતો કે, બેરક માહેલી ગેરીસનની ઉપર તે હુમલો કરવાનો ઈરાદો રાખેછે. જ્યાંલગી આ કાગળ મળ્યો નોતો ત્યાંલગી નાનાની દગલબાજીનો જરા પણ ખ્યાલ અંગ્રેજ લોકોને આવ્યો નોતો. તેઓને છેલ્લી ઘડી સુધી ભરોસો હતો કે, નાના તેઓનો બેરખા અને વિશ્વાસુ મીત્ર હતો. તા૦ ૭ જુનને દીવસ તો તેણે બેરકપર તોપોનો માર ચલાવ્યો અને દરરોજ બંદુકોનો મારો વધારતો ગયો. આ વખતે લાચાર અંગ્રેજ કેદીઓના દુઃખનો કંઈ પાર નોતો. આ ગોળીઓના વરસાદમાં આગળ કેમ રસ્તો કરવો તે તેઓને સુજ પડતું નહીં. બેરકની દેવાલમાં હજારો ગોળીઓ પેઠલી તેઓને જોવામાં આવી. કેટલાએક તો દેવાલની બાજુપર ખાડા ખોદીને તેમાં સંતાયા; અને કોઈના જોવામાં નહીં આવે તેટલા સારૂ પેટીઓના બોખાનાં પાટીઆં તે ઉપર ઢાંક્યાં; અને ત્યાં છુપાઈ બેસનારાઓનો ગોળીઓથી બચાવ થયો, પણ તેઓથી તેમાં બેસુમાર ગરમી પડતી હતી તે બરદાસ્ત થઈ શકી નહીં. તરસે તેઓના હોઠ સુકાઈ જાય પણ ગગદુર નહીં કે, બાહાર કાંમપાઉંડમાં કુવો હતો તેમાંથી પાણી લાવી પોતાની તરસ બીછાવે. પણ સુરજ અસ્તપામ્યા બાદ બે કલાક પછી બંદુકોનો માર ઓછો હતો તેવામાં દોડતા ભાગતા કુવામાંથી ડોલો કાહાડીને પોતાની તરસ બીછાવવાની કોશીસ કરતા હતા: અને પોતાના જ્યા માહેલાં મરણ પામેલાં આદમીઓના મુરદાને પાસેના કુવામાં વગર

કાફીને. લાખો દેવાને પણ આજ તક કામે લગાડતા હતા. કેટલાક તો લુ ઈપાને સુરજની ગરમીથી મરણ પામ્યા. કેટલાક દરેક તરેહના ઉપદ્રવથી મરી ગયા અને કેટલાક તો ગોળીના મારથી સફાઈ થઇ ગયા.

(અપૂર્ણ.)

## દાંત.

નીચે બાજુપરની આકૃતિમાં વચલો કાપે એવો દાંત દેખાડવામાં આવ્યોછે. એ દાંત જુદા જુદા ભાગોનો બનેલોછે તે તથા તેમાં લોહી અને જ્ઞાનતંતુઓ કેવે રસ્તેથી ફરી વળેછે તે તેમાં સમજાવવામાં આવ્યું છે.

આકૃતિ.



વચલો કાપે એવો દાંત.

ઈ. એનેમલ. ડ. ડેનટીન. ક. સીમેનટમ. પ. પલ્પ. અ. દાતાં લોહીની નળી. વ. કાળા લોહીની નળી. ન. નર્વ એટલે જ્ઞાનતંતુ. ૧. એનેમલમાં સડો પેઠેલો બતાવેછે. ૨. ડેનટીન જેમાં લાગણી શક્તિ રહેલીછે તેમાં સડો થાયછે બતાવેછે. ૩. વચોવચ્ચ પલ્પમાં સડો થયલો દેખાડવેછે.

દાંત જે મુખ્ય ચાર વસ્તુનો બનેલોછે, તેમાં પેહેલું એનેમલ, બીજું ડેનટીન, ત્રીજું સીમેનટમ, ચોથું પલ્પ છે.

**એનેમલ (ઈ).** દાંતનો જે સફેત ચળકતો ભાગ જુઓછો તે એનેમલ છે. એ પાંચ અથવા છ બાજુવાળા પાસાનો બનેલો છે. જીવતાં પ્રાણીઓના ખાંધામાં જે કઠણ પદાર્થો રહેલાછે તેમાં એ સહુથી કઠણછે. એને લોઢા સાથે અફળાવાથી, ચકમકની પેઠે તેમાંથી દેવતાની ચણગારી નીકળેછે.

**ડેનટીન (ડ).** આ ભાગ એનેમલથી ઢંકાયલોછે. એ કંઈ તેના જેવો કઠણ નથી. દાંતનો ઘણોખરો ભાગ એનાથી બનેલો છે. એમાં ઝીણી ઝીણી નળીયો છે તેમાં થઈને લોહી તથા જ્ઞાનતંતુઓ ફરી વળેછે. એમાં સડો ઉતાવળો વધી પડેછે અને સડો એમાં પોહોંચ્યા પછી દુઃખ જણાયછે.

**સીમેનટમ (ક).** આ ભાગ દાંતની જડને ઢાંકી રાખેછે. એ ડેનટીન જેટલો કઠણ નથી. એમાં પણ લાગણીશક્તિ ઘણી વધારે રહેલી છે. એનાં મુળને જે અંવાળુ ઢાંકી રાખેછે તે જો દુર થઇ જાયછે તો તેથી તે જગોપર પણું કસ્ટ થાયછે.

સીપાઈ લોકોની સાથે તંબુઓમાં બાહાર રેહેવાનું જારી રાખ્યું. બેરકમાં એક રાત કાઢી; પણ તે કેહેવી ભયંકર અને દુઃખદાયક લાગી. ખુલી હવામાં રેહેનારાઓને આ જગોમાં અતીશે ગરમી લાગી અને તેથી તેઓ ઘણાં બેચેહેન રહ્યાં. ગરમીથી બચ્ચાંઓને નીંદ આવે નહીં; અને તેઓની હેરાતગંદ શપલી જનેતાઓને પણ એક લેહેજે નીંદ આવે નહીં. તેઓમાંની એક ઓરતને તો એટલી બધી બીક લાગી કે, તે ઘેલી થઈ ગઈ. એક રાત ઠીક થઈ કે, ત્યાં કેટલાક અંગ્રેજ સીપાઈઓ આવી પોહોંચ્યા; પણ તેઓની સંખ્યા ત્યાંના સીપાઈઓની સામા લડવા જેટલી નોતી. બાહાર અંગ્રેજ આફીસરો તંબુમાં સુતા હતા તેઓએ જોયું કે, તંબુમાં સુવું એ જીવને જોખમ ભરેલું છે; માટે તેઓપણ અંગ્રેજ ઓરતો તથા બચ્ચાં બેરકમાં રેહેતાં હતાં તાંહાં જઈ રહ્યા.

આખરે પેલી ભયંકર રાત આવી પોંહોંચી. તા૦ ૪ જુન સને ૧૮૫૭ ને રોજે બેરક માહેલી ઓરતો તથા અંગ્રેજોએ બંદુક અને પીસ્તોલોના બાર થતા સાંભળ્યા; અને તેથી તેઓના જનાખા એવા તો નરમ થઈ ગયા કે, તેનું પુરતું બેયાન થઈ શકવું મુશ્કેલ. બારીમાંથી મોહો બાહાર કાઢીને જુએ છે તો સઘળી બાજુપર આતસ આતસ શીવાય બીજું કંઈ દેખાયજ નહીં. તેઓના સાંભળવામાં આવ્યું કે, તેઓના બંગલા તો બળી સફાઈ થઈ ગયા અને બદમાશીઓ લુટે છે પણ કતલેઆમ કરતા નથી. થોડીવારમાં એવી ખબર મળી કે, બંડખોરો લુટી કરીને દીલ્હી તરફ રવાને થયા છે; પણ બીજે દાહાડે વળી એમ સાંભળ્યું કે, તેઓ પાછા કાનપોર આવ્યા છે; અને તેઓને ત્યાં પાછા આણનાર નાના હતો. અંગ્રેજ લોકોનો નાનામાં પુર વિશ્વાસ હતો; પણ એ દગલબાજ શખસે આ હરામખોરોને શીખવીને પાછા બોલાવ્યા. બાદ તેણે જનરલ સર હયુ વીલરને એક કાગળ લખી મોકલ્યું. તેનો મકસદ એ હતો કે, બેરક માહેલી ગેરીસનની ઉપર તે હુમલો કરવાનો ઈરાદો રાખે છે. જ્યાંલગી આ કાગળ મળ્યો નોતો ત્યાંલગી નાનાની દગલબાજીનો જરા પણ ખ્યાલ અંગ્રેજ લોકોને આવ્યો નોતો. તેઓને છેલ્લી ઘડી સુધી ભરોસો હતો કે, નાના તેઓનો બેલી અને વિશ્વાસુ મીત્ર હતો. તા૦ ૭ જુનને દીવસ તો તેણે બેરકપર તોપોનો માર ચલાવ્યો અને દરરોજ બંદુકોનો મારો વધારતો ગયો. આ વખતે લાચાર અંગ્રેજ કેદીઓના દુઃખનો કંઈ પાર નોતો. આ ગોળીઓના વરસાદમાં આગળ કેમ રસ્તો કરવો તે તેઓને સુજ પડ્યું નહીં. બેરકની દેવાલમાં હજારો ગોળીઓ પેહેલી તેઓને જોવામાં આવી. કેટલાકો તો દેવાલની બાજુપર ખાડા ખોદીને તેમાં સંતાયા; અને કોઈના જોવામાં નહીં આવે તેટલા સારૂ પેટીઓના બોખાનાં પાટીઆં તે ઉપર ઢાંક્યાં; અને એમ છુપાઈ બેસનારાઓનો ગોળીઓથી બચાવ થયો, પણ તેઓથી તેમાં બેસુમાર ગરમી પડતી હતી તે ખમાતસ થઈ શકી નહીં. તરસે તેઓના હોઠ સુકાઈ જાય પણ મગદુર નહીં કે, બાહાર કોંમ્પાઉંડમાં કુવો હતો તેમાંથી પાણી લાવી પોતાની તરસ મીટાડે. પણ સુરજ અસ્તપામ્યા બાદ બે કલાક પછી બંદુકોનો માર ઓછો હતો તેવામાં દોડતા ભાગતા કુવામાંથી ડોલો કાહાડીને પોતાની તરસ મીટાડવાને કોશીસ કરતા હતા; અને પોતાના જથા માહેલાં મરણ પામેલાં આદમીઓના મુડદાંને પાસેના કુવામાં નાખ

## જુદી જુદી જાતના ખોરાકો તથા તેઓને તઇયાર કરવાની રીત.

૧. મીટ ઇયાને ગોશ—મીટ જુદાં જુદાં જાનવરોની "મસલ"માંથી જે ગોશ મળેછે તેછે. તે થોડા ઘણા ચરબી સાથે મળેલો હોયછે. જુદી જુદી તરેહના મીટમાં, બીફ ઇયાને બળદનું ગોશ બેશક ઘણું કિંમતીછે અને તેનો વાપર પણ મોટો-ઓછે. મટન ઇયાને બકરાનું ગોશ તથા વેનીશન ઇયાને હરણનું ગોશ, બેઉ બળદના ગોશથી ઉતરતે દરજ્જે છે; અને તેનાથી ઉતરતું મરઘીનું ગોશ અને બીજાં શીકાર કરવા જોગ્ય તરેહવાર પક્ષીઓનું ગોશ છે અને સઉથી ઉતરતી માછલી છે.

મીટમાં, "સેલ્યુલર ટીશ્યુ" તથા "મસલ"ના રેશામાં રહેલો "આલબ્યુમીનાસ" પદાર્થ હોયછે તથા તે સિવાય તેમાં ચરબીમાં રહેલો તેલનો ભાગ હોયછે.

સાધારણ "મીટ"ની બનાવટ.

| | | |
|---|---|---|
| "મસલ"નો ભાગ ૮૫.૭૦... | { પાણી ........ | ૬૩.૪૨ |
| | { નક્કર પદાર્થ..... | ૨૨.૨૮ |
| ચરબી, "સેલ્યુલર ટીશ્યુ" ઇત્યાદી | .. | ૧૪.૩૦ |
| | | ૧૦૦.૦૦ |

ખોરાકને સારૂ "મીટ" તઈયાર કરવાને ઘણી ગરમી લગાડવી પડેછે. "મીટ"ને "રોસ્ટ" ઇયાને તળેછે અથવા "બોઇલ" ઇયાને ઉકાળીને તઇયાર કરેછે. "રોસ્ટ" કરતી વખતે "મીટ" પોતામાં રહેલા રસથી રંધાઈ રહેછે. "બોઇલ" કરતી વખતે "મીટ" ઉકળતા પાણીની મદતથી પકવાયછે. "મીટ" પર ગરમીની અસર-નીચે મુજબ થાયછે.

પહેલું ગરમીથી "મીટના" "મસલ"ના ભાગમાં જે "આલબ્યુમન" હોયછે તે કઠી જાયછે. તથા ગરમી લગાડયાની અગાઉ તાજા "મીટ"માં "મસલ"ના રેશાઓ જેવા હોયછે તેના કરતાં વધારે કઠણ થાયછે.

બીજું, "મસલો"ના રેશાની વચમાં જે "સેલ્યુલર ટીશ્યુ" હોયછે તે ગરમી લગાડ્યા પછી મુલાયમ થઈ જાયછે તથા તેનું "જેલેટીન"માં બદલાવવું થાયછે; અને તેમ થવાથી તેના રેશાઓ એક બીજાથી વધારે સેહેલાઈથી જુદા પડી જાયછે અને સઘળું ઘણું નરમ અને સેહેલથી પચાવી શકાય એવું થાયછે; અને ત્રીજું, ગરમી લગાડેથી "મીટ" માહેલાં "એક્સ્ટ્રેક્ટીવ"ના તત્વોમાં એક અમુક તરેહની લિજ્જત નીકળી આવેછે. આવી તરેહનો સ્વાદ "મીટ"માં પકાવ્યાની અગાઉ હોતો નથી. આ સ્વાદથી પાચન રસો તન્દુરસ્તી ભરેલી રીતે ઉશકેરાયછે; અને તેઓ સ્વાદને શુદ્ધ કરવામાં કામ લાગેછે એટલુંજ નહીં; પણ વળી તેઓ ખોરાકને પાચન કરવામાં મદત કરેછે. કાચો ગોશ લીજતદાર તથા તે લેવાનું મન થાય એવો દેખાતો નથી. "મીટ"ને પકાવ્યા પછી તેમાં સ્વાદ પેદા થાયછે અને તેથી ભુખ ઉસ્કેરાયછે તથા ખોરાકના પોશણ કરતા ગુણો રાગરેછે.

"મીટ"ને પકાવવામાં ઘણી ચીતા રાખવી જોઇયે. જેટલી જોઇયે તેટલી ગરમી "મીટ"ને પકાવવામાં લગાડીયે નહીં તો તેમાં જોઇયે તેવો સ્વાદ પેદા થતો નથી. અને જોઇયે તે કરતાં વધારે ગરમી લગાડીયે તો તે બળી જશે તથા તેનું પૃથક્કરણ થઈ જશે અને પોશણના કામમાં નકામું થઈ પડશે.

૨. ઇંડાં—ઇંડાં સફેતી તથા દાળના બનેલા છે. સફેતીમાં "આલબ્યુમન" તથા ક્ષારના પદાર્થો હોયછે; અને "યોક" ઇયાને દાળમાં

**પલ્પ (૫).** એ ઘણોજ સુલાયમ ભાગછે. એમાં દાંતના મુળમાં જે એક છેદ છે તેમાં થઈને (ચા. વ. ન) એ લોહીની નળી તથા નર્વ ઈયાને જ્ઞાનતંતુમાં પેસીને અંદર ફરી વળેછે; અને દાંતને પોષણ તથા લાગણીશકિત આપેછે.

ઉપરના લખાણ ઉપરથી તમારા સમજવામાં આવશે કે, ૧, તે **એનેમલમાં** સડો બતાવેછે; અને ત્યાં સડો છતાં દાંતમાં દુઃખ થતું નથી. પણ જ્યારે તેથી જરા સડો આગળ ચાલેછે અને તે **ડેનટીન,** ૨, માં દાખલ થાયછે, ત્યારે દાંતનું દુઃખ જણાયછે. ૩. જે **પલ્પ** આગળ સડો પોહોંચેલો બતાવેછે ત્યાં તે જાયછે ત્યારે દાંતમાં ઘણું દરદ થાયછે. હવે આ જગોપર દવા લગાડવાથી આરામ આપી શકીએ છઈએ. પણ જ્યારે તેમ નથી કરી શકતા ત્યારે બીજી દવા લગાડીને એ **પલ્પ** માહેલી જ્ઞાનતંતુનો નાશ કરીએ છઈએ, જેથી ફરી તે માહેલી લાગણીશકિત જતી રેહેછે. આમ કરવા છતાં પણ દાંતમાં દુઃખ થતું હોયછે તો તે દાંતને કાઢી નાખી, જ્ઞાનતંતુ સાથેનો તેનો સંબંધ દુર કરીએ છઈએ; અને તેમ કરવાની સાથે દુઃખ પણ જતું રેહેછે.

આ ત્રણ વસ્તુના ૧૦૦ ભાગમાં નીચે જણાવેલી વસ્તુઓછે.

| ચીજોના નામ. | એનેમલ. ૧૦૦ ભાગ. | ડેનટીન. ૧૦૦ ભાગ. | સીમેનટમ. ૧૦૦ ભાગ. |
|---|---|---|---|
| ફૉસફેટ ઑવ લાઈમ ................ | ૮૫·૩ | ૬૨·૦ | .... |
| ફૉસફેટ ઑવ લાઈમ તથા ફલોરાઈડ ઑવ કેલશીયમ. | .... | .... | ૫૮·૭૩ |
| ફલુએટ ઑવ લાઈમ ................ | ૩·૨ | ૨·૦ | .... |
| કારબોનેટ ઑવ લાઈમ ................ | ૮·૦ | ૫·૫ | ૭·૨૨ |
| ફૉસફેટ ઑવ મેગનેશીયા ................ | ૧·૫ | ૧·૦ | ૦·૯૯ |
| સોડા તથા ક્લુરીઈડ ઑવ સોડા ................ | ૧·૦ | ૧·૫ | .... |
| જુદી જુદી જાતના નીમક ................ | .... | .... | ૦·૮૨ |
| જીવરૂપ પદાર્થ તથા પાણી ................ | ૧·૦ | .... | .... |
| જેલટીન તથા પાણી ................ | .... | ૨૮·૦ | .... |
| કારટીલેજ ................ | .... | .... | ૩૧·૩૧ |
| ચરબી ................ | .... | .... | ૦·૯૩ |
| | ૧૦૦·૦ | ૧૦૦·૦ | ૧૦૦·૦ |

આ ઉપર કહેલી વાત ધ્યાનમાં રાખવા ઉપરથી વાંકા ચુંકા દાંતથી જે હરકત થાયછે તથા દાંતમાં સડો થવાનાં કારણો અને તેના ઉપાયો વિશે, થોડું ઘણું ભોલોકું તે સમજી શકાશે.

## જુદી જુદી જાતના ખોરાકો તથા તેઓને તઈયાર કરવાની રીત.

૧. મીટ ઈયાને ગોશ—મીટ જુદાં જુદાં જાનવરોની "મસલ"માંથી જે ગોશ મળેછે તેછે. તે થોડી ઘણી ચરબી સાથે મળેલા હોયછે. જુદી જુદી તરેહના મીટમાં, બીફ ઈયાને બળદનું ગોશ બેશક ઘણું કિમતીછે અને તેનો વાપર ઘણુ મોટો-ગોછે. મટન ઈયાને બકરાનું ગોશ તથા વેનીશન ઈયાને હરણનું ગોશ, એ બળદના ગોશથી ઉતરતે દરજ્જે છે; અને તેનાથી ઉતરતું ગરબીનું ગોશ અને બીજાં શીકાર કરવા યોગ્ય તરેહવાર પક્ષીઓનું ગોશ છે અને સર્વથી ઉતરતી માછલી છે.

મીટમાં, "સેલ્યુલર ટીશ્યુ" તથા "મસલ"ના રેશામાં રહેલો "આલ્બ્યુમીનાસ" પદાર્થ હોયછે તથા તે શિવાય તેમાં ચરબીમાં રહેલો તેલનો ભાગ હોયછે.

સાધારણ "મીટ"ની બનાવટ.

| | | |
|---|---|---|
| "મસલ" નો ભાગ ૮૫.૭૦ | પાણી | ૬૩.૪૨ |
| | નક્કર પદાર્થ | ૨૨.૨૮ |
| ચરબી, "સેલ્યુલર ટીશ્યુ" ઈત્યાદિ | | ૧૪.૩૦ |
| | | ૧૦૦.૦૦ |

ખોરાકને સારૂ "મીટ" તઈયાર કરવાને ઘણી ગરમી લગાડવી પડેછે. "મીટ"ને "રોસ્ટ" ઈયાને તળેછે અથવા "બોઈલ" ઈયાને ઉકાળીને તઈયાર કરેછે. "રોસ્ટ" કરતી વખતે "મીટ" પોતામાં રહેલા રસથી રંધાઈ રેહેછે. "બોઈલ" કરતી વખતે "મીટ" ઉકળતા પાણીની મદતથી પકવાયછે. "મીટ" પર ગરમીની અસર નીચે મુજબ થાયછે.

પેહેલું ગરમીથી "મીટના" "મસલ"ના ભાગમાં જે "આલબ્યુમન" હોયછે તે ઠરી જાયછે. તથા ગરમી લગાડ્યાનો અગાઉ તાજા "મીટ"માં "મસલ"ના રેશાઓ જેવા હોયછે તેના કરતાં વધારે કઠણ થાયછે.

બીજું, "મસલો"ના રેશાની વચ્ચે જે "સેલ્યુલર ટીશ્યુ" હોયછે તે ગરમી લગાડ્યા પછી મુલાયમ થઈ જાયછે તથા તેનું "જેલેટીન"માં બદલાવવું થાયછે; અને તેમ હોવાથી તેના રેશાઓ એક બીજાથી વધારે સેહેલાઈથી જુદા પડી જાયછે અને સઘળું ઘણું નરમ અને સેહેલથી ચવાવી શકાય એવું થાયછે; અને ત્રીજું, ગરમી લગાડેથી "મીટ" માહેલાં "એલાબ્યુમન"ના તત્વોમાં એક અજાયબ તરેહની સોડમ નીકળી આવેછે. આવી તરેહનો સ્વાદ "મીટ"માં પકવ્યાની આગમચ હોતો નથી. આ સ્વાદથી પાચન રસો તન્દુરસ્તી ભરેલી રીતે ઉસકેરાયછે; અને તેઓ સ્વાદને પુરો કરવામાં કામ લાગેછે એટલુંજ નહીં; પણ વળી તેઓ ખોરાકને પાચન કરવામાં મદત કરેછે. કાચો ગોશ લીજતદાર તથા તે ખાવાનું મન થાય એવો દેખાતો નથી. "મીટ"ને પકાવ્યા પછી તેમાં સ્વાદ પેદા થાયછે અને તેથી ભુખ ઉસકેરાયછે તથા ખોરાકના પોશણ કરતા ગુણો સમરેછે.

"મીટ"ને પકાવવામાં ઘણી ચીવટ રાખવી જોઈયે. જેટલી જોઈયે તેટલી ગરમી "મીટ"ને પકાવવામાં લગાડીયે નહીંતો તેમાં જોઈયે તેવો સ્વાદ પેદા થતો નથી. અને જોઈયે તે કરતાં વધારે ગરમી લગાડીયે તો તે બળી જશે તથા તેનું પૃથક્કરણ થઈ જશે અને પોશણના કામમાં નકામું થઈ પડશે.

૨. ઈંડાં—ઈંડાં સફેતી તથા દાળના બનેલાં છે. સફેતીમાં "આલબ્યુમન" તથા ધાતુના પદાર્થો હોયછે; અને "યોક" ઈયાને દાળમાં

"એલબ્યુમન"નો ભાગ ઘણા તેલના ભાગ સાથે મળેલો હોયછે, જેથી કરીને તેનો રંગ પીળો દેખાયછે. ઈંડાના આ બન્ને ભાગોની બનાવટ નીચે પ્રમાણેની હોયછે.

**ઈંડાંની બનાવટ.**

| | સફેતી. | ઝાળ. |
|---|---|---|
| પાણી | ૮૦.૦૦ | ૫૩.૭૮ |
| "એલબ્યુમન" તથા ક્ષુદ્રસ. | ૧૫.૨૧ | ૧૬.૭૫ |
| પીળું તેલ | | ૨૮.૭૫ |
| જુદી જુદી જાતના નીમકો. | ૪.૭૨ | ૦.૭૨ |
| | ૧૦૦.૦૦ | ૧૦૦.૦૦ |

જ્યારે કે ઈંડાંને ઉકાળવામાં અથવા પકાવવામાં આવેછે ત્યારે તેનું "એલબ્યુમન" ઠરીને સફેત તથા અપારદર્શક દેખાયછે. ઝાળ પણ વખારે બંધાઈ જાયછે પણ સફેતી જેટલી કઠણ થતી નથી; કેમકે તેમાં તેલનો ભાગ રહ્યાછે.

૩. દુધ–બાળકનો પેહેલવેહેલો ખોરાક દુધછે અને તેમાં સઘળા ખોરાકના તત્વો આવેલાં હોયછે. દુધમાં પાણી તથા ધાતુઓછે. તે સાહેલું "કેઝીન" તે "એલબ્યુમન"છે, મિલ્ક ગ્લોબ્યુલ્સ તે તેલનો ભાગછે અને ખાંડનો ભાગ પાણીમાં પીગળી રહેલો હોયછે. આ પદાર્થોનું પ્રમાણ નીચે મુજબ છે.

**ગાયના દુધની બનાવટ.**

| | |
|---|---|
| પાણી | ૮૭.૦૨ |
| કેઝીન | ૪.૪૮ |
| ચરબી એટલે માખણ | ૩.૬૩ |
| ખાંડ | ૪.૨૭ |
| ધાતુના પદાર્થ | ૦.૬૦ |
| | ૧૦૦.૦૦ |

દુધ સાહેલું માખણ ઝીણાં ગ્લોબ્યુલ્સના આકારમાં જોવામાં આવેછે. દુધના સઘળાં તત્વો મળી ગયલાં હોયછે. માખણ તેમાંથી જુદું પાડી શકાયછે.

તાજાં દુધને એક છાછર વાસણમાં ૨૪ કલાક સુધી રાખેછે અને તેમ કરવાથી તેલનો ભાગ પાણીના ભાગ કરતાં હલકો હોવાથી મથાળે એકઠો થાયછે તેને મલાઈ કેહેછે; અને તેમાં ઘણો ખરો તેલનો ભાગ આવેછે. પછી તે દુધને વલોવેછે અને તેમાં જે તેલનો ભાગ એકઠો થઈને પીળાસવાળો લોંદો એકઠો થાયછે તે માખણછે. માખણ કાઢી લીધા પછી જે ભાગ રહ્યો તેમાં કેઝીન તથા ખાંડ તથા કંઈ માખણનો ભાગ રહી ગયેલો હોયછે. માખણમાં કેઝીનનો ભાગ રહી જવાથી તે ચીકાણું થઈ જાયછે.

સારું માખણમાં નીચે જણાવેલી વસ્તુઓછે.

**ગાયના માખણની બનાવટ.**

| | |
|---|---|
| મારગરીન. | ૬૮ |
| ઓલીન. | ૩૦ |
| બટરીન. | ૨ |
| | ૧૦૦ |

માખણનો સ્વાદ તેમાં "બટરીન" છે તેને લીધે છે.

૪. ચીઝ ઈયાને પનીર એ ચાણું કરીને દુધના ઠરી ગયલાં "એલબ્યુમીનસ મેટર" એટલે કેઝીનનું બનેલું છે. કેઝીન હરેક આસીડ વાળા પદાર્થથી બંધાઈ જાયછે. તેને ઠેરવવામાં વાછરડાના ચોથા પેટમાંથી આસીડનો પદાર્થ કાઢીને વાપરવામાં આવેછે અને તેનું બયાન હવે પછી પુરતી રીતે કરવામાં આવશે. જ્યારે કે વાછરડો ધાવતો હોયછે તે અવસ્થામાં તેનું પેટ કાઢીને તેના કટકા કરીને સુકાવી રાખેછે અને તે કટકાઓ

રેનેટ એ નામથી ઓળખાયછે. તેમાં દુધને ફેરવી નાખવાનો ગુણ રહેલોછે.

જ્યારે આપણું દુધ અપરેઠવું હોયછે ત્યારે તેમાં જરા પાણીમાં "રેનેટને" રાખીને તે પાણી દુધમાં ભેળીદેવાથી તે ફરી જાયછે. આ ફરેલા દુધને ઘણું દબાવ્યાથી દુધમાહેલું પાણી નીકળી જાયછે અને જે રહેછે તે "ચીઝ" છે. કેઇઝનમાં થોડો માખણનો ભાગ રહી જાયછે તેથી તેનો રંગ પીળો હોયછે તથા તેમાં લેહેઝત રહેછે. કેઇઝનને હવામાં રાખ્યાથી તે માહેલાં માખણના તત્વમાં કઈ ફેરફાર થાયછે અને તે પર "ચીઝ" માહેલી ખુશબો આધાર રાખેછે. ચીઝમાં દુધ માહેલાં પોશાણ કરતાં તત્વો દબાઈને રહેલાંછે; પણ તે થોડાં ઘણાં ન પચે એવા રૂપમાં હોયછે.

૪. **રોટલી**—જુદા જુદા અનાજની રોટલી થાયછે; પણ ઘણી સરસ અને પોશાણ કરે એવી રોટલી ઘઉંની બનેછે. ઘઉંના આટામાં નીચે જણાવેલી વસ્તુ છે.

**ઘઉંના આટાની બનાવટ.**

| | |
|---|---|
| ગ્લુટન. | ૭-૨૦ |
| સ્ટાર્ચ. | ૭૨-૧૦ |
| ખાંડ. | ૫-૪૦ |
| ગુંદર. | ૩-૩૦ |
| પાણી. | ૧૨-૦૦ |
| | ૧૦૦-૦૦ |

રોટલી કરવામાં આટાને પાણી સાથે મેળવેછે. તેમાં જરાએક ખમીર મેળવેછે. આવી તરેહનો તઈયાર કરેલા આટાને થોડીવાર ઢાંકી રાખેછે. ખમીરની મદતથી શકરમાં રહેલી ખાંડનું આલકોહોલ તથા કારબાનીક એસીડમાં પૃથકરણ થઈ જાયછે. કારબાનીક એસીડ એ એક જાતની હવા છે અને તે પરપોટા થઈને પાણીમાંથી જેમ નીકળી જાયછે તેમ નીકળી જઈ શકે; પણ ઘઉં માહેલું ગ્લુટન તે હવાને પોતામાં બાંધી રાખેછે તેથી કણીક ચઢી આવેછે.

આ કણીકની રોટલી કરીને તેને શેકવે છે. તાવી પરથી ઉતરેલી રોટલીમાં કાંણાં જોવામાં આવેછે. આ કાંણાં પેલી કેરબાનીક એસીડના નીકળી જવાથી પડેછે. આવી રીતે રોટલી હલકી થાયછે.

ખમીરની મદતથી રોટલી વાદળી જેવી હલકી થાયછે. ખમીર વગર આટાને પાણી સાથે મેળવીને કરેલી રોટલી ખોસટાં જેવી થાયછે. તેમાં પોશાણ વધારે રહેશે ખરું; પણ તે ઘણી ક્ઠણ અને પચવામાં મુશકેલી ભરેલી થશે. ખમીર મેળવીને રોટલી હલકી કરેથી તે સેહેલથી ચવાઈ શકાયછે તથા તેમાં પાચન રસો સેહેલાઈથી પ્રવેશ થઈ ઉતાવળે કામ કરી શકેછે.

ખમીરની મદતથી કરેલી રોટલીમાં ગરમીથી થોડો "આલકોહોલ" પેદા થાયછે; પણ તે ઉડી જાયછે.

ઘઉં માહેલું "સ્ટાર્ચ" રોટલી કરતી વખતે ગરમી થકી પાણી ચુંસેછે અને તેથી તેની કણકો એક બીજા સાથે મળી જાયછે. ચુંસાયલું પાણી તથા કણીક માહેલું પાણી અસલ તેના વજનના સેંકડે ૨૫ ભાગ કરતાં વધારે છે; માટે એક રતલ આટો પાણી સાથે મેળવીને રોટલી બનાવ્યા પછી, તે રોટલીને તોળી જોઇયે તો સવા રતલ ઉપર થોડું ઘણું વજન થશે.

૫. **વાઈન ઇયાને દારૂ**—દારૂ દરાખના રસના સડવાથી પેદા થાયછે.

પાકી ગયલી દ્રાક્ષના રસમાં પાણી, ખાંડ, જરા એક "કેમેલબ્યુમીનસ મેટર" તથા નાના પ્રકારના રંગવાળા તથા સ્વાદદાર પદાર્થો તથા

મુજબ વજનમાં ધાતુના પદાર્થો હોયછે. વાઈન તઈયાર કરવા સારૂ પેહેલવેલાં દ્રાક્ષને ચાળી લાખીને રસ કાઢી લઈ તેને સેહેજ ગરમી વાળી જગે પર હવામાં રાખેછે. થોડા વખત પછી રસ હવાના સંબંધમાં આવ્યાથી તે માહેલા "એલબ્યુમીનસ મેટરમાં" ફેરફાર થાયછે અને તેનું "ફરમેંટ" ઈયાને ખમીર બનેછે. આ પ્રમાણે તઈયાર થયલું "ફરમેંટ" દ્રાક્ષના રસમાં રહેલી ખાંડ પર અસર કરેછે અને જે પ્રમાણે રોટલી બનાવવામાં "ફરમેંટ" કામ કરેછે તે પ્રમાણે તેનું પૃથક્કરણ આલકોહલ તથા કરબાનીક એસીડમાં કરેછે. દ્રાક્ષના રસને સડવાની ક્રિયા ધીમી અને રફતે રફતે થાયછે અને બાજે વખતે તે ક્રિયા પરી પુર્ણ થવાને પણા મહીના લાગેછે. આ ક્રિયા થવાના દરમીયાનમાં જે કરબાનીક એસીડ પેદા થાયછે તેના પરપોટા થઈ તે નીકળી જાયછે અને આલકોહલ પાછળ રહી જાયછે.

વાઈનનું ફરમેંટેશન પુરૂં થઈ રહયા પછી તે સાફ પારદર્શક પ્રવાહી દેખાયછે અને તેમાં પાણી, આલકોહલ અને કેટલાક રંગવાળા તથા સ્વાદવાળા પદાર્થો રેહેછે. આ પદાર્થોમાંના કેટલાક અસલ રસમાંથીજ પેદા થયલાછે અને બીજાઓ તે રસના "ફરમેંટેશન" ની ક્રિયા થતી વખતના ફેરફારથી પેદા થયલાછે.

સઘળા વાઈનોમાં દ્રાક્ષમાહેલા રસમાહેલી ખાંડનું "ફરમેંટેશન" પુરેપુરૂં થતું નથી તેથી કરીને તેમાં આલકોહલના સ્વાદ ઉપરાંત ગળપણ રહી જાયછે.

કેટલાક વાઈનોની "ફરમેંટેશન" ની ક્રિયા પુરી થઈ રહયાની અગાઉ તેને બાટલીઓમાં ભરેછે અને તે બાટલીમાં તે ક્રિયા થવી જારી રેહેછે અને તેથી કરીને તેમાંથી પેદા થતી કારબાનીક આસીડ ગોંધાઈ રહેછે. જ્યારે બાટલી ઉઘાડવામાં આવેછે ત્યારે પેલી આસીડ પરપોટા થઈને મોટા જોરથી બાહાર નીકળી જાયછે. આવા વાઈનોને સ્પાર્કલીંગ ઈયાને એફરવેસંટ વાઈન કેહેછે.

હરેક વાઈનનું જલદપણું તે માહેલા આલકોહોલના વધતા ઓછા વજનપર આધાર રાખેછે. વાઈન કંઈ આલકોહોલ તથા પાણીની સાદી મેળવણીથી બનેલોછે એમ નથી; પણ જે દ્રાક્ષના રસમાંથી તે તઈયાર થયલોછે તે માહેલા કેટલાએક પદાર્થો તેમાં રહેલાછે. ધીમેથી તથા ફરમેંટેશનથી આલકોહોલમાં બીજા વૃક્ષના પદાર્થો મળેલા હોયછે. તેમાં પણ ફેરફાર થાયછે.

આ ઉપરથી તમોને સમજમાં આવશે કે, વાઈન કંઈ આલકોહોલ, ખાંડ, પાણી વગેરે પદાર્થોને અમસ્થા મેળવવાથી થતા નથી. આવી તરેહની મેળવણી તે કાચી મેળવણી કેહેવાય અને તેને વાપરવાથી તેની અસર નુકસાન કારક થઈ પડેછે અને જે ગુણો કે અસલ વાઈનના છે તે તેમાં જોવામાં આવતા નથી.

૬. બીઅર–જે પ્રમાણે દ્રાક્ષમાંથી વાઈન બનેછે તેમજ "બારલી" ઈયાને જવમાંથી બીઅર તઈયાર થાયછે. હરેક બિજ આપણે જમીનમાં રોપીએ છઈએ તેમાંથી કુણગા નીકળતી વખતે તે બિજ માહેલાં સ્ટાર્ચની ખાંડ થઈ જાયછે. જવને રોપીએ છઈયે ત્યારે પણ તેમજ થાયછે. બીઅર કરવા સારૂ જવને ગરમ અને ભીની જગેમાં પીલા ફુટવા સારૂ રાખવામાં આવેછે અને તેમ કરવાથી તેમાં ખાંડ પેદા થાયછે. પછી

આ જવના કુણગાને ઓગળી લાવેછે અને તેની સાથે હુનું પાણી તથા "હૉપસ"ના કાહાવો તથા જરાએક "ઈયસ્ટ" ઈત્યાદિ વગેર મેળવેછે. "હૉપસ"થી સ્વાદ પેદા થાયછે અને "ઈયસ્ટ" એક ફરમેંટછે અને તે પેદા જવમાહેલી ખાંડ પર અસર કરીને આલકોહોલ તથા કારબાનીક એસીડ ઉતપન કરેછે. કારબાનીક એસીડ ઉડી જાયછે અને, પાછળ જે બનાવી રહી જાયછે તે બીઅર છે. વાઈનમાં આલકોહોલ હોયછે તેના કરતાં તેમાં ઓછો હોયછે. તેમાં પોશાણ કરતા તથા સ્વાદ વાળા પદાર્થો બીઅર બનાવતી વખતે જવમાંથી નીકળેછે તે મોટા પ્રમાણમાં હોયછે.

**૭. ભાજી પાલાની તઈયારી**—જુદી જુદી જાતની ભાજીઓ જેવી કે પટેટો, બીનસ, વટાણા, ટરનીપ, દુધી, રીંગણ, કોળું, તુરીયાં વગેરેમાં "સ્ટાર્ચ" તથા ખાંડ, પાણી, ધાતુના પદાર્થો તથા જુદા જુદા પ્રમાણમાં આલબ્યુમીનસ મેટર રહેલાછે. ભાજીને પકાવવાથી તે માહેલા પદાર્થો નરમ થાયછે. વગર પકાવેલી ભાજીમાં તેઓ કઠણ રહેછે અને બીલકુલ પાચન થવાને લાયકના હોતા નથી; માટે ભાજીને સારી રીતે પકાવવાની મોટી જરૂરછે. તેને સાચી રીતે ન પકાવાથી નુકશાન કારક પરીણામ નીપજેછે. પકાવ્યાથી ભાજીમાં સ્વાદ પેદા થાયછે; પણ જેટલો સ્વાદ કે જીવ રૂપ પદાર્થને પકાવાથી પેદા થાયછે તેટલો સ્વાદ વનસપતીના પદાર્થને પકાવતી વખતે પેદા થતો નથી.

**૮. સારા ખોરાકના જરૂરીઆત ગુણો**—તન્દુરસ્તી જાળવવા સારૂ જે ખોરાક આપણે લઈયે છઈયે તે સારામાં સારો સાદો તથા ગુણમાં પોશણ કરતા હોવો જોઈયે. જો ગોશ વાપરીયે તો તે સારાં માતેલાં જાનવરનું હોવું જોઈયે. તે સારા રંગનું તથા પુશકળ રસથી ભરેલું હોય એવું જોઈયે. રોટલી સારી રીતે દળેલા તથા સુકાવેલા આટાની બનાવી જોઈયે. ભાજી તાજી તથા કુદરતી રંગની હોવી જોઈયે. અને તેમાં બીજી તરેહની અપુર્ણતા ન હોય એવી જોઈયે. ખોરાક રાંધનો તે ઘણું ઘણી ચિંતા લઈને રાંધનો; કેમકે અયોગ્ય રીતે ખોરાકને રાંધવાથી તે માહેલા ઘણા કીંમતી અને પોશાણ કરતા ગુણોનો નાશ થાએછે.

**૯. ખોરાક વજનમાં કેટલો જોઈયે**—જે ખોરાક કે આપણે ચોવીસ કલાકમાં લઈયે છઈયે તેનું વજન ઉપર, જાતી તથા જુદા જુદા માણસની ટેવ પર આધાર રાખેછે. જુવાનીયા કરતાં બાળકો તેના કદના પ્રમાણમાં વધારે ખોરાક લેછે; અને જે લોકો બેસી રેહેછે તેના કરતાં જે લોકો શરીરની કસરત કરેછે તે વધારે ખોરાક લેછે. સરાસરી જેટલા ખોરાકની જરૂરછે તેટલો ખોરાક દરરોજ લેવાય એ તન્દુરસ્તીની એક મોટી નીસાણીછે. તપાસ કરવા ઉપરથી એવું માલુમ પડેછે કે, એક તન્દુરસ્ત જવાન ખુલ્લી હવામાં કસરત કરેછે તથા જે સાદા અને કઉવતદાર ખોરાક પર નીરવાહ કરેછે તેને સરાસરી નીચે જણાવેલા વજનમાં ખોરાક જોઈયે છઈયે.

ખોરાકનો રોજનો સરાસરી વજન.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગોશ ... ... | ૧૬ | ઓંસ | અથવા | ૧.૦૦ | રતલ. |
| રોટલી ... ... | ૨૯ | ,, | ,, | ૧.૮૧ | ,, |
| માખણ અથવા ચરબી. | ૩½ | ,, | ,, | ૦.૨૨ | ,, |
| પાણી ... ... | ૫૨ | પ્રવાહી | ઓંસ | ૩.૩૮ | ,, |

આ પ્રમાણે ૨૩ આશી રતલ કરત

ઓછી નાકર ખોરાક તથા ૩ પાઈંટ ઉપર પ્રવાહી ખોરાક જુવાન માણસના ખપને વાસ્તે બસ છે.

## બ્રહ્મસમાજની તવારીખનો ટુંક અહેવાલ.

(સાંધણ પાને ૧૫૭ થી.)

કેશબચંદ્રસેન ઈ૦ સ૦ ૧૮૩૮ના નવેમ્બર મહીનાની ૧૯ મી તારીખે જનમ્યો. એ વૈદ્ય જાતીનો છે. એનો બાપ કમળસેન મોટો બુદ્ધીમાન અને આબરૂવાળો સખશ કહેવાતો હતો; અને તે મોટી મોટી આફીસોના કામ ચલાવતો હતો; પ્રોફેસર હૉરીસ વીલીસનનો તે વખાણાયલો મિત્ર હતો. તે ઘણો પક્કો વૈશ્નવ હતો. કલકત્તામાં તેના ઘરમાં મૂર્તિ પુજા થતી હતી તેવી બીજે કોઈ ઠેકાણે થતી નોતી. તેના ઘરમાં આ કેશબચંદ્રસેન ઉછરેલો હતો. એણે કલકત્તાની "પ્રેસીડેન્સી કૉલેજમાં" કેળવણી લીધી. એનો વિશ્વાસ મૂર્તિ પુજા ઉપરથી ઉઠ્યો. ઘણા વરસ સુધી હિંદુનો ધર્મ માનવો તે કંઈ તેને સુઝ પડ્યું નહીં; અને કોઈ ધર્મ શીખવનાર પણ તેને મળ્યો નહીં. આખરે તેને કંઈ રસતો હાથ લાગ્યો; અને તેણે કેટલાક મિત્રો ભેળા કરીને એક સભા સ્થાપી. એટલામાં તેને એક બ્રહ્મસમાજમાંથી નીકળેલો કાગળ હાથ લાગ્યો. તેમાં જણાવેલા વિચારો પોતાના વિચાર સાથે મળતા જોઈ બ્રહ્મસમાજમાં દાખલ થયો; અને તેના બીજા મિત્રો પણ તેમાં તેની સાથે દાખલ થયા. આ બનાવ સને ૧૮૫૮ માં જ્યારે તે વીશ વરસનો હતો ત્યારે બન્યો.

આગળ દશ વરસના દરમીયાનમાં બ્રહ્મસમાજે ઘણું કામ કીધું. એ સમાજના મતને હજારો માનવા લાગ્યા. એ સભાની શાખાઓ બંગાળાના જુદાજુદા ભાગોમાં સ્થાપવામાં આવી. કેશબચંદ્રસેને બ્રહ્મસમાજને મજબુત પાયા ઉપર મુકવાની, બીજા લોકોની સાથે શામીલ રહીને ગોઠવણ કીધી. એ કામ પોતાના એકલાથી થઈ શકવું મુશ્કેલ હતું. દ્વારકાનાથ ટાગોરે પોતાની દીકરીને સને ૧૮૬૧ ના જુલાઈ મહીનામાં મૂર્તિ પુજાની ક્રિયા કરાવ્યા વગર પરણાવવાની ચાલ પહેલવહેલી દાખલ કીધી; અને તેજ વખતમાંજ પોતાના ઘરમાંથી જે મૂર્તિ હતી તેને કાઢી નાખી. વળી તેણે જન્મ અને મરણ વખતની ક્રિયાઓમાં ફેરફાર કીધા. તેણે જનોઈને કાઢી નાખ્યું; અને તે મોટી જાતીનો હતો એવું અભીમાન કાઢી નાખી જાતી ભેદ તદન દૂર કીધો. સને ૧૮૬૨ માં તેણે એક નીશાળ સ્થાપી; અને તેમાં તેણે બંગાળી ભાષામાં અને કેશબચંદ્રસેને અંગ્રેજીમાં કલકત્તાની "કૉલેજ"ના જુવાન વિદ્યાર્થીઓને બ્રહ્મજ્ઞાન વિશે ભાષણ આપવા લાગ્યા; અને તેથી સાંભળનારને મોટો ફાયદો થયો. સને ૧૮૬૦—૬૧ માં કેશબચંદ્રસેને અંગ્રેજીમાં જુવાનીયાઓના ફાયદાને સારૂ "હેંડબીલો" કાઢ્યાં. સને ૧૮૬૨ માં જુવાન છોકરાઓને સારૂ કલકત્તામાં એક "કૉલેજ" ઉભી કીધી. તે સને ૧૮૬૮ સુધી કાયમ રહી.

સને ૧૮૬૨ માં કેશબચંદ્રસેન કલકત્તાની બ્રહ્મસમાજના આચાર્ય ઠર્યા. તેણે તેની ઓરતને દેવેંદ્રનાથ ટાગોરને ત્યાં જમવા મોકલી, અને એવી રીતે જાતી ભેદ તોડ્યો. આ કામ કરવાથી સગાવાહાલાઓએ નાખુશ થઈને એને ઘરમાંથી કાઢ્યો. ૭ મહીના

જુદો રહ્યા પછી એ આજારી પડ્યો. તે ઉપરથી કુટંબના લોકોએ તેને ઘરમાં પાછો બોલાવ્યો. તેણે પોતાના સ્વતંત્ર વિચાર કાયમ રાખ્યા. એને પુત્ર થયો તેને સારૂ બ્રહ્મસમાજના કાયદા મુજબ જાત કર્મ કરવાનું ઠેરવ્યું.

આસરે પાંચ વરસ સુધી દેવીંદ્રનાથ ઠાગોર તથા કેશવચંદ્રસેને બ્રહ્મસમાજના સેક્રેટરી તરીકે રહી, હળીમળી સમાજનું કામ ચલાવ્યું. સ૦ ૧૮૬૪ ની આખર સુધી તે સઘળું કામ ઠીક ચાલ્યું. પણ પછી તે બંનેના વિચારમાં જરા ફેરફાર પડવા માંડ્યો. કેશવચંદ્રસેને એવો વિચાર બતાવ્યો કે, જે બ્રહ્મો થાય તેણે જનોઈ કાઢી નાખવું. દેવીંદ્રનાથે પોતે તો જનોઈ કાઢી નાખ્યું હતું. પણ જેઓ બ્રહ્મો થાય તેના જનોઈ કાઢી નાખવાં જોઈયે એ વિચાર તેને પસંદ પડ્યો નહીં. વળી સને ૧૮૬૪ ના અક્ટોબર મહીનામાં કેશવચંદ્રસેને એવો વિચાર બતાવ્યો કે, અસલના જુદીજુદી જાતીના લોકો બ્રહ્મો થયા પછી એક બીજામાં પરણે એ વિચાર હિંદુના ધર્મથી ઉલટો હતો. કેશવચંદ્રસેને એમ બતાવ્યું કે, સઘલી મનુષ્યજાતને એક ભાઈ તરીકે સમજવા. તેઓમાં કોઈ જાતનો અંતર હોવો જોઈએ નહીં. દેવીંદ્રનાથને આ વાત કઠણ લાગી. સને ૧૮૬૫ ના અક્ટોબર મહીનામાં કલકત્તાની બ્રહ્મસમાજના જુવાનીઆ ગઘેના ઘણાઓએ બ્રહ્મસમાજનો ત્યાગ કીધો. સને ૧૮૬૬ ના નવમ્બર મહીનામાં નવી સભા કીધી. તેનું નામ બ્રહ્મસમાજ ઑફ ઈંડીઆ, યાને હિંદુસ્થાનની બ્રહ્મસમાજ - રાખ્યું. એમ થવાનું કારણ એ હતું કે, એ સમાજ બીજી સઘળી શાખાની સમાજોની મુખ્ય ગણાય. એ સમાજમાં કોઈ "પ્રેસીડેંટ" ઠરાવવામાં આવ્યો નથી. એનો મુખ્ય "પ્રેસીડેંટ" યાને અધ્યક્ષ પરમેશ્વરને ઠેરવી, કેશવચંદ્ર પોતે સેક્રેટરીનું કામ હાથમાં રાખીને, સમાજનું કામ ચલાવ્યા જાયછે.

આ પ્રમાણે કરવાથી બ્રહ્મસમાજના માનનારાઓની સંખ્યા અને શક્તિમાં અતીશે વધારો થયો; અને જે લોકોએ કે બ્રહ્મસમાજનો સંબંધ તોડી દીધો તે લોકોના દીવ્યકારપણા તથા બાયલાપણાં વિશે લોકો હસવા લાગ્યા; અને તેઓના સગાંવહાલાંઓએ તેઓને પોતાની જાતમાં પણ દાખલ કીધા નહીં. (અપુર્ં.)

---

## બોખારા શેહેરનો ટુંક અહેવાલ.

(સાંધણ પાને ૧૫૭ થી.)

બોખારામાં અંગ્રેજ લોકોને રેહેવું ઘણું રેહસતમંદછે. ત્યાં જો કોઈ અંગરેજ આવે તે લોકોએ એવી રીતે ચાલવું જોઈયે કે, કોઈને ધુસ્સો નહીં લાગે, નહીંતર તે લોકોના જાનની ખોવારી થયા વના નહીં રેહે. બોખારામાં બીજા લોકો કરતાં અંગરેજ લોકોનો ઘણો ડર રેહેછે; કેમકે તેઓ એમ સમજેછે કે, એ લોકોએ હિંદુસ્થાન અનતગત કીધુંછે; અને રશીન તેઓના શેહેરને પણ છેડે અને એ શેહેર પણ અનતગત કરે. જો કોઈ અંગ્રેજ બોખારામાં દાખલ થાયછે કે, તેને કાગળ લખવાની મણાઈ કરવામાં આવેછે; અને તેમ કરવાનું કારણ એ છે કે, તે તેમ કરીને બીજા દુશ્મનોને ત્યાં બોલાવી અંગાવે. શેહેરમાં અંગ્રેજને ઘોડા પર બેસવાની રજા નથી. મુસલમાનજ સ્વારી કરી શકે. કદી અંગ્રેજની મુરજી હોયતો શેહેરની બાહાર ઘોડે બેસી

કરે. બોખારામાં બણ્ણ અંગ્રેજોને મારી નાખવામાં આવ્યાછે. કરનલ સ્ટોડર્ડને એક ઊંડા અંધારા ખાડામાં દોરડાં બાંધીને ઉતાર્યો હતો. તે ખાડો જીવડાંથી ભર્યો હતો અને તેમાં મહાભારત દુઃખ સાથે તેને બે મહીના કાહડવા પડ્યા. બાદ તેને ખાડામાંથી બાહાર કાહાડ્યો; પણ શેહેરમાંથી બાહર જવા દીધો નહીં. તે ત્યાં ઘણાં વરસ સુધી કેદી રહ્યો. આખરે કેપટન કોનલી ત્યાં આવ્યો તેને પણ ત્યાં કેદ કીધો. પછી અંતે તેઓ બન્નેને મારી નાખવામાં આવ્યા. તેઓ બન્નેના હાથ તાણી મુશ્કેટાટ બાંધી ફાંશી પર ચડાવાને સારૂ મોહોલની નજદીક લઈ ગયા. કોનલીને ઘસડીને લઈ ગયા તારે તે મોહોટેથી રડવા લાગ્યો; અને બોલ્યો કે, હું કોઈ જુલમગારના પંજામાં આવી ફસ્યો છઉં. ફાંસીની જગો પર એ બે અંગ્રેજોએ એક બીજાને બોકી કીધી. કોનલીએ પોતાના દોસ્તને કહ્યું કે, આપણે બેહસ્તમાં એક બીજાને મળશું. આ તેઓના છેલ્લા બોલ હતા. બાદ તેઓનાં માથાં છરીથી કાપી નાખવામાં આવ્યાં અને તે લોહીથી ભરેલાં માથાં હુકૂર અમીરની રૂબરૂ લાવવામાં આવ્યાં. ત્યાં એક દરવેશ ઊભો હતો અને તે જાતીનો આગેવાન હતો તેથી અમીરની કંઈ પણ દરકાર રાખ્યા વગર બોલી ઉઠ્યો કે, આ ખુન કીધેલાં માણસોનું લોહી ખોદા તરફથી તારા પર ગજબ લાવશે. દુરવેશના આ બોલ સાંભળી અમીર ઘણોજ ગુસ્સામાં આવ્યો; અને તેને સાફીપેઠે હલકો કરી દેશનીકાલ કરવાનો હુકમ કીધો. પણ આ દુરવેશના બોલો તેને ઘડી ઘડી યાદ આવતા હતા; અને તે વખતે અમીર કેહેતો કે, આ અંગ્રેજ લોકોને મારી નાખવાથી તેના મન પર જે દુઃખના જખમો થયલાછે તે કદી રૂઝનાર નથી અને એ વાત ખરી પડી. આ ખુન કીધા પછી તે તરેહવાર આફત અને ગીરફતારીમાં ફસી પડ્યો હતો.

જોસફ વુલ્ફ નામનો પાદરી પોતે એમ-લોજ આ મુએલા અંગ્રેજોની તપાસને વાસ્તે વિલાયતથી નીકળ્યો તે અહીંયા આવી પોહોંચ્યો. તેને જોઈ અમીર ઘણો વિસ્મય પામ્યો અને બોલવા લાગ્યો કે, હજારો ઈરાનીઓ અત્રે આવેલા તેઓને મેં ગુલામ કીધા; પણ ઈરાનથી તેઓની તપાસને સારૂ કોઈ આવ્યું નહીં; અને આ બે અંગ્રેજ બચ્ચાને મેં કેદી કીધા કે, લાગલા તેઓની તપાસને સારૂ આટલી બધી લાંબી મંજલ કરી એક આદમી આવીજ પોહોંચેલોછે. અમીરને ખબર નહીં કે, અંગ્રેજ લોકો પોતાના જાતી ભાઈઓની જીંદગી કેટલી કિંમતી ગણેછે. આ પાદરી અહીંયાં આવ્યા તો ખરા પણ ફસી પડ્યા. અહીંયાંથી પાછું નીકળાયું નહીં. તેઓને કેદ કીધા અને તેઓના મનમાં પણ નિશ્ચય થયો કે, અહીંયાંથી કંઈ સહીસલામત છુટતા જવાય નહીં. તેણે અમીરની પાસે સ્ટોડર્ડના અને કોનલીના હાડકાં વિલાયત લઈ જવાને વાસ્તે માગ્યાં તારે અમીરે જવાબ દીધો કે, હું તોરાં હાડકાં ત્યાં મોકલીશ. બીજા ખુની લોકોના હાડકાં જે કુવામાં નાખવામાં આવેછે તેજ કુવામાં એ બન્ને અંગ્રેજોના હાડકાં પણ નાખ્યાં હતાં માટે તે મળી શકવાં કઠણ હતાં. ઘણી મેહેનતે આખરે તેને બોખારા શેહેર છોડવાની રજા મળી. અને આવી જગોએ મીશનરીને કેમ મોકલી શકાય.

બોખારાના રાજમાં બોખારા એક મોહોટું કસ્બોછે. એ શહેરની ઉત્તરે એરલ નામનો સમુદ્ર આવેલોછે. એ એક મોહોટું તળાવછે પણ તે કાસપીઅન સમુદ્ર જેવડું મોહોટું નથી. કાસપીઅન સમુદ્રમાં ઓક્સસ

નામની નદી વેહેછે. એ નદી જુનાની રેતીને સારૂ પ્રખ્યાતછે.

બોખારાનો મોહોટો વેપાર કાળાં ઘેટાંઓના ઉનવાળાં ચામડાંનો છે; જે ઇરાની લોકોને ટોપી બનાવવામાં કામ આવેછે. જેમ ઘેટું જુવાન તેમ ઉન ઘણું સુંહાળું હોયછે. તેમ ઇરાનના અમીર ઉમરાવોની ટોપીને ખાતર ઘણાં સારાં નાનાં ઘેટાંઓને કુરબાન કરવામાં આવેછે.

દુનીઆમાં સારામાં સારી દરાખ બોખારાથી આવેછે.

## ગ્રાંટ કાલેજમાં ગુજરાતી વર્ગની શું જરૂર છે?

## THE GUZERATI MEDICAL CLASS—IS IT WANTED?

"ગયા માસમાં ગરાંટ મેડીકલ કાલેજનું વારશીક એક્ઝામીનેશન થયું તેમાં વડા શી. ખબરદાર ડાક્ટર કુકે પોતાનો વારશીક રીપોરટ વાંચીઓ, તેમાં ગરાંટ કાલેજમાં ગુજરાતી ભાશાનો એક વરગ ઉઘાડવા માટેની સખ્ત ભલામણ કરી હતી અને જણાવીયું હતું કે જો બાબે આગલા ડાક્તરોએ ઘણી મેહનત બતાવવા છતાં અને વરગના ખરચ માટે ફંડ થવા છતાં સરકાર તરફથી તે બાબે કાંઇ કરવામાં આવીયું ન હતું. આ ઉપરથી હમારા લાયકીવાલા ભાઇબંધ ટાઇમસ આવ ઇંડીઆના એક ચરચા પતરીએ સવાલ ઉઠાવી હતી કે આવા એક વરગની શી જરૂરછે. તેનો મુખીઅ વાંધો એ છે કે ગરાંટ મેડીકલ કાલેજમાંથી દર સાલ સંપૂરણ બંધ જરાજીએમાં પસાર થાયછે તેઓને પુરૂં પાધરૂં કામ મલતું નથી તથા વલી નવા ઓવારાને પસાર કરવાથી ફાયદો શું. તે બીજું એવું લખેછે કે જો એમ કેટલાક ગૃહસ્થોના ઉધરાણાથી વરગ ઉઘાડવામાં આવેતો કાલ ઉઠીને કેટલાક રીધી ધરહસ્થોબી ઉઘરાણું કરી સીંધી વરગ કઢાવવા માગે અને એ પરમાણે જુદી જુદી ભાશાના વરગોનો છેડો ન આવે. ઉપલો ચરચા પતરી પોતાના ટેકામાં આ બીનાઓ રજુ કરેછે તેનો જવાબ ઘણો સેહલછે. પેહલાંતો જે તબીબો ગરાંટ કાલેજમાંથી પસાર થાયછે તેઓ રખડતા ફરતા નથી પણ ઘણું એકનું કામ મુંબઇમાં મેલવી ઘણી સારી હાલતમાં રેહેછે અને તેઓના મુંબઇમાં ધારેબારો પખ છે. એવા તબીબો બાહાર જવા ખુશ્તા નથી અને જો જાયતો મોહટા પગારની આશા રાખેછે. હવે ઘણા નાહાના અને ગરીબ ગામોમાં આવા મોહટા ડાક્ટરોનો ખરચ આપવાની શકતી નહી તયારે તેઓને ગુજરાતી વરગમાંથી પસાર થયલા સસ્તા ડાક્ટરો ઘણા કામ લાગી શકે. સાથે વળી તેઓ ગુજરાતી જાણનાર હોવાથી લોકોને કોઇબી રીતની અડચણ ન પડે. હવે બીજા વાંધાનો જવાબ એછે કે આ ઇલાકાની મુખ્ય ભાશા ગુજરાતી અને મરાઠીછે માટે એ બે ભાશા સીવાય બીજી ભાશામાં વઇદક ખાતાના વરગની કાંઇ જરૂર નથી અને તેવી અજાણી અને નકામી ભાશામાં વરગ ઉઘાડવાને સરકાર કેહવા વાજબીની શકે ના પાડી શકે. પણ અગર એવા સીંધી કે અકનારીસ વરગ ઉઘાડવાની જરૂર પડવાથી તે ઉઘાડવામાં આવેતો તેમાં નુકસાન શું છે? ઉપલો ચરચા પતરી જો ઢોલક, દમણ, ઉદવાડા વગેરે ઠેકાણામાં ફરી જોશેતો તેને માલમ પડશે કે એવાં ગામોમાં ગુજરાતી જાણનાર સસ્તા ડાક્ટરનું કેટલું સુખછે."

વખાણુયલા ડાક્ટર જ્હોને એક તબીબ ગૃહસ્થની સાથે વાતચીતમાં પોતાનો વિચાર જણાવ્યો હતો કે, આ શહેર મેડીકલ કાલેજને સ્થાપવાનું સાર્થક જ્યારે અંગ્રેજી વૈદક શાસ્ત્ર જે અને શીખવવામાં આવેછે તેનું ભાષાંતર થઈને તેનો ફેલાવો દેશીઓમાં થશે ત્યારે થશે. ઓનરેબલ ટકર સાહેબે ગ્રાંટ કાલેજના એક એકઝીબીશનમાં મરાઠી કલાસમાં અંગ્રેજી વૈદકનું જ્ઞાન અપાયછે તેવાજ ધોરણ ઉપર એક ગુજરાતી કલાસ સ્થાપવાને પોતાના ભાષણમાં કબુલાત આપી હતી, તે હજુ સુધી પાર પડી નથી તે ઉપરથી એમ સમજાયછે કે, સરકાર ગોયા મરાઠીઓનું કલ્યાણ કરવા પાછળ વધારે ઈંતેજારી રાખેછે. મરાઠી વર્ગ કાઢવાથી સરકારે મરાઠી બોલી જાણનારને વાસ્તે એક સારો ધંધો ઉઘાડો કીધોછે તેવો આપણુંવાળો અને સારો ધંધો કમનસીબ ગુજરાતી બોલી જાણનારને વાસ્તે ઉઘાડવામાં આવતો નથી એ કેવો અફસોસની વાતછે. [રાસ્ત ગોફતાર તા૦ ૮ મી ફેબ્રુઆરી સને ૧૮૭૪.]

## પટેટા.

સોળમી સદીમાં સર વાલટર રેલી નામના શખસે પટેટા અમેરીકામાંથી પહેલવહેલાં લાવીને આયરલંડમાં કાર્ક નામની જગોમાં એક વાડીમાં રોપ્યા હતા; પણ વગર અનુભવને લીધે તે માણસ એ કામ કરવામાં પહેલવહેલો નાઉમેદ થયો હતો. એ માણસે વરજીનિઆમાં આફ્રીતરેથી એપલ ફળ આપ્યાં હતાં. જ્યારે એણે પટેટા રોપ્યાં ત્યારે એની ધારણા પરમાણે તેપર પેલાં એપલ ન થવાથી તેણે પોતાના માળીને પટેટાના છોડ ઉખેડી ફેંકીદેવા ફરમાવ્યું. માળીએ છોડવા ખેંચી કાઢયા તે વખતે તેના મુળની સાથે પટેટા બાહાર નીકળી આવ્યા તે જોઈ તે ખુશી થયો. તે દીવસમાં પટેટા એ મોહોટી નવાઈ હતી. મોહોટા લોકોનેજ કોઈક વખતે એક ઉમદા ચીજ તરીકે એ મળી આવતા હતા. વિલાયતના રાજા પહેલા જેમ્સના રાજ્યમાં એટલે સને ૧૬૦૩થી તે સને ૧૬૨૫ સુધીમાં તેઓ, વરસમાં કોઈકોઈ વખતે રાજાના ઘરમાં એક રૂપીઆનો એક રતલ મળી આવતા હતા. સને ૧૬૬૩માં એક મી૦ બકલંડ નામના શખસે એ વસ્તુને રોપીને મોહોળી તઈયાર કરવા સારૂ ત્યાંની રોયલ સોસાઈટીને ભલામણ કીધી; અને તે સોસાયટીને એમ સમજાયું કે, એ વસ્તુ કોઈ વખતે દુકાળને અટકાવવામાં ઘણી ખપ લાગશે. આ માણસની ભલામણનો લાભ લઈને એ સોસાયટીના લાગતા વળગતાઓએ પટેટા રોપવાની અજમાયશ કરવાની તજવીજ કીધી. હળવે હળવે બીજા લોકો પણ એ પટેટા રોપવા લાગ્યા, અને ધીમે ધીમે ગરીબ લોકોએ પણ જમીનના કટકાઓ લઈ તે રોપવાનું શરૂ કર્યું; અને તેમ તેમ કરતાં એ ચીજ ઘણી પસંદ પડતી ગઈ. પટેટા સેહેલથી રાખી શકાય, સેહેલથી બાફી શકાય, સેહેલથી પકાવી શકાય, સેહેલથી પાચન કરી શકાય, અને તેને રોજ ખાય પણ તે ઉપર અકારો થાય નહીં, તે ઉપરથી લોકોનો મોહ એના ઉપર ઘણો થયો. સઘળા વર્ગના લોકોમાં ધીમેધીમે તેનો ખપ અતિશય થવા લાગ્યો. હિંદુઓસો જેટલા ચાવલ ખાય તેટલા વજનમાં પટેટા ખાવા લાગ્યા. ડાક્ટર સ્મીથ લખેછે કે, જ્યારે પટેટા રૂતુમાં ઘણા તૈયાર થાયછે ત્યારે એક જુવાન માણસ પોતાના ખોરાકમાં દીવસના ત્રણ વખત મળીને સરાસરી ૧ રતલ પટેટા

થાયછે. આટલો ખોરાકતો આયરલંડના દરેક રેહેવાશીને સાધારણ રીતે પોતાના ખોરાકમાં દરરોજ જોઇયે છઇયે; પણ જો તમે તેને દરરોજ સાડાદશ રતલ પટેટો આપો તો તેટલો તેને ખાવામાં મુશકેલી પડતી નથી. ઇંગ્લંડમાંના મેહેનતુ ખેડુત એક અઠવાડીયામાં પણ એટલો પટેટો ખાઇ શકતો નથી. એંગલસી નામની જગોમાં લોકો હાલ-ડાંમાં બે વખત પટેટો ખાયછે; અને ત્યાં તેનો ખપ દર અઠવાડીયે એક જુવાન માણસને સારૂ સાડાસોળ રતલનો અડસટ્ટો કાઢવામાં આવ્યોછે. સ્કોટલંડમાં દરેક માણસને અઠવાડીએ પંદર રતલ પટેટો જોઇયેછે.

પટેટો ઘણું પોશાક આપે એવી ચીજ નથી. તેમાં નાઇટ્રોજન માત્ર સેંકડે બે ભાગછે તથા સ્ટાર્ચ સેંકડે નવ ભાગછે. તેમાં ચરબી ઘણી જુજ છે તેટલાસારૂ તેમાં ચરબી મેળવીને ખાવામાં આવેછે. તેને માછલી અને ગોશની સાથે પકાવવાથી તેમાં રહેલી ચરબીની ખોટ પુરી પડેછે. તે જરા ઘી અથવા માખણ સાથે પકાવવાથી પણ સુધરેછે. આયરલંડમાં દુધની સાથે લોકો પટેટો ખાયછે. હોલંડમાં ગરીબ લોકો ચરબીમાં તળીને અથવા બીજી ભાજી સાથે મેળવીને પટેટો ખાયછે. તેઓને અઠવાડીયામાં ફક્ત આતવારને દીવસે બાજરા ગોશ સાથે પકાવીને પટેટો લેવાનું બની આવેછે.

પટેટો ઘણું સોંઘા મળી આવેછે તેથી ગરીબ લોકોને ઘણું આસરી મળી આવેછે. ચાર પૈસા એક રતલ પટેટો મળી આવેછે, પણ જે ખેડુતો કે પોતાની જમીનમાં પટેટો રોપેછે તેઓને આઠ પઈના સાત રતલ પડેછે. પટેટાને તેની સામગ્રીની સાથે પકાવવાથી સ્વાદ લાગે એવા થાયછે. પટેટોમાં ઉદ-લીક બીજી ભાજીઓની પઠીમ "સ્કરવી" નામના રોગ જેથી લોહીમાં બીગાડ થાયછે તે સમારવાનો ગુણ રહેલોછે. સને ૧૭૮૧ માં ડાકટર સર ગીલબર્ટ બ્લેઇને એ રોગમાં પટેટોની ખુબી વિશે મોહોટું વર્ણન કીધું હતું. મરનાર ડાકટર બેહી લખેછે કે, જ્યાં પટેટો વાપરવામાં આવેછે ત્યાં સ્કરવી આજાર ઉભો રહેતો નથી. વાહાણપર જે રોગ ભાજી નહીં મળવાથી થતો હતો, તે હવે મુસાફરી વખતે વાહાણમાં અગાઉથી પટેટો ભરી શકેછે તેથી કરીને આગળ ખલાસીઓ જે રોગથી ભોગવતા હતા તે હવે ખોરાકમાં પટેટો મળવાથી ભોગવતા નથી. બધી ભાજીઓની સાથે મુકાબલો કરતાં પટેટોમાં પોશાક કરવા ગુણ વધારે રહેલોછે. બાફેલા પટેટો પચાવવામાં બે કલાક ને ત્રીસ મીનીટ લાગેછે.

## મોત.

સુરતના હજુર ડીપુટી કલેક્ટર રાવ બાહાદુર જગજીવનદાસ ખુશાલદાસના ધણીઆણી બાઇ ઇછા રામાબાઇ તા૦ ૪ થી માર્ચ સને ૧૮૭૪ ને દીને સ્વરગવાસી થયાંછે. એ બાઇ ઘણાં દયાળુ, માયાળુ અને રાજી દીલનાં હતાં અને સ્ત્રી કેળવણીમાં બાહુ ઉલટ રાખતાં હતાં. એ બાઇના વખતના ગીતથી અમદાવાદ તથા સુરતમાં સ્ત્રી કેળવણીના કામમાં મોહોટા ફેરો ચેહેંચેછે. આવા કામમાં ઉલટ બતાવનાર ધણીજ જુજ ઓરતોછે અને તેટલી સંખ્યામાંથી આ બાઇના મરણથી સ્ત્રી કેળવણીના ચીરઆબોમાં મોહોટી નાખુશી પેદા થઇછે.

EXTRACT FROM THE REPLY OF MR. S. N. TAGORE, C. H. TO THE ADDRESS PRESENTED TO HIM BY THE LEADING MEMBERS OF THE NATIVE COMMUNITY OF DHOOLIA.

I gladly embrace this opportunity in giving you a bit of my personal history, hoping that it will interest you. Although my dress and manners may

appear foreign to you, I can nevertheless assure you, and am proud to say, that I am the same flesh and blood as yourselves (Hear, hear.) It may strike you as strange, but I am by birth a Brahmin. It is related that during the ascendancy of Boodhism, which at one time well nigh threatened to expel its great rival Brahminism from the face of this country, a certain king of Gaud (as Bengal was anciently called), being desirous of performing some ceremonies, and finding that there were no Brahmins or priests competent to perform them, determined to import 5 Brahmins from Kanuj, and five Brahmins accordingly came. Of those one was Bhutta Narayen, the celebrated author of *Venisamhara*. I trace my descent from this Bhutta Narayen. O! How fallen! You will naturally exclaim—The descendant of such a noble ancestor! ("No, no.") But various causes have combined together to bring about this result. It is stated that a certain ancestor of mine (I forget his name) being invited by the Nabob to a dinner party, accepted the invitation. His caste prejudices of course would not allow him to do more than sit like a mere dummy over the various tempting dishes that exhaled their odours around him. But notwithstanding this it was given out by evil-disposed people that *ghrane ardha bhojanum*—"smelling was half-eating,"—and he was forthwith excommunicated. *Since* then we have lost the purity of our caste, and the Tagore family have been obliged to form themselves into a separate community. I am not *sorry* for this result, *for* it was owing to this circumstance that I was enabled to attain my present position. If my parents had been as orthodox as I see some of you here, it is next to impossible that I should have been allowed to cross the *kalapani* and win the coveted prize of the Civil Service. There are also other circumstances which have conspired to make me what I am. You must know that in Bengal caste has lost much of its hold on the people, at least on the enlightened few, and as regards eating and drinking, we enjoy a degree of latitude to which you are strangers. We are not such strict vegetarians or rigid teetotalers as you seem to be here. Fish is the universal food of the Bengalees, and the most orthodox Brahmins don't hesitate to partake of it. But what has exercised a more healthy influence on our society is the Brahmo Samaj. I dare say you all have heard more or less of the institution. It was founded about 40 years ago by Ram Mohun Roy, that great reformer whose name is a household word in Bengal. It derives its name from Brahma, the one true God whose worshippers its members profess themselves to be; and as a consequence they bind themselves to discard all forms of idolatry. How far they have succeeded in doing so is *vexata questio* into which I will not at present enter, but this I can say of myself, a humble member of that Samaj, that idolatry forms no part of my creed, and that caste has ceased to exert its influence on my daily life. But enough of myself, and I trust to your kind indulgence that you will excuse this bit of egotism into which I have digressed.

## DR. JOHN PEET, THE LATE PRINCIPAL OF THE GRANT MEDICAL COLLEGE, IS NO MORE!

The death of this eminent Surgeon which took place at his residence in England last month deprives us of one of our connecting links with the past of Bombay. Dr. Peet was one of that band of Professors who made our Grant College what it now is. He was the first Professor who taught the science of Surgery to the Natives of this Presidency. Dr. Peet was a kind and considerate chief with whom it was a pleasure to associate. To his operative skill the Jamsetjee Hospital owes the foundation of its fame as a School of surgery.

# મીલાવડો.

OR

THE MISCELLANY.

અંક ૧૨. મુંબઈ, માસ મે, સને ૧૮૭૪. કીં૦ આના ૨.

## કાનપોરના કેદીઓ.

(સાંધણ પાને ૧૬૩ થી.)

દીનપર દીન આ કેદીઓનાં દુઃખમાં વધારો થવા લાગ્યો. વાસી મુએલા ઘોડાઓની દુરગંધ અને ગોળીઓનો જુલમ, વળી પાણી પીવાને મળે નહીં, તેની સાથે ખોરાકનાં સાંસાં. ગોળીઓના મારથી દેવાલ તુટી પડવાની દેહેશતથી તેઓ તદન નીરાશ થઈ ગયા; અને એમ વિચાર કરવા લાગ્યા કે, હવે આ હાલતમાં નાનાની સામે થવાને કંઈ પણ આધાર રહ્યો નથી; માટે તેની દયા માગવી એ બેહેતર પાશે, તેમ કરવાનો નીશ્ચય કીધો. જે વખતે આ અંગ્રેજ કેદીઓ નાના પાસેથી દયા મેળવવાની ગોઠવણ કરતા હતા તેવામાં બાહાર અંગ્રેજોની મદદ તથા વસ્તુઓ દુશમનોની દેહેશતથી નાસભાગ કરતી હતી, તેઓને પકડી કતલ કરવામાં નાના કામે લાગ્યો હતો. આ વાતની પેલા બીચારા કેદીઓને ખબર નોતી; અને તેઓએ આશા રાખી હતી કે, જો તેઓ સરકારનો ખજાનો તથા તોપો રાખી નાનાને સ્વાધીન કરશે તો ખચીત તે આ કેદીઓના જાનનો બચાવ કરશે. આવો વિચાર અંગ્રેજ કેદી ઓફીસરો કરતા હતા તેટલામાં, નાના તરફથી તેઓને એવું કાગળ મળ્યું કે, તેઓ જો તેને તાબે થાય તો તેઓને સહી સલામત કાનપોરથી મોકલી આપશે. પેલા કેદીઓએ એ વાત તુરત કબુલ કીધી અને બીજે દીવસે નાનાએ પોતાના આદમી સાથે લખેલી સરતનો કાગળ આ કેદી ઓફીસરોની સહી લેવા સારૂ મોકલ્યો. આ અંગ્રેજ કેદીઓને ગંગા નદીમાં હોડીમાં બેસાડીને અલાહબાદ જે બસેં માઈલ દુર છે ત્યાં પોહોંચાડવાને વચન આપ્યું. તા૦ ૨૭ મી જુનને દીવસે આ બેરક માહેલા કેદીઓએ આ દુઃખ દાયક જગા છોડી. તેઓ બધા મળીને ૪૫૦ શખસો હતા. આ વખતે તેઓનાં સુકાઈ ગએલાં મોહોડાં તથા તેઓનાં કરમાઈ ગએલાં બચ્ચાં તરફ કોઈ નજર કરે તો તેઓને દીલમાં ભારે ઉપજ્યા વના રેહે નહીં. આ બનાવ બન્યાને પાંચ અઠવાડીયાની આગમચ આ પૃથ્વિપર કોઈ પણ માણસને સ્વપ્નામાં પણ નોતું કે, આ લોકની આવી દુરદશા થશે. આ કેદીઓએ જે દીવસે બેરક છોડી તે દીવસ તે લોકનો મોહોટો ખુશી ભરેલો લાગ્યો; અને તેઓના મનમાં જે દલગીરીએ વાસો કીધો હતો તેનો છેડો આવ્યો એમ તેઓ વિચારવા લાગ્યા. બેરકના દરવાજા

આગળ સામાન લઈ જવા સારૂ કુળી, ઉંટ તથા ગાડાં હતાં; અને બચ્ચાં છોકરાંને બેસવા સારૂ તથા જોખમાએલા સીપાઈને લઈ જવા સારૂ ગાડીઓ તૈયાર રાખવામાં આવી હતી. બીજા કેટલાક સીપાઈઓ તથા ઓફીસરો પોતાની બંદુક હાથમાં લઈને આ ગાડીની સાથે ચાલવા લાગ્યા; અને તેઓની સાથે મોહોટું દેશી બદમાશી સીપાઈઓનું લશકર મુકવા ગયું હતું. સદ્ગારના આઠ કલાકે તેઓ નદી આગળ આવી પોંહોચ્યા. નાનો ત્યાં હાજર હતો. કેદીઓ બોટમાં સ્વાર થયા. એક હોડી તો આગળ ચાલવા લાગી અને બીજીઓમાં તેઓ દાખલ થયા એટલે, નાનાએ નીશાણી કરવા ઉપરથી, પેલા બદમાશી સીપાઈઓએ બંદુકનો મારો શીરૂ કીધો. આહા! આ વખતે પેલી હોડીમાં બેસનાર અંગ્રેજોના દીલની હાલતનો કોણ ખ્યાલ કરી શકે! તોબા ઈલાહી! કોઈ દુષ્ટ દીલના માણસો શીવાય આવા પાતકી કામનો વિચાર કોઈને ન આવે. હોડી ઉપરતો એકલી બંદુકનો વરસાદ નહીં, પણ તેની સાથે તોપોનો મારો પણ જારી થઈ ગયો. ગમે તેવો સખત હૃદયનો આદમી હોય અને પોતાનું દીલ અખત્યારમાં રાખી શકતો હોય તેનાથી પણ અહીંયાં બૈરાં છોકરાંની ચીસ પડતી હતી તે સાંભળીને ટકી નહીં શકાય. હોડીમાં બેઠેલા સીપાઈઓના બચાવનો કંઈ પાર જ નહીં. તેઓમાંના કેટલાક તો કુદીને પાણીમાં ઝંપલાવ્યું; પણ બદમાશીઓ તેઓની પુઠે લાગ્યા. કેટલા તરીને સામે પાર જઈ પોંહોંચ્યા; પણ ત્યાં પણ દુશમનો તઈયાર હતા. અંગ્રેજ નામેને મારી નાખી ચુરે ચુરા કીધા. પેહેલી હોડી જે રવાને થઈ તેમાં જેટલા બચ્યા તેઓ બચ્યા. બૈરાં છોકરાંને મારવાં નોતાં. તેઓને પકડીને પાછા કાનપોરમાં એક નાહાના ઘરમાં જેમ બકરાં ભરે તેમ ભરયાં. તેઓને સુવાને બીછાનું નહીં, અંગ સાફ કરવાને પાણી નહીં તથા જીંદગી જાળવવાને જરૂરીયાત જેટલું જોઈયે તેમાંનું કંઈ મળ્યું નહીં. જે લોકો પેલી બોટમાં બેસીને સાહી સલામત નાસી ગયા હતા તેઓની પાછળ સીપાઈઓ બે રાત ને બે દાહાડા લાગી ફરી તેઓની હોડી પકડી પાડી અને તેમાંથી કાઢી તેઓને ગાડીમાં નાખી કાનપોરમાં પાછા કતલ કરવાને વાસ્તે લાવ્યા. તોપણ બોટ માહેલાં ચાર માણસો પાણીમાં ઝંપલાવી દુશમનોના પકડવાનો આગમચ, તરીને બાહાર નીકળી ગયા હતા. ૪૫૦ માણસમાંથી આ ચાર માણસ તે બેશક જીવતા રહ્યા. હોડીમાંથી પકડેલાઓને કાનપોર લાવ્યા તે વખતે નાનો દરવાજા આગળ હાજર હતો. તેઓને ગાડાંમાંથી ઉતારી જમીનપર બેસાડવાનો હુકમ કીધો. આ બધાં મળીને ૬૦ મરદ, પચ્ચીસ ઓરત અને ૪ છોકરાં હતાં. ભુખે તરસે તથા દેહેશતથી અરધા મરી ગયલા કેદીઓ જમીન પર કંઈ ગાઢાં પરીણામોની આશામાં બેઠા. નાનાએ તુરત ફરમાવ્યું કે, ઓરતોને તેઓના ધણીઓથી જુદી પાડો. કેદીઓએ આવાં દુષ્ટ સેનઠંસની કદી પણ આશા રાખી નોતી. ત્યારે ઓરતો પોતાનાં છોકરાં સાથે પોતાના ધણીના ગળામાં લપટાઈ પડી; અને ઘસો ઘસીને તેઓ આગળ જઈને કેહેવા લાગી કે, આપણે બધા એક જગે થઈ સામટા મરીયે તો બેહેતર. સીપાઈઓએ જબરદસ્તીથી તેઓને વળગેલાં છોડવ્યાં; પણ એક જબરદસ્ત ઓરત પોતાનાં બચ્ચાં સાથે ધણીને એવીતો મજબુત વળગી રહી હતી

કે, તેને ચોરી સાહ્માના કોઈથી રોકાય નહીં. નાના એ લોકોને બંધુક મારવાનો તુરતજ હુકમ કરવા જતો હતો એટલામાં, એક અવાજ કંઈ આજીજી કરતો સંભળાયો. તે માણસ કંઈ પોતાની જીંદગી બચાવવાને અરજ કરતો હતો એમ જોયું. એતો પેલા પાદરી સાહેબ મોનક્રીફ, આ મરવાને તૈયાર થએલા શખ્સોને વાસ્તે પ્રાર્થના કરવાને સારૂ આજીજી કરતો હતો. આ દુષ્ટ નાનાએ તેની અરજ કબુલ રાખી. તેઓ સઘળા હાથ ઊંચા કરી બંદગી કરવા લાગ્યા; અને દરેક અંગ્રેજ સીપાઈઓએ એક બીજાને છેલ્લી સલામ કીધી. બાદ તુરતજ નાનાના મોહોંમાંથી નીકળ્યું કે, જુઓછો શું? કાપીન છોડો અને એક મીનીટના અરસામાં ૬૦ મરદ અને એક ઓરતના જાનની ખુવારી થઈ ગઈ. કેટલાકોનો જાન તરત નીકળી ગયો; અને કેટલાકો જે ઘાએલ થયા તેઓનો કાળ પાછળથી તરવારથી કરવામાં આવ્યો. ગરીબ લાચાર ઓરતો ગીત કરતાં પણ જ્યારે દુઃખદાયક બનાવ પોતે નજરે જોયા બાદ, તેઓને ઓરડાની પહેમ ફરી ફરીને પેલા કેદીઓને ભરયા હતા ત્યાં લઈ ગયા. ત્યાં તેઓ માંહોમાંહે આ નાનાની હેવાનીએત ભરેલી ચાલની ગોફતેગો કરવા લાગી તે વખતે તેઓનાં દુખાળાં અંતઃકરણ ઉપર કેવી અસર થઈ હશે તેનો ચીતાર કોઈની કલમ પણ ખરા આકારમાં આપવાને શક્તી ધરાવતી નથી.

આ ઉપરાંત દુઃખથી પણ વધારે દુઃખો સહવાનો વખત નજદીક આવતો જતો હતો. એરકમાં જે દુઃખ હતું તેના કરતાં આ વળી તેને હદાવે તેવું હતું. ફાટાંતુટાં લુગડાં પેહેરી ધાન્યાધીન્ય રેહેતું, નહીં મળે નાવાને પાણી કે સુવાને બીછાના; અને ખોરાકમાં ફક્ત સુકી રોટલી. ઓરત તથા બચ્ચાં મળીને ૨૫૦ શખસો એક પખવાડીયું ભુખ, તરસ, ગરમી અને બીમારીમાં કાઢ્યું. બાળકો પોતાની માના હાથમાંને હાથમાંજ મરી ગયાં. કેટલી ઓરતો સુકાઈને મરી ગઈ. જેઓ મરી ગયાં તેઓ તો વારે સુખી થયાં અને જેઓ રહ્યાં તેઓને એમ આશા હતી કે, અંગ્રેજ ફોજ આવી તેઓનો છુટકારો કરશે અને ખરે અંગ્રેજ ફોજ તેઓને છોડવવાને રવાને થઈ ચુકી હતી. પણ અફસોસ! બદમાશ સીપાઈઓએ તેઓને આવવામાં વારેઘડીએ અટકાવ કીધો અને તેઓની સાથે જનરલ હેવલાક હતો તેને કાનપુરમાં આવી પોહોંચવાની આગમચ ઘણી જબરદસ્ત લડતો કરવી પડી હતી. ત્રીજી લડત તેણે કાનપોરથી વીશ માઈલ પર એક જગોએ ત્યાં કીધી અને તે દીવસે સાંજરે નાનાનાં ફોજ પાછાં ઘર તરફ વળ્યાં તે નાસીપાસોથી દેખાયાં; અને આનું વેર લેવાને તેઓએ નાના પાસે રજા માગી કે, અંગ્રેજોનાં બચ્ચાં છોકરાં રહેલાંછે તેનો ચુરેચુરો કરી નાખવો; અને આ પથ્થર જેવાં દીલના માણસે જાણે કોઈ રાક્ષસો ગાયાઓનો આ જમીન પર અવતાર લીધો હોય એમ બતાવી, તેને તેમ કરવાનો હુકમ આપ્યો. આહા! અફસોસ આવાં દીલના માણસ પર! અફસોસ આ કમબખતની ચાલ પર! તેજ રાતના આ દોઝખના કુતરાઓ પેલી નાઈલાજ કેદી ઓરતો પર તુટી પડ્યા. તેઓના હાથમાં દરેક તરેહના ઓજારો હતાં. કુવાડાઓ, ખાટકીઓની જબે કરવાની છરીઓ તથા બંદુકની બાએનેટો હાથમાં હતી. આ કતલ કરનારને જોઈ પેલી કેદી ઓરત-

તેના મનમાં કેવો ફાળ પડ્યો હશે તેનો ખરો ચીતાર એવો કોઈ કવી હશે કે તે આપી શકશે. શું ચીસ, શું રૂદન, કેવા અવાજ. આ ગરબડાટમાં એક પણ માણસનો કે એક પણ બચ્ચાંનો જાન બાકી રહ્યો નહીં. સઘળાં કતલેઆમ થઈ ગયાં. આ દુષ્ટ કામ કરાવનારને ઊંઘ કેમ આવી હશે? આવું હડહડતું પાપ કીધા બાદ કાંઈ તેઓને પસ્તાવો થયો હશે વારૂ! પસ્તાવો! કોને! જેનું મનુષ્ય જાતનું હૈયુ નહીં હોય તેને! કદી નહીં; કદી નહીં.

બીજે દહાડે સવારે આ કતલની જગો પર પેલા સીપાઈઓ જઈને જુએ છે તો દશ બાર ઓરત તથા કેટલાંક બચ્ચાં પેલાં મુડદાંઓની તળે પડી બાચી ગયલાં, લોહીના નીગળતાં તેઓના જોવામાં આવ્યાં; અને તેઓએ નાસીને પાસેના કુવામાં ઝંપલાવ્યું નહીં હોત તો ખચીત આ માતકી સીપાઈઓ તેઓના પાણ કાહાડી લેવામાં વાર લગાડત નહીં.

આ બનાવ બન્યા પછી બીજે દીવસે એટલે તા૦ ૧૭ જુલાઈ ને રોજે જનરલ હેવલાક અંગ્રેજ ફૂપાની સાથે શેહેરમાં દાખલ થયો. તેણે દાખલ થતાં જ પેહેલો સવાલ એ કીધો કે, પેલા કેદીઓ ક્યાં છે. એક અંગ્રેજ આ કતલ થવાના બે દાહાડા આગમચ કેમાં સંતાઈ બેઠો હતો તેણે આ કતલ વિશેની વાત તેને કહી. તે સાંભળતાં બારજ તેના દીલમાં કમકમાટ ઉપજ્યો. અંગ્રેજ આફીસરો આ સંતાપ ભરેલી જગોપર ઉતાવળે જઈ પોહોંચ્યા અને ત્યાં બારણામાં પેસતાં જ તેઓના પગ ઘુંટી સુધી લોહીમાં ગરક થઈ ગયા. એક તરફ જુએ છે તો ઓરતોનાં બુટ, બચ્ચાંની ટોપી, તેઓની ફરાકો, ચોપડી, તેઓના ઓંખાતાણ કરીને તોડી નાખેલા બાલ તથા ન્હાનાં બચ્ચાંનાં બુટ વિગેરે પડેલું તેઓએ જોયું અને તેઓનાં દીલ ધ્રુજવા અને કોપવા લાગાં. કેટલાક લખેલા કાગળના કટકાઓ જમીન ઉપર પડેલા જોયા. તેમાં એક બાળકે એક કાગળમાં લખ્યું હતું:—

"મા બારમી જુલાઈએ મરણ પામી. એલીસ નવમી જુલાઈને રોજ મરણ પામી. બાપાજી ૨૭ મી જુનને રોજ મરી ગયા. કાકા વીલી ૧૮ મી જુને મરણ પામ્યા. કાકી વીલી તા૦ ૧૭ મી જુને દેવલોક થયા. જેરક તા૦ ૨૭ મી જુનને શહેર છોડ્યું. નહી જાનારે હમ્ના એટલામાં કેદી કરી લીધા."

પણ જ્યારે તેઓએ પેલા કુવા આગળ જઈને મુડદાનો ઢગલો જોયો ત્યારે તેઓના મનમાં કેવો કમકમાટ ઉપજ્યો હશે વારૂ! તેઓએ આ ખુનીઓને શીક્ષા કરવાનો ઠરાવ કીધો. આ કતલ કરનાર મુખ્ય માણસ નાના તે તો સાત માઈલ દુર બીઠુર છે ત્યાં જઈ બેઠો હતો. જનરલ હેવલાક પોતાનું લશ્કર લઈ તે જગો પર ચાલ્યો અને ત્યાં જઈને જુએ છે તો નાનો પોતાના લશ્કર સાથે નાશી ગયલો હતો. તેઓના બંદુક અને ઘોડા કેટલા રહી ગયા હતા. જનરલ હેવલાક આ સઘળો અસબાબ લઈ પાછો કાનપોરમાં આવ્યો; અને થોડી એક વાર થાક લઈને લખનોમાંના કેદીઓને છોડવાને આવ્યો; અને પાક પરવરદીગારની મેહેરબાનીથી ત્યાં વખત સર જઈ પોહોંચવાથી કેદીઓના જાનની ખુલાશી થતી અટકી. તેઓ બચ્યા એટલુંજ ગનીમત સમજી, ત્યાંનો હવાલો બીજા જનરલ નીલને આપી, જનરલ હેવલાક પાછો કાનપોર આવ્યો. અહીંયાં તેણે એક મોહોટી કંપની આસપાસ આઈ બેઠાવી અને પરચાં રસથે બંદોબસ્ત કરી હુકમ કીધો ! રહી હતી

સીપાઈઓને પકડીને તેની ગુજરી લાગવા. દરરોજ બદમાસી સીપાઈઓ પકડાતા ગયા અને તેઓની તપાસ કરી જોઈએ પંઢરા મુનેહગાર ઠરવા તેઓને ફાંસીનો હુકમ કરતો ગયો; પણ ફાંસી આપ્યા પેહેલાં મુનેગારોને એક લખત પેસી કતલ કરવાની જગો પર જઈ જમીન પર પડેલાં લોહીને લુછવાનો હુકમ કીધો હતો. આ સજા મોત કરતાં પણ જ્યાદા હતી; કારણ કે, ક્રીસ્તીયન લોકોના લોહીને હિંદુઓ અડકે તો મુવા પછી તેઓનો અવતાર બીલાડી વાંદરનો થાય એવું તેઓ સમજેછે. આ કોઈ તેઓનો ધરમ જોગ અને દ્રઢ ધરમ કે, જેમાં માની લોહી વરસાવ્યાના કરતાં લોહી લુછવાનું વધારે પાપ સમજેછે.

## બ્રહ્મસમાજની તવારીખનો ટુંક અહેવાલ.

(સંબંધ પાને ૨૦૨ થી.)

સમાજમાં સત કીરતન એટલે સઘળા ભાવિકો એકઠા થઈને પ્રાર્થના કરેછે તે કરવા લાગ્યા. બ્રહ્મો ઉત્સવ કરેછે તેને બ્રહ્મોત્સવ કરીને કેહેછે. સ૦ ૧૮૬૬ના નવમબર મહીનાની ૨૪ મી તારીખે કેશવચંદ્રસેનના ઘરમાં પેહેલવેલો બ્રહ્મોત્સવ થયો હતો. તા૦ ૨૩ જનેવારી સ૦ ૧૮૬૮ ને રોજે બ્રહ્મસમાજ સ્થાપ્યાની આડત્રીસમી સાલગીરીને દીવસે નવું મંદીર બાંધવાનો પાયો નાખ્યો. તે દીવસે સાંજરે કેશવચંદ્રે ભક્તિ વિશે ભાષણ કીધું હતું. તા૦ ૨૨ આગસ્ટ સ૦ ૧૮૬૯ને રોજે નવું મંદીર પ્રતિષ્ટાપના ઉત્સવ સાથે પ્રાર્થના કરવાને પેહેલવેહેલું ઉઘાડ્યું; અને નવા લોકોએ કેરવાની દિક્ષા જાહેરે કીધી.



એકવીસ જુવાન, તેમાં કેટલાક યુનીવરસીટીના ગ્રાજ્યુએટ હતા, તેઓએ "બ્રહ્મ ગોટ" ઈયાને એક સીધાસન આગળ અર્ધ ગોળમાં ઘુંટણીએ બેસી બ્રહ્મસમાજનો ધર્મ કેશવચંદ્રની રૂબરૂમાં કબુલ કીધો. ઉપર જણાવેલા ગ્રાજ્યુએટમાંથી બે શખ્સોની શાદી પણ બ્રહ્મો થઈ.

બ્રહ્મોની પ્રાર્થના સંસ્કૃતમાં કીધેલીછે. વળી એક ચોપડી એ સભાએ બનાવીછે. તેમાં હિંદુના, યાહુદીના, ખ્રીસ્તીના, મુસલમાનોના તથા પારસીઓના, ધર્મ શાસ્ત્રમાંથી સારી સારી નીતીની કેહેવતો એકઠી કરીને ચોપડી બનાવીછે. આવી રીતે બ્રહ્મસમાજના ભક્તિ માર્ગના સાધનમાં વધારો થયોછે. આ ભક્તિ વિશે કેટલાક વિદ્યાર્થીઓએ તથા ઓરતોએ પ્રાર્થનાનાં ગીતો રચ્યાંછે; અને સંગીતરેથી પરમેશ્વરના ગુણ તેઓ ગાયછે. થોડાં વરસ ગયાં ઘણા બ્રહ્મો એક પ્યારા પરમેશ્વરના ગુણો રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ ગાયછે. આ વાત સ૦ ૧૮૭૦માં કેશવચંદ્ર સેનની ઉસ્કેરણીથી પેહેલવેલી શરૂ થઈ.

થોડા વરસમાં બ્રહ્મસમાજના "મીશોનરી"ઓ તઈયાર થઈ ફક્ત બંગાળામાંજ ફરતા હતા. પણ પાછળથી ધીમે ધીમે હિંદુસ્થાનના બીજા ભાગોમાં જવા લાગ્યા. સ૦ ૧૮૬૪માં કેશવચંદ્રસેન "મીશોનરી" તરીકે મુંબઈ અને મદ્રાસમાં ગયો હતો. એ વરસમાં શેઠ કરસનદાસ માધવદાસની બાલકેશ્વરના બંગલામાં તેણે વાસેજ કીધી હતી. તે વખત એના ઘણા વિદ્વાન ભાઈબંધોને તેને ઓળખવાની જોગવાઈ મળી હતી. બાદ તે પંજાબમાં ગયો હતો. પછી બીજા બ્રહ્મોના "મીશોનરી"ઓ અમરતસર, લાહોર, બંગલોર, અને મુંબઈ વીગેરે ઠેકાણે જવા લાગ્યા; અને

બ્રહ્મસમાજના મતનો પ્રસારો કરવા લાગ્યા. માંગલોર મદ્રાસ ઈલાકાની પશ્ચિમ બાજુ ઉપર આવેલુંછે. ત્યાં ખાનદાન હિંદુઓને પાસ ધર્મનું અજવાળું દેખાડવા સારૂ બ્રહ્મની જણ "મીશીનરી"ઓ મોકલવામાં આવ્યા હતા; અને આ તેઓની હોંસ ઉપરથી લોકોને ખાતરી ભરેલી રીતે સમજમાં આવશે કે, બ્રહ્મસમાજ હિંદુસ્થાનને નવો જન્મ આપવાને શક્તિ ધરાવેછે.

સ૦ ૧૮૭૦ માં કેશવચંદ્રસેન કેટલાક જુવાન વિદ્યાર્થીઓને લઈને વિલાયત ગયા. એવી મતલબથી કે અંગ્રેજી સુધારાનું જ્ઞાન પુરતું મેળવાય; તથા ત્યાંના લોકો હિંદુસ્થાનના મરદ ઓરતોના સંસાર ધર્મ તથા રાજકારભાર સંબંધી કલ્યાણ કરવામાં દીલ ધાલે. છ મહીના ત્યાં રહ્યા. તેનો અહેવાલ "ઈંગલીશ વીઝીટ" નામની ચોપડી બનાવીછે તેમાં પ્રગટ કીધોછે.

કેશવચંદ્રસેને હિંદુસ્થાનમાં પાછા આવ્યા પછી તુરત "ઈંડીયન રીફાર્મ એસોશીયેશન" નામની મંડળી ઉભી કીધી. તેમાં બધી જાતના, અને ધર્મના લોકોને મળવાની છુટછે. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, તથા અંગ્રેજ મેમ્બરોછે. ઘણા લોકો તો પોતાના બ્રહ્મોઆનાજછે.

આ "એસોસીયેશન"ના પાંચ ખાતાં કીધાંછે. તેમાંમાં (૧) ઓરતોનો સુધારો; (૨) કેળવણી; (૩) સસ્તું વાચન; (૪) પરહેજગારી; (૫) સખાવત. આ દરેક ખાતામાં બે વરસ થયાં સારૂં કામ ચાલેછે.

પેહેલાં ખાતામાં જે કામ શીરૂ થયુંછે તેમા—એક "ફીમેલ નારમલ સ્કુલ" જેનો હેતુ સ્ત્રી શિક્ષક તઈયાર કરવાનોછે, તેવી સ્કુલ ઉઘાડવામાં આવીછે. એ સ્કુલ સ૦ ૧૮૭૧ના ફેબ્રરવારી મહીનામાં તથા સપટંબર મહીનામાં એક છોકરીઓની નીશાળ ઉઘાડવામાં આવીછે. શીખનારીઓની પરીક્ષા દર મહીને અને દર વરસે લેવામાં આવેછે. સરકારી ઈન્સપેકટરો તથા બીજા હિંદુ ગૃહસ્થો, તેઓને પોતાની ભાષામાં તપાસેછે; અને અંગ્રેજીમાં હિંદુસ્થાનમાં રેહેનારી માહીતગારી મેળવેલી કોઈ અંગ્રેજ બેડી શીખવનારી તપાસેછે. તપાસ કરનારાના રીપોર્ટ ઉપરથી સ્કુલ સારી પેઠે ચાલેછે એમ જણાયછે. "ફીમેલ નારમલ સ્કુલ" ના વિદ્યાર્થીઓએ પોતાના માંહોમાંહેના સુધારાને સારૂ એક નાહાની સરખી મંડળી ઉભી કીધીછે; અને તે દર શુક્રવારના બપોરે બાબુ કેશવચંદ્રસેનનાં અધ્યક્ષપણાં નીચે મળેછે. ત્યાં તેઓ આ દેશની સ્ત્રીઓને ફાયદો થાય એવા વિષય ઉપર રીસાલાઓ લખી લાવી વાંચેછે, તથા તે ઉપર તકરાર કરેછે. સ૦ ૧૮૬૪માં એક ઘણો સારો બંગાળી ભાષામાં "બંબોધીની પત્રીકા" નામનું ચોપાનીયું આ દેશની ઓરતોના ફાયદાને સારૂ કાઢવામાં આવ્યુંછે; અને તેનું કામ ઓરત સુધારક ખાતું ચલાવેછે. એ ચોપાનીયું સેંકડો ઓરતોના વાંચવામાં આવે છે; અને તેમાંની ઘણી ખરી ઓરતો તો પદ્યમાં તથા ગદ્યમાં લખાણ કરેછે. (અધુરૂં)



## હિંદુસ્થાનનો બીજો ગવરનર જનરલ.

(સાંધણ પાને ૧૫૦ થી.)

હેસ્ટિંગસને લાચાર જોઈ તથા કોઈને દરજ્જે ચહડાવવા ઉતારવાનો સઘળો અખ્તિઆર કાઉંસલરોના હાથમાં ગયો એ જોઈ, તેની સામાં તુરત લોકો તરેહવાર તોહોમત લાવા લાગ્યા. કાઉંસલરો તો એવું શો-

ધતાજ હતા, આવે વખતે નંદકુમાર છાનો બેસે એવો મહા નાજાનો નહોતું ઉપરાંત તેણે જોયું કે હવે તેના જુના દુશ્મનપર હાથ કરવાનો વખત આવ્યોછે. તેને ગવર્નર સાથે અણબનાવ થવાને સત્તર વર્ષ વહી ગયાં તોપણ તેના મન પરનો દાઘ ગયો નહીં. તેને પોતાનું વેર કાઢવાની ખુબ સરસ તક મળી આવી. તે પેલા કોંસિલરો સાથે મળી ગયો. જ્યારે એ લોકો પેહલવેહલા આવ્યા તે વખતે નંદકુમારે ઘણાં દબદબાથી તેઓની મુલાકાત લીધી હતી, તે ઉપરથી ગવર્નર જનરલે મોટા ગુસ્સે થઈ તેને ગવરમેંટ હાઉસ એટલે સરકારી બંગલાગાંથી કાહડી મુકાવ્યો હતો.

નંદકુમારે એક કાગળપર તરેહવાર ચાર્જ હેસ્ટિંગસની સામાં લખી તે તેણે ફ્રાન્સિસને આપ્યો. તેમાં એમ પણ લખ્યું હતું કે, ગવર્નર જનરલે મ્હોટી રૂકમની રૂશવત લઈ મહમદ રેજાખાન જેવા મ્હોટા ગુન્હેગારોને વગર સજા કરે છોડી દીધા. ફ્રાન્સિસે આ કાગળ કાંઊંસીલમાં વાંચ્યો; અને તે ઉપરથી ભારે તકરાર ઉઠી. હેસ્ટિંગસે નંદકુમારનો ઘણો ધિક્કાર કીધો, અને તેના ઉપર લાવેલાં તોહોમત સાંભળી બહુ ગુસ્સે થઈ ગયો, અને મ્હોટા ખફા થઈ બોલ્યો કે, કાંઊંસીલને ગવર્નરનો ઈન્સાફ કરવાનો અખ્તિયાર નથી. બીજે વખતે જ્યારે કાંઊંસીલ મળી ત્યારે નંદકુમારે લાવેલાં તોહોમતની તજવીજ થતી વખત, તેને કાંઊંસીલમાં હાજર રેહવાની અરજ કીધી; અને તેવિશે ભારે ભાંજગડ ચાલી. ગવર્નરે એવી તકરાર ઉઠાવી કે, મારા ઉપરના આરોપની તજવીજ કરવાને કાંઊંસીલ યોગ્ય જગા નથી. વળી જે લોકોને હમેશ મારી સાથે બનતું નથી તેજ લોકો મારો ઈન્સાફ કરે એ ગેરવાજબી છે; અને નંદકુમાર જેવા આદમી મારા સામા થાય અને મારી તેની સાથે મુકર્દમો લડવો એ વાત મારા હોદ્દાને અપમાન પોહોંચાડેછે. કાંઊંસલરોએ કંઈ ગવર્નરની વાત ધ્યાન કીધી નહીં અને તેના ઉપર આવેલાં તોહોમતની તજવીજ ચલાવવાનો ઠરાવ કીધો. હેસ્ટિંગસ ઝટ ઉભો થઈ કાંઊંસીલ બરખાસ્ત કરવી એમ બોલી પોતે ત્યાંથી રવાને ગયો, અને તેની પાછળ બારવેલ પણ ચાલતો થયો. બીજા મેમ્બરો ત્યાં બેશી રહ્યા; કાંઊંસીલનું કામ જારી રાખ્યું; અને કલેવરીંગને પ્રેસીડેન્ટની ખુરસી આપી, નંદકુમારને કાંઊંસીલમાં બોલાવવાનો હુકમ કીધો. તેણે આણેલા તોહોમતમાં બીજાં ઉમેરો કીધો. વળી એવો ચાર્જ લાવ્યો કે, હેસ્ટિંગસે રાજા ગુરદાસને નવાબનો અજાનચી મુકરર કરતી વખતે તેની પાસે તથા નવાબની બાલ્યાવસ્થાને લીધે મની બેગમને તેની વાલી મુકરર કરવામાં તેની પાસેથી મ્હોટી રકમની રૂશવત લીધીછે. મની બેગમની પાસેથી લીધેલી રૂશવતની સાબિતીમાં એક દસ્તાવેજ બેગમની સહી મોહોર સુદ્ધાં નંદકુમારે કાંઊંસીલમાં રજુ કીધો હતો. આ ઉપરથી એવું સાબિત થયું કે, હેસ્ટિંગસે ત્રણ લાખ ઉપરની રકમની રૂશવત લીધી; અને તે રકમ તેની પાસેથી પાછી કઢાવવાનો ઠરાવ થયો.

કંપનીના બંગાળા માહેલા બીજા અંગ્રેજ નોકરોનું ગવર્નર વિશેનું મત ઘણું સારૂં હતું. તે લોકો તેની કામ કરવાની આવડદારી તથા બાહાદુરીભર્યા ચાલચલણથી તેનાપર ઘણા ખુશી હતા. તેમજ તેઓને ખબર હતી કે ગવર્નર આ દેશથી સારીપઠે વાકેફછે, અને તેના સતાવનારા કરતાં હજાર દરજ્જે સારોછે. વળી તેઓમાં એવું અભિમાન રહ્યું હતું કે, તેઓની સાથે રહી એક સાધારણ કલાર્કની જગાપરથી મ્હોટી હાકેમતને

પોહોંચ્યો, એ સઘળી આબરૂમાં તેઓને પણ કંઈ લાગતું વળગતું છે; અને તેટલા ઉપરથી તેઓ સ્વભાવીક રીતે ફિલોઝનથી ગવર્નરનીજ તરફીનમાં રહ્યા. હેસ્ટિંગ્સના દેશીઓ તેનાં ઉપર આટલા મેહેરબાન હતાં તે ફુખી હતો. તેને ઇંગ્લંડમાં તેના ઉપરીઓને અપીલ કરવાનું બાકી રહ્યું હતું; અને તેમ કરવામાં તેને મ્હોટી બીહીક એ હતી કે, જો તેના ઉપરી પણ તેના દુશ્મન સાથે એકમત થશે તો પછી તેને નોકરી મુકી વિલાયત જવાને થશે પડશે. આટલા કારણ ઉપરથી તેણે અગાઉથીજ પોતાનો બંદોબસ્ત કરી મુક્યો હતો. તેણે પોતાની નોકરીનું રાજીનામું તૈયાર કરી લંડનમાં પોતાના આડતીયા "કરનલ મેકલીન"ને મોકલી દીધું હતું; અને તેને લખી જણાવ્યું હતું કે, જો કંપનીના ડાઇરેક્ટરોનો વિચાર તેની તરફ સારો નહીં હોય એવી તેની ખાતરજમાં થાય તો તેણે તે રાજીનામું કંપની આફીસમાં રજુ કરવું; નહીં તો નહીં.

હવે નંદકુમારના દુશ્મનો તો પારજ નોહોતો. તે જાણે એક ઘરમાં રોજ દરબાર ભરી બેસતો અને પોતાના દેશીઓને હેસ્ટિંગ્સ ઉપર તોહોમત પર તોહોમત લાવવાનું શિખવતો હતો. આ રીતના પ્રમાણે કેહેરના શેઠ સાહુકારોને ભીરમાવી તથા કોઈ વખત ધમકી આપીને પણ તેઓને ગવર્નરની સામાં ખાર્જ લાવવાનું કહ્યું. આવાં કામ કરવામાં તે પોતાના ખાનામાં પોતે ઘુસ લાખતો હતો. તે પેલા કાંઉસલરોની હિંમત પર કુદતો હતો. પોલીટીકલ તથા જુડીશિયલ ખાતાં નિરાળાં નિરાળાં હતાં; તથા તે જુદાજુદા શખસના હાથમાં હતાં તે વાતનું તેને. ... નોહોતું. સુપ્રીમ કોર્ટપર કાંઉસીલનો કંઈપણ સત્તા નોહોતી તેની પણ તેને ખબર નોહોતી; તથા કાંઉસીલ જેને મારવા માગતી હતી તેને સુપ્રીમ કોર્ટ બચાવી શકતી હતી, અને જેને બચાવવા માગતી હતી તેને તે કોર્ટ ફાંસીની સજાએ પોહોંચાડી શકતી હતી. એ વાતથી તો તે કેવળ અજાણ હતો. હેસ્ટિંગ્સ સઘળી વાતે પોહોંચેલો એટલે તેને સુપ્રીમ કોર્ટના ઉપરીને પોતાના હાથમાં રાખવાથી પોતે સારી રીતે ફાવશે એવું આગળથી સુઝ પડ્યું; અને તેણે તે પ્રમાણે ગોઠવણી સાંધી રાખી. સઘળા સુપ્રીમ કોર્ટના જડ્જોને અને તેમાં ખાસ કરીને ચીફ જસ્ટીસ ઈંપીને મ્હોટા જડ્જને પેલા કાંઉસલરો સાથે ખાપરો એખલાસ નોહોતો. આ બનાવ પણ હેસ્ટિંગ્સને ફાયદેમંદ હતો. (અધુરૂ.)

---

## રાજ મામલાના કામ કરી શકે એવી સ્ત્રીઓ આગળ હિંદુઓમાં પણ હતી.

રામકૃષ્ણ નામનો શખસ બંગાળામાં રાજશાહી નામની જગોના રાજા હતા. તે સને ૧૭૪૮ માં વારસ મુકયા વગર મરણ પામ્યા. મરતી વખતે પોતાની ઓરતને હિંદુ શાસ્ત્ર પ્રમાણે એક દત્તક મુકરર કરવાની રજા આપી હતી. આ ઓરતનું નામ માહારાણી ભવાની હતું. થોડાક દીવસ તેણે રાજનો કારભાર તેના જમાઈ રૂઘનાથને સોંપ્યો હતો. તે સને ૧૭૬૦ માં મરણ પામ્યો. નંદકુમાર રાય નામના પુરૂષની ખટપટને લીધે આ રાણીનું રાજ ભવાનીપરસાદ નામના એક શખસના હાથમાં ગયું; પણ તે થોડા મહીનામાં પાછું રાણીને હાથ આવ્યું.

માહારાણી ભવાની ઘણી બુદ્ધીવાળી અને લાયક હતી. રાજ મામલો શી તરે ચલાવવો તેથી તે સારી પેઠે વાકેફ હતી. જમીનદારીના કારભાર વિશે તે પુરતું જ્ઞાન ધરાવતી હતી. દયારામરાય કરીને તેનો દિવાન હતો તેની સલાહનો લાભ તેને મળતો હતો; પણ તેની પોતાની કાબીલીયતને લીધે કોઈજ. વખતે તેને તસદી આપવાની જરૂર રેહેતી હતી. તેનું મગજ એવું તો મોહોટું હતું અને તેને પરમેશ્વર તરફથી બુદ્ધીની બક્ષીસ એવી તો ઉમદા દીસતી હતી કે, તેણે પોતાની ઈસ્ટેટને સારી પઠે સુધારી અને વધારે આબાદ વાળી કીધી એટલુંજ નહીં; પણ નાશ થતી મીલકતને સંજોગો જતી અટકાવી.

માહારાણી ભવાનીબાઈ પોતાનો કારભાર કરવામાં ચારે તરફ નજર રાખતી હતી; અને જે કંઈ કામ કરતી હતી તે પાકા અંદેશાથી કરતી હતી. જ્યારે હિંદુસ્તાનના ગવરનર જનરલ વારનહેસ્ટીંગસના પર રૂશવત ખાવાના ઘણા એક મુકદ્દમાની તજવીજ વિલાયતમાં ચાલતી હતી ત્યારે ભવાનીબાઈ તરફથી રૂ ૪,૪૦,૦૦૦ લેવાનો તેના પર એક ચાર્જ આવ્યો હતો. પણ તે ચાર્જ સાબીત કરવામાં કંઈ પણ દાખલો અથવા પુરાવો મળી આવ્યો નોતો.

માહારાણી મોહોટી અને સખી દીલની ઓરત હતી. તેણે નાણાંની મોહોટી રકમો ધરમ કરવામાં ખરચી હતી. તેણે બનારસમાં ૩૮૦ ધરમશાળા ઠાકરદ્વારો વગેરે ધર્મના મકાનો મોહોટે ખરચે બાંધેલાછે. તેણે મોહોટો દશ માઈલ સુધીનો તો રસ્તો બંધાવ્યો છે. એ શીવાય તેણે ઘણાં દેરાંઓ બંધાવ્યાંછે અને તેનો કારભાર જાવેદાન સુધી કાયમ રાખવા સારૂ તેને જમીનની મોહોટી પેદાશો કરી આપીછે.

માહારાણી ભવાની ઘણી ધાર્મીક હતી અને પોતાના વખતમાં, કાળને અનુસારીને ચાલવામાં પુરી વાકેફ હતી. તેને લગતી સઉને તરસ ઉપજાવે એવી બીના બનેલી નીચે જણાવવામાં આવીછે.

નવાબ સુરજાદઉલાને ખબર પડી કે, માહારાણી ભવાનીબાઈની છોકરી ઘણી ખુબસુરત અને ભરજુવાનીમાંછે. તેનો ધણી મરી ગયો હતો અને હિંદુશાસ્ત્ર પ્રમાણે તેનાથી ફરી ધણી કરી શકાય નહીં એવી હાલતમાં તે હતી. નવાબની નજર બગડ્યા વિશેની વાત માહારાણીના કાનપર આવ્યાથી તેના ટાંટીઆ ભાંગી ગયા અને બોલવા લાગી કે, જે નવાબના રાજની નીચે હું વસું છઉં તે પોતાના મોહોબ્બતવાળા દરજાનો વિચાર ન કરતાં, બંગાળામાં પેહેલા દરજાના આબરૂદાર કુટંબમાં વસનારી રાજકુમારોના પતીવ્રતાપણાનો ભંગ કરવાને આ નાગમે માથે લીધુંછે એ મોહોટી તાજુબી ઉપજાવે એવી બીનાછે. પણ લાચાર! જ્યારે રાજા કે જેના રક્ષણ તળે આપણે વસીયે છઈયે તે પોતાની રઈયતને પોતાના બચ્ચાં પ્રમાણે ન સમજે જુદી રીતે વર્તેતો પછી તેને શું કેહેવું? જે નામદાર માયાળુ સરકારના આસરા નીચે આપણે વસીયે છઈયે તેજ જ્યારે આપણા રક્ષણ કરવામાં તથા આપણી માલમીલકતનો બચાવ કરવામાં લગીર વિચાર ન રાખે તો પછી આપણી શી વલે? પારશીઓનો દાખલો બનેલો હાલ મોજુદ છે. આપણી માયાળુ અને દયાળુ માહારાણીના નીમેલા નોકરોને આપણી માલમીલકત તથા જાનના રક્ષણ સારૂ રાખેલા છે. તેઓએ પોતાના હોદાના જોખમ ભરેલાં કામો કરવામાં જેવી જોઈયે તેવી ખબરદારી બતલાતી નથી એવું પણ લોકોનું બોલવું છે.

જાણીતા કાબીલ ડાકટર ધીરજરામે સર્વ ઉપયોગી સુચનામાં લખ્યું છે તે વાંચીને એ ચીજ વધારે વાપરવામાં અટકાવ કરવો જરૂર છે. આફીણીઓમાં અસુસન કરીને અફીમનો ભાગ વધારે આવેછે તે બાળકોના ઉપર ઝેરી અસર કરેછે. હિંદુઓના ઊદ્યેરામાં પણ એ માથું દુખવામાં ઘસીને ચોગાઠામાં તથા પાક વીગેરે મસાલાઓમાં કાછી તરે વપરાય છે. જે ચીજ આપણા હમેશના વાપરમાં આવેછે તે ચીજનું થોડું ઘણું જ્ઞાન સર્વે કોઇને મેળવવાની જરૂર છે; પણ તેવી બાબત ઉપર ધ્યાન આપવાની આપણા લોકોમાં ટેવ નથી તે હવે રફતે રફતે પડવી જોઇયે.

જેમ ગુજરાતમાં બાવળ ઉગેછે તે પ્રમાણે એ ઝાડ **સીકાપુર** તથા **પીનાંગમાં** ઉગતાં હમારા એક મિત્ર ડાકટર ધીરજરામ જેવણ સને ૧૮૯૨ માં તે ભાગ તરફ ગયા હતા તેના જોવામાં આવ્યાં હતાં. **પીનાંગમાં** પાણીનો ધોધવો કયાંથી પડેછે તે જોવાને એ ડાકટર સાહેબ ગયા ત્યારે તે ડુંગરને તળીયે એક મદો આ અમકુળના ઝાડ સામવતો તેમના જોવામાં આવ્યો. આ નજરે જોયલા ઉપયોગી અહેવાલને સારૂ હમો એ ડાકટર સાહેબના આભારી થયા છઇયે.



## બચ્ચાંમાં કમળાનો આજાર અને વેહેમી બાઇ.

બાળકમાં જે કમળો થાયછે તે તેના કલેજામાં કશ આજાર થયો હોય તેની નિશાની છે. કમળો ચામડીના પીળારંગ ઉપરથી, આંખનો સફેત ભાગ પીળો દેખાવાથી, પિશાબનો રંગ કેશર જેવો હોયછે તે ઉપરથી, અને પેટનો રંગ સફેદ અથવા મીટ્ટી જેવો હોયછે તે ઉપરથી, આપણે પરતી સકીયે છઇયે.

કમળો બાળક થોડા દાહાડાનું હોયછે તે વખત ઘણું થાયછે. અને આસરે એક અઠવાડીયામાં જતો રેહેછે. જે બાળક બરોબર પુખ્ત થઇ જન્મેલું નથી હોતું તથા નબળું હોયછે તેમાં વધારે જણાયછે. જે બાળક બરોબર સ્વાસોસ્વાસ લઇ નથી શકતું, અને કંઇ ઝેરી હવા તેના સ્વાસોસ્વાસમાં આવેછે, તથા તેની ચામડી બરોબર પોતાનો ધર્મ બજાવી શકતી નહીં હોય તેવાં બાળકમાં કમળો જણાયછે. કમળો ગુસ્સો, દુઃખ, ને પેટમાં આજાર હોવાથી પણ થાયછે.

બાળકને સાફસુફ રાખવા ઉપર ધ્યાન રાખ્યેથી, તેનાં કપડાં સ્વચ્છ રાખ્યેથી, તેનાથી નિર્મળ હવાનો ઉપભોગ થાય એવા ઓરડામાં રાખ્યાથી, ને એવી બીજી કેટલીક ગોઠવણી કરવાથી બાળકને કમળો થતો નથી, અને હોય તો દુર થાયછે; વાસ્તે એ બાબત સાએ મનમાં ઇઆદ રાખવી. એ શિવાય દવાદારૂના ઉપાયો તમારો ડાક્ટર તમોને સમજાવશે.

હિંદુ ઓરતો દવાદારૂ કરતાં વેહેમોમાં વધારે એતકાદ રાખેછે તેનો એક દાખલો:— હમારો એક મિત્ર એક હિંદુનાં બચ્ચાંને કમળો થયો હતો તેને જોવા ગયો. તે બચ્ચાંની ઝોળી નીચે એક થાળીમાં લાલ રંગનું પાણી તેણે જોવામાં આવ્યું. તે શું હતું તેની તપાસ કરતાં માલમ પડ્યું કે, તે એક જાતનો ચુનો હતો. પાણીમાં ચારપાંચ સોય નાખી તે પાણી બચ્ચાંને શરીરે ઉતારવાથી બધો રોગ તેમાં આવીને ઠર્યો હતો. બચ્ચાંને જરા સારૂં જોઇ, ડાક્ટરે બચ્ચાંની માને પુછ્યું કે, દવાથી કંઇ ફાયદો થયો કે નહીં. તેણે કહ્યું કે તમારી દવાંથી તો કંઇ

વળ્યું નહીં; પણ આ તુખ્મથી ઘણો ફાયદો થયો. સોમને પાણીમાં રાખવાથી તેનો કાટ પાણીમાં ઉતરી, પાણી એક જાતનો રંગ પકડેછે તે વાત ડાકટરે ધારમાંની માને સમજાવી પણ તે કંઈ તેના ધ્યાનમાં ઉતરી નહીં. જ્યારે ડાકટરે તે મુજબ તેને કરી બતલાવ્યું ત્યારે તે પછી તાજુબ થઈ. આ અને એવીજ બીજી બાબતોમાં આપણી ભોળી હિંદુ ઓરતો વેહેમનાં મુળ કારણોની તપાસ કીમાવના ખાંપર ઓચ્ચીને તેઓને તાબે થાયછે એ ખરે ઘણીજ અફસોસની વાતછે. તેઓમાંથી હવે એવી બાબતોનો અટકાવ કરવો જરૂરછે.

પારસી ઓરતો પણ હજુ સુધી આવા વેહેમોમાંથી તદન મોકળી થઈ હોય એમ ભાસતું નથી. નોસારીમાં ઘણીખરી પારસી ઓરતો કમળા અને બીજા રોગોમાં જતુભટ અને ગુજનભટને ત્યાં દાણા મંત્રાવા જાયછે. તેઓ અંગ્રેજી સીખેલા ડાકટર કરતાં આવા ધુતારા વૈદોને જ્યાદા પસંદ કરેછે, કેમકે તેઓ દવા આપેછે તેની સાથે વળી કંઈ આડું તેડું હોયછે તે પણ દુર કરેછે. હમને આશાછે કે જેમ જેમ કેળવણીનો પ્રકાશ જ્યાદા થતો જશે તેમ તેમ આ વેહેમોનો અટકાવ થશે.

## ઈંડાંની પરીક્ષા.

ઈંડાં ઉનાળામાં એક અથવા બે દહાડા સુધી તથા સીયાળામાં એકથી તે ૭ દહાડા સુધી તાજાં રેહેછે. ઈંડાંના કોટલામાં બારીક છેદો છે તેમાંથી પાણીનો ભાગ સુકાઈ જાયછે તેથી તેને કોટલું ભરાઉ દેખાતું નથી. જ્યારે ઈંડું વાસી થાયછે ત્યારે તે વાહેલી દાફ્તે બત્તી અથવા સુરજના અજવાળા તરે જોઈએ તો તે એક છેડાપર આછી ગંદલી માલમ પડેછે અને તે હલાવીએ કહીએ તો તેની અંદર કંઈ અથડાતું હોય તેમ સંભળાયછે. આ પ્રમાણે તાજાં ઇંડાંમાં થતું નથી.

ઈંડું કેટલી મુદતનું થયું છે તે કેહેવાને આ ઉપાય કામે લગાડવામાં આવેછે:—૪૦ આઉન્સ પાણીમાં ૪ આઉન્સ નીમક પીગળાવવું અને પછી તે પીગળી ગએલા પાણીમાં ઈંડું મુકવું. જો તે એક દીવસનું હશે તો તે તળીએ બેસશે. બે દીવસનું હશે તો તે પાણીમાં ડુબશે પણ તળીએ બેસશે નહીં. જો તે ત્રણ દીવસનું હશે તો ઉપર તરતું દેખાશે, પાંચ દીવસનું હશે તો છેક ઉપર દેખાશે. જેમ જેમ વધારે દીવસનું ઈંડું હોયછે તેમ તેમ વધારે ઉપર દેખાતું જાયછે.

[એડીનબરો મેડીકલ ૪૪-૧૨૫, માસ ડીસંબર સને ૧૮૭૩, પાનું ૫૭૨.]

## પોંહોંચ.

“નવી પ્રજા” એ નામની ચોપડી એક ઘણા કાબેલ ગૃહસ્થ મી૦ ગિરધરલાલ દયાળદાસ કોઠારીના હાથથી લખાઈ છે. આ ચોપડીનું લખાણ એવું તો સરસછે કે તેની જેટલી તારીફ કરીએ તેટલી થોડીછે. દરેક હિંદુ કુટુંબમાં એ ચોપડી દાખલ થવી જોઈએ. દરેક વાંચી શકે એવી હિંદુ ઓરતે એ ચોપડી એકથી વધારે વાર વાંચવી અને જે ન વાંચી શકેતેઓ કોઈ પાસે વંચાવી સાંભળવાની હમો ભલામણ કરીએ છઈએ. ભણેલાઓ પોતાના પુસ્તકો આભણેલોને અર્પણ કરેછે તેવું આ બાબતમાં નથી બન્યું તે જોઈ હમને ઘણી ખુશી ઉપજે છે.

## સર બેનજામીન ફ્રાંકલીનનું ટાઇમટેબલ.

સર બેનજામીન ફ્રાંકલીન ઘણો ઉદ્યોગી અને નામીચો શખ્સ હતો. તેણે પોતાના ચોવીશ કલાક શી તરેહ ગુજારવા તેને સારૂ દરેક કામને અમુક વખત વહેંચી આપ્યો હતો તે નીચે મુજબ.

| | | |
|---|---|---|
| સવાર. સવાલ—આજે હું શું સારૂં કામ કરીશ? | ૫, ૬, ૭ | ઉઠવું, નાહવું અને પરમેશ્વરની બંદગી કરવી! દાહાડામાં શું કામ કરવું છે તેનો વિચાર કરી તે કરવાનો ઠરાવ કરવો. હાથમાનું કામ શીરૂ કરવું અને નાસ્તો કરવો. |
| | ૮, ૯, ૧૦, ૧૧ | કામ ધંધો. |
| બપોર. | ૧૨, ૧ | વાંચવું અથવા હીસાબ તપાસવો અને જમવું. |
| | ૨, ૩, ૪, ૫ | કામ ધંધો. |
| સાંહાંજ. સવાલ—આજે મેં શું સારૂં કામ કીધું! | ૬, ૭, ૮, ૯ | દરેક ચીજને તેની જગો પર મુકવી. વાળુ કરવું. ગાયન, રમત અથવા વાતચીત કરવી. આખા દાહાડામાં જે કીધું હોય તેનો વિચાર કરવો. |
| રાત. | ૧૦, ૧૧, ૧૨, ૧, ૨, ૩, ૪ | ઊંઘવું. |

## THE PRECEPTS OF SIR BENJAMIN FRANKLIN.

1. Temperance.

Eat not to dullness; drink not to elevation.

2. Silence.

Speak not but what may benefit others or yourself; avoid trifling conversation.

3. Order.

Let all your things have their places; let each part of your business have its time.

4. Resolution.

Resolve to perform what you ought; perform without fail what you resolve.

5. Frugality.

Make no expense but to do good to others or yourself; i. e. waste nothing.

6. Industry.

Lose no time; be always employed in something useful; cut off all unnecessary actions.

7. Sincerity.

Use no hurtful deceit; think innocently and justly; and, if you speak, speak accordingly.

8. Justice.

Wrong none by doing injuries, or omitting the benefits that are your duty.

9. Moderation.

Avoid extremes; forbear resenting injuries so much as you think they deserve.

10. Cleanliness.

Tolerate no uncleanliness in body, clouths or habitation.

11. Tranquility.

Be not disturbed at trifles, or at accidents common or unavoidable.

12. Chastity.

Rarely use venery but for health or offspring, never to dullness, weakness, or the injury of your own or another's peace or reputation.

13. Albraity.

Imitate Jesus and Socrates.